पुस्तक
६५-६६

विविध ग्रन्थमाला

वर्ष ६ ठ्ठुं
सं. १९७२

# लघु लेख संग्रह

## भाग २ जो.

अनुवादकः
कल्याणजी विठ्ठलभाई म्हेता
अने
रत्नसिंह दीपसिंह परमार.

प्रकाशकः सस्तुं साहित्य वर्धक कार्यालय.

સ્થળ-
મુંબઈ, ૨

અને
અમદાવાદ

વિવિધ ગ્રંથમાળા: અંક ૬૫-૬૬: વર્ષ ૬ ઠ્ઠું.

# લઘુ લેખ સંગ્રહ

## ભાગ ૨ જો.

જર્મન જાસૂસની આત્મકથા, ફિજીદ્વીપમાં ૨૧ વર્ષ તથા
કેટલાંક મહાન યુદ્ધ, એ ત્રણ લેખોનો સંગ્રહ.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયને માટે

અનુવાદક:-કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા-સુરત.
અને
રત્નસિંહ દીપસિંહ પરમાર-ડભોલી, જી. સુરત.

સંપાદક અને પ્રકાશક:-ભિક્ષુ અખંડાનંદ
ઠે. કાલબાદેવી રોડ-મુંબઈ.

આવૃત્તિ ૧ લી-પ્રત ૪૩૦૦. વિ. સં. ૧૯૭૨, ઈ. સ. ૧૯૧૬.

મૂલ્ય-વાર્ષિક ફાળે ૦॥≈ પાકું પૂઠું ૦॥- પો૦ માફ.
છુટક-૦॥- અને ૦॥।≈ પો૦ જૂદું.

# નિવેદન

વિવિધ ગ્રંથમાળાનું આ ૬૫-૬૬ મું પુસ્તક છે. આ માળા-દ્વારા જુદા જુદા નાના વિષયોના સંગ્રહરૂપે જે પુસ્તકો નીકળે તેનું નામ 'લઘુ લેખ સંગ્રહ ભાગ અમુક' એવું રખાય છે. એ પ્રકારનું પહેલું પુસ્તક આ માળાના ૭ મા અંકરૂપે સં. ૧૯૬૭માં નીકળ્યું હતું. પ્રસ્તુત પુસ્તકમાં પણ જુદા જુદા ત્રણ લેખો હોવાને લીધે તેનું નામ 'લઘુ લેખ સંગ્રહ ભાગ ૨ જો' એવું રાખ્યું છે. આ ત્રણે વિષયો વિષે ટુંક માહિતી નીચે પ્રમાણે છે.

## ૧-જર્મન જાસૂસની આત્મકથા.

યુરોપિય રાજ્યોમાં એક-બીજા પ્રત્યે ઘણાં વર્ષથી ચાલતી આવેલી ઉંડી ઇર્ષાને લીધે તેઓ બહુજ છુટે હાથે નાણાં ખરચીને મોટા પાયાપર ગુપ્ત જાસૂસખાતાં રાખતાં આવ્યાં છે. આવાં ખાતાં-ઓમાં અસાધારણ સાહસી અને ચતુર માણસોને રોકીને એક-બીજા રાજ્યની લશ્કરી સામગ્રીઓ, સ્થળો, તૈયારીઓ, કળા-કૌશલ્ય તેમજ ગુપ્તમંત્રણાઓ ઇત્યાદિની બને તેટલી વધુમાં વધુ માહિતી મેળવ-વાનો તેમનો હેતુ હોય છે. સત્તા અને વૈભવની હદબહાર આશાઓમાં તણાઇને જર્મન રાજ્યે લાખો માણસોનો સંહાર વળાવનારા જે મહાઘોર યુદ્ધમાં યુરોપને ઉતાર્યું છે, અને સુલેહ શાન્તિપરાયણ બ્રિટિશ સામ્રાજ્યને પણ અન્ય રાજ્યોની સહાયને ખાતર જે લડાઇમાં તણાવું પડ્યું છે, તેવી લડાઇ વહેલે-મોડે જગાડવાનો હેતુ શત્રુરાજ્યોએ પ્રથમથીજ ધારી રાખેલો હતો. તેઓમાંનું જર્મન રાજ્ય એથીજ પોતાનું જાસૂસખાતું યુરોપનાં સર્વે રાજ્યો કરતાં વિશેષ વિસ્તૃત અને ચાલાક રાખતું આવ્યું હતું. એવા ગુપ્તચરો કેવી ગુપચૂપ રીતે, કેવી ચપળતાથી અને કેવાં

ભયંકર જોખમો વેઠીને પરરાજ્યોની માહિતી મેળવવા મથે છે, અને છેવટે તેવા માણસો બહુજ કુશળ બની જતાં તેમને કંટકરૂપ ગણી શત્રુના હાથમાં કેવી નીચ રીતે સપડાવી દેવામાં આવે છે, એ બાબતની કેટલીક જાણવા જેવી અને રસીક માહિતી આ વિષયમાંથી મળશે.

જાસુસખાતાના અને બીજા નોકરોદ્વારા કપટભરેલી રીતે બીજાં રાજ્યોને ભયંકર નુકસાનો પહોંચાડવાના જર્મન રાજ્યના જે પ્રપંચો વર્તમાનપત્રોદ્વારા હમણાં હમણાં પ્રકટ થતા ચાલ્યા છે, તેની પ્રાપંચિકતા અને ભયંકરતા તો વળી પ્રસ્તુત વિષયમાં જણાવેલી હકીકતોને પણ ભૂલાવી દે તેવી છે. એવા થોડા દાખલા આ નીચે આપ્યા છે.

## રશિયામાંના જર્મન પ્રપંચના આશ્ચર્યકારક દાખલા.

"રશિયામાં જર્મનીએ જે પ્રપંચ રચ્યો હતો અને જેથી તેણે ત્યાંની સરકારને આ લડાઇમાં ગંભીર નુકસાન કર્યું છે, તેનો છેડો હજી આવેલો દીસતો નથી, એવી ખબરો તે દેશથી હાલમાં મળી છે, તે જોઇ બહુ ખેદ ઉપજે છે. જર્મનીએ પોતાનો વગ આખા રશિયામાં જાહેર તેમજ છુપી રીતે એટલો તો વધારી મૂક્યો હતો કે કોઈ વખત રાજ્યને તે મોટા નુકસાનમાં લાવી મૂકશે, એવી આગાહી ઘણાક અનુભવી પુરુષો કરતા આવ્યા હતા; પણ તેઓના કહેવાને આ લડાઇ શરૂ થઇ ત્યાં સુધી ઝાઝું વજન મળતું ન હતું. * * * * * * * * * તે વગ કેટલી હદ સુધી રહ્યો છે, અને તે હાલમાં કેટલું નુકશાન પહોંચાડે છે, તેના દાખલા થોડાંજ અઠવાડીયાં ઉપર રશિયાના નવા પ્રધાને રશિયન રાજસભા ( ડુમા ) માં આપ્યા ત્યારે ભારે અચંબો ઉપજ્યો હતો. તેણે જણાવ્યું કે રશિયાની આગેવાન બેન્કોની થાપણનો મોટો ભાગ જર્મનોના હાથમાં છે. બેન્ક ઑફ સાઇબીરીઆ નામની એક ઘણી વગવાળી અને અગત્ય ધરાવતી

બેન્કની અર્ધી ઉપર થાપણ ડૉઇટેશે બેન્ક નામની જર્મન પેઢીના હાથમાં છે. બીજી ઘણી સરાફી પેઢીઓ પણ એજ માફક જર્મનોને હાથે દોરવાય છે, અને લડાઇ શરૂ થયા પછી એ બેન્કો અને બીજી એવી વેપારી પેઢીઓ તરેહવાર રીતે રશિયન લાભોને ગંભીર નુકસાન પુગાડતી રહી છે. ખોરાકીની જણસો એક હાથ કરી તેના ભાવો હદ બહાર વધારી લોકોને બૂમ પડાવવામાં તેઓનો હાથ માલૂમ પડ્યો છે, પણ જે અતિ ગંભીર નુકસાન થયું છે તે તો લશ્કરી અસબાબની બાબતમાં છે. એ અસબાબ બનાવવાનાં ઘણાં કારખાનાઓને જોઇતો કોલસો તથા તેલ એવા જર્મન લાગવગ હેઠળની પેઢીઓનાં કાવતરાંઓને લીધે મળતાં લગભગ બંધ થયાં હતાં. પણ જે સૌથી અગત્યની વાત એ પ્રધાન ઉઘાડી પાડી શક્યો તે એ હતી કે રશિયાના લશ્કરી અસબાબ બનાવવાના સર્વેથી મોટા અને નામીચા કારખાનાની પેઢી માંહેલી એક, જે પુટીલૉફનાં નામથી જાણીતી છે, તેની અર્ધી કરતાં પણ વધુ થાપણ ઑસ્ટ્રિયનો ધરાવે છે, અને વળી તે તોપ બનાવનારી જર્મનોની જાણીતી ક્રુપની પેઢી સાથે ઘણો નિકટ સંબંધ ધરાવતી માલૂમ પડી છે. પુટીલૉફની એ પેઢીએ પોતાના પુષ્કળ કામદારોને લડાઈ શરુ થયા પછી કામ ન હોવાને બહાને રજા આપી હતી અને જેઓને રાખ્યા તેઓનો પગાર કમી કરી માત્ર અર્ધો દિવસજ તેઓ પાસેથી કામ લેવામાં આવતું હતું. લશ્કરી અસબાબ બનાવવાની તાણ રશિયાને કેટલી પડી હતી તે તો આપણે સર્વ જાણીએ છીએ અને ત્યાંનાં સઘળાં કારખાનાઓની જ્યારે રાત અને દિવસ કામ ચલાવી રાજ્યને અસબાબની બાબતમાં નડેલી મોટી અડચણ દૂર કરવાની ફરજ હતી, ત્યારે આ પુટીલૉફની પેઢીએ આવી વિચિત્ર રીતે વર્તવામાં કશી પણ અડચણ જોઈ નહિ."

('મુંબઈ સમાચાર' તા. ૩૦-૧૧-૧૫.)

## દુનીયાના સઘળા ભાગોમાં જાસૂસોદ્વારા જર્મનીએ ચલાવેલી યુક્તિઓનાં ભોપાળાં.

"લડાઇના હંગામમાં રણભૂમિ ઉપર જર્મન હેવાનીયતે જે કેર વર્તાવ્યો છે, અને નિર્દોષ પ્રજાઓનાં લોહી રેડી તેણે દુનીયાના સઘળા ભાગોમાં જે ગુસ્સો ઉત્પન્ન કર્યો છે, તેના કરતાં પણ વધારે ખીજવાટનું કારણ પોતાના જાસૂસો મારફતે તેણે ફેલાવેલાં તરકટો, પ્રપંચો અને રમખાણોએ પૂરૂં પાડ્યું છે. લડાઇમાં ઉતરેલાં રાજ્યોમાંનાં દરેકમાં જર્મન જાસૂસોની નાની સરખી ફોજોને પકડવામાં આવી છે, અને તે ઉપરાંત લડાઇથી અલગ રહેલાં અમેરિકા, ચીન, ઇરાન, સ્પેન વગેરે રાજ્યોમાં પણ તેણે પોતાની બૂરી મુરાદો પાર પાડવાનાં એ સાધનનો કાંઇ થોડો ઉપયોગ નથી કર્યો. અમેરિકામાં દારૂગોળો બનાવનારાં કારખાનાં ઉરાડી મેલવાં, તેવાં કારખાનાંના કામદારોને લાંચ આપી કારખાનાંજ બંધ પડાવવાં, વગેરેની ગોઠવવામાં આવેલી યુક્તિઓ અત્યાર અગાઉની પ્રકાશમાં આવી છે. * * *

* * * * * *

આ સઘળા બનાવોના સંબંધમાં વધારે તપાસ કરતાં જણાયું છે કે દુનીયાના સઘળા ભાગોમાં પોતાના જાસૂસોને ગોઠવી રાખવાની યુક્તિ જર્મની તરફથી વરસો અગાઉથી રચવા અને અમલમાં મૂકવામાં આવી હતી. જર્મની સુલેહના ફરેસ્તા તરીકે માત્ર પોતાના વેપારની ખીલવણીનોજ દાવો કરતું હતું ત્યારેજ તે પોતાના જાસૂસોને દુનીયામાં ફેલાવવાની બાજી રમતું હતું, એ હવે જર્મન જાસૂસોના એકરારવડેજ સ્પષ્ટ થયું છે. આ જાતનો એક જાણવાજોગ એકરાર રશિયામાં જર્મન જાસૂસ તરીકે પકડી ફાંસીએ લટકાવવામાં આવેલા લૅફટેનન્ટ કર્નલ ઇવાનોફ મીએસ્સાઇડૉફ પાસેથી મેળવવામાં આવ્યો છે, જે ઘણો અર્થસૂચક છે. રશિયામાં ઠેકાણે ઠેકાણે જર્મન જાસૂસોનાં સંસ્થાનો

વસાવવા અને રૂશિયન રાજસભામાં પણ જર્મન લાગવગ વધારવા માટે જે કેટલાક આગેવાન જાસૂસોને મોકલવામાં આવ્યા હતા તેઓમાં મીએસ્સાઇડૉફ એક હતો. તે રશિયાની લશ્કરી નોકરીમાં દાખલ થયો હતો અને ત્યાંથી તેણે પુષ્કળ બાતમી મેળવી જર્મન સરકારને પૂરી પાડી હતી. રશિયન ઉપરાંત અંગ્રેજી, ફ્રેન્ચ અને જર્મન ભાષાઓ ઉપરના કાબૂને લીધે તેમજ બુદ્ધિશાળી હોવાથી. તે રશિયામાં ઘણો માનીતો થઇ પડયો. તે એટલે સુધી કે લડાઇ ફાટી નીકળવા અગાઉ તેને રશિયાના નામદાર શહેનશાહના અંગત રક્ષક તરીકે નીમવામાં આવ્યો હતો. લડાઇ ફાટી નીકળતાં રશિયન શહેનશાહને તેણે સૂચવ્યું કે ગ્રૅન્ડ ડયુક નીકોલસની હીલચાલો ઉપર પણ છુપી નજર રાખવી જોઇએ, અને તેની તે સૂચનાનો સ્વીકાર કરી તેને ગ્રૅન્ડ ડયુ-કની સાથે મોકલવામાં આવ્યો હતો. લડાઇ દરમીઆન ગ્રૅન્ડ ડયુક નીકોલસ અને તેના મુખ્ય અમલદારોને એમ લાગ્યું કે તેમની અગત્યની ખબરો શત્રુને પહોંચાડવામાં આવતી હોવી જોઇએ, પણ તેઓ કાંઈ પત્તો મેળવી શક્યા નહિ હતા. યસરની લડાઈ પછી એક મુવેલા ઑવેરીઅન અમલદારના શરીર ઉપરથી કેટલાંક પત્રો અંગ્રેજ અધિકા-રીઓના હાથમાં આવ્યાં ત્યારે તેમને લાગ્યું કે કોઇ જર્મન જાસૂસ રશિયન સેનાધિપતિની છાવણીમાંજ હોવો જોઇએ. એ પત્રો ફ્રાન્સની મદદથી ગ્રૅન્ડ ડયુકને પહોંચાડવામાં આવ્યાં ત્યારે તેની શંકા વધારે મજબૂત થઇ, અને તેથી અમુક લશ્કરી હીલચાલની એક બનાવટી ખબર અમુક માણસોની હાજરીમાં તેણે બહાર પાડી તેનાં પરિણામ માટે રાહ જોઈ. તેની ધારણા પ્રમાણે તે ખબર શત્રુની છાવણીમાં પહોંચી ગઇ અને તેની સામી હીલચાલ કરવા પાછળ જર્મનો રોકાયા છે, એવી ખબર તેને મળી. હવે જે માણસોની સમક્ષ તે ખબર આપ-વામાં આવી હતી તેઓમાંથી ગુન્હેગારને શોધી કહાડવાનો હતો, તેથી

એકેકને બોલાવી સવાલ-જવાબ કરતાં કર્નલ મીઓસાઈડૉફ પકડાઈ ગયો. જેણે પોતાનો જીવ બચાવવામાં આવે એવી આશાએ કેટલીક બાતમી આપવા ખુશી બતાવી. કોઇ પણ શરતવડે બંધાવાનું રશિયન સેનાધિપતિ શીખ્યોજ નહોતો, તેથી તેણે તેવી કોઇ શરત કરવા વગરેજ તેનો એકરાર મેળવ્યો. તેણે કબૂલ કર્યું કે છેલ્લાં દસ વરસ થયાં તે જર્મનીના પગારદાર જાસૂસ તરીકે રશિયામાં કામ કરતો હતો અને તે દરમીઆન જે કાંઇ બનતું હતું અથવા બનવાનું હતું તેની ખબર બર્લીન ખાતે પહોંચાડતો હતો. તે રશીઆનો એક માનીતો અમલદાર હોઇ ત્યાંની સરકારના વિશ્વાસમાં હતો, જેથી તે ઘણી કીંમતી ખબરો મેળવી બર્લીન ખાતે પહોંચાડતો હતો. લડાઈ દરમીઆન તેજ જાસૂસે જનરલ રેનેનકેમ્પને પહોંચાડવાનો એક અગત્યનો સંદેશો ચોવીસ કલાક સુધી અટકાવી રાખી જર્મન લશ્કરનો વિનાશ થતો અટકાવ્યો હતો. તેનાજ એકરારની મદદથી બીજા સંખ્યાબંધ જાસૂસોને પકડી ઘટતા ફેજે પહોંચાડી શકાયા છે, પણ હજુ તેમનો અંત આણી શકાયો હોય એમ માનવામાં આવતું નથી. દરેક જાતના વેપારમાં, ધંધામાં, નોકરીમાં અને બીજી તરેહવાર રીતે જર્મનીએ જાસૂસો રોકેલા માલૂમ પડ્યા છે. દુઃખી મનુષ્યોની દયા ખાઈ તેમની સેવા બજાવવાના બ્હાને દુનીયામાં ફેલાયલા કેટલાક જર્મનો પણ પોતાની સરકારને જરૂરી ખબરો પૂરી પાડવાને ખાતરજ તે કામ બજાવતા હતા, એ બીના રશિયામાં હવે છુપી રહી નથી. પણ જાસૂસીને ખાતર મનુષ્યનો ઉપયોગ કરવાની તે કાંઈ છેલ્લી હદ નથી. તેની અંતિમ હદના સંબંધમાં સ્વીટ્ઝરલૅન્ડ ખાતેથી મળેલી ખબરો હૃદયભેદક છે. સ્વીસ બાનુઓને જર્મન લાગવગ નીચે લઈ જુદા જુદા દેશોમાં અમુક પ્રકારની નોકરીઓ કરવા મોકલી આપવામાં આવે છે, અને તેમાં તેઓને અનીતિ કરતાં શીખવવા કે ફરજ પાડવામાં પણ કાંઈ ગેર-

વાજબી માનવામાં નથી આવતું. જે સ્ત્રીઓને પરદેશે ખાતે સારા પગારની નોકરી જોઇતી હોય તેમણે અમુક સરનામે મળવું, એવી મતલબની જાહેરખબરો છપાવવાને અનેક સ્ત્રીઓને રોકવામાં આવે છે, અને તેઓમાંથી જે જાસૂસી માટે ઉપયોગી થઈ શકે તેમ હોય તેઓને ઘટતી સૂચનાઓ આપી રવાના કરવામાં આવે છે. સ્વીટઝરલૅન્ડમાં આ રીતે સ્ત્રીજાસૂસો મેળવવાનું કામ ઘણું વધી પડવા પછીજ તે તરફ ત્યાંની "લીબરો નેશનૅલ" નું ધ્યાન ખેંચાયું અને તેણે તપાસ કરવા બાદ પોતાની "જવાન બ્હેનો જોગ ચેતવણી" એ નામનું એક હસ્તપત્ર બહાર પાડયું છે, જેમાં લલચાવનારી જાહેર ખબરોના ભોગ થઈ પડતાં તેમની કેવી સ્થિતી થઈ પડે છે તે વિષે તેમને ચેતવણી આપવામાં આવી છે. * * * * *"

('લોકમિત્ર' તા. ૧૬-૧૨-૧૫.)

## જર્મન જાસૂસ સ્ત્રીઓની નવી યુક્તિ.

"એક પૈસાદાર જર્મન સ્ત્રી ગયા ઑગસ્ટ મહીનામાં પૅરીસ ખાતે આવેલાં પોસ્ટ–મઇલોટ મધે વસતા એક ફ્રેન્ચ મોચી સાથે પરણી હતી, અને તેણે પોતાનું નામ તે સ્ત્રીને વાપરવા દીધું તેની પીછાણ દાખલ તેને માટે એક નાની રકમ ઠરાવી હતી, કારણ કે તેણીને તેથી કરીને કોઇ પણ જાતની સજા સામે રક્ષણ મળતું હતું. આ જોડું કદી પણ સાથે રહ્યું નહોતું, અને આ લગ્નની નેમ માત્ર ફ્રાન્સ મધેની તેણીની મીલકત જળવાઈ રહે અને તે બેફિકર પેરીસમાં રહી શકે તેજ હતી.

બીજો એક દાખલો તેથી પણ વધુ અર્થસૂચક છે. એક શ્રીમંત હંગેરીઅન આર્ટીસ્ટ સ્ત્રી લડાઇની શરૂઆતમાં સ્વીટઝરલૅંડ ગઈ, અને ત્યાં એક ૭૪ વરસના બુઢ્ઢા કડીયાને શોધી કહાડયો અને તેની સાથે લગ્ન કર્યાં. આ શખસે કાંઈ પણ કેળવણી લીધી હતી નહિ

અને તદ્દન ભુખડી હતો. આ કન્યા જેણી લડાઇ પહેલાં પેરીસમાં રહેતી હતી તેણીએ માત્ર ફ્રેન્ચ રાજધાનીના મથકે રહેવાનો હક્ક ભોગવવા અને તેમ કરી જાસૂસીનો ધંધો ચલાવવા માટેજ લગ્ન કર્યાં હતાં.”

( ‘હિંદુસ્થાન’ તા. ૧૩–૩–૧૯૧૬. )

## મોટા જર્મન ઓદ્ધેદારોનાં અમેરિકામાં કાવતરાં.

“અમેરીકા મધ્યેના જર્મન એલચીખાતાના સેક્રેટરી કે જે આઇગેલ વોન પેપન પછી એ હોદ્દા ઉપર આવ્યો છે, તેની વેલએનડની નહેરના કાવતરામાં ભાગ લેવાના આરોપસર થયેલી ધરપકડનાં કાગળીયાંઓ કબજે થવા પામ્યાં છે, જેની રૂએ એ નહેર ઉરાડી નાખવાના અને બીજાં હીચકારાં કાવતરાંઓના એક પ્રપંચમાં દેશમાંના સઉથી મોટામાં મોટા જર્મનો પણ સંડોવાયા છે, જેઓમાં એલચી ખાતાના અમલદારો પણ છે.”

“ કાઉન્ટ બર્નસ્ત્રોફ આઇગેલનો છુટકારો ઇમ્યુનીટીના સબબે મેળવવાની કોશેષ કરે છે, તેમજ વળી કબજે થયેલાં કાગળીયાંઓ પાછાં મેળવવાની પણ તે ઝનુની રીતે કોશીષ કરે છે.”

( ‘ હિંદુસ્થાન ’ તા. ૨૨–૪–૧૬. )

કાનપુર ખાતે પ્રકટ થતા સુપ્રસિદ્ધ હિંદી સાપ્તાહિક પત્ર “પ્રતાપ” ના ઉત્સાહી અધિપતિ શ્રીયુત શિવનારાયણ મિશ્રને હાથે એક અંગ્રેજી ગ્રંથના સારાંશરૂપે લખાયલા “**जर्मन जासूसकी रामकहानी**”* નામક પુસ્તકના ગુર્જરાનુવાદરૂપ આ વિષય છે. જે વિષેની પરવાનગી આપવા બદલ એ ગ્રહસ્થનો સપ્રેમ આભાર માનવામાં આવે છે. એ

---

* આ હિંદી પુસ્તક ૦।~ મૂલ્યથી “પ્રતાપ કાર્યાલય” **કાનપુર** એ સ્થળે મળે છે.

હિંદી પુસ્તકની યોજના ઇ૦ હકીકતને દર્શાવનારી હિંદી લેખકની પ્રસ્તાવનાનો કેટલોક ભાગ આ અનુવાદને પણ લાગુ પડતો હોવાથી તેનો સારાંશ એ વિષયની શરૂઆતમાં અપાયલો જણાશે.

## ૨–ફિજીદ્વીપમાં ૨૧ વર્ષ.

યૂરોપ, અમેરિકા વગેરેમાં અનેક વર્ષો સુધી ચાલેલી ગુલામીની અતિ અધમ પ્રથા કે જેને દૂર કરાવવા માટે જે અંગ્રેજ પ્રજાએ પુષ્કળ પ્રયત્ન કર્યો હતો; તેજ પ્રજાની છત્રછાયા નીચેના 'ફિજી' ટાપુમાં વસતા બડે સાહેબોની જમીનપર પશુથી પણ અધમ હાલતમાં રહીને પશુથી પણ અધિક મહેનત કરવા માટે અને ગોરા જમીનદારોના હલકટ નોકરોની અતિ દુષ્ટ વિષયવાસનાઓને આધીન થઈ નીતિ, શીલ તથા ધર્મની ભ્રષ્ટતાના ભયંકર ખાડાઓમાં પુરાવાને માટે, એજ સામ્રાજ્યના મુકુટરૂપે કહેવાયલા આ દીન–હીન ભારતવર્ષનાં હજારો પુત્ર–પુત્રીઓને નરાધમ એજંટોદ્વારા ખુલ્લે ખુલ્લી ઠગાઇની જાળમાં ફસાવીને દર વર્ષે હજારોની સંખ્યામાં લઇ જવાયા છતાં, અને એ પાપાચાર વર્ષોનાં વર્ષો સુધી ચાલવા છતાં, અત્યાર સુધી આ દેશની પ્રજા તેમજ સરકાર ઉભયનું તે તરફ યોગ્ય લક્ષ્ય ન ખેંચાયું એ પણ એક દુર્દૈવનીજ વાત છે! એ દુષ્ટ પ્રથાનો ભોગ થઈ પડી ૨૧ વર્ષ સુધી અતિ કષ્ટપ્રદ સ્થિતિ ભોગવી છેવટે કોઇ રીતે ત્યાંથી છુટી આવનાર ભારતવાસી **પંડિત તોતારામ સનાઢય,** એમણે પોતાના અનુભવ સંબંધી તેમજ 'ફિજી' માં ફસાઇ રહેલાં ભારતીય સ્ત્રી પુરૂષોપર ગુજરતા જુલમ અને પાપાચારો સંબંધી હિંદી ભાષામાં એક પુસ્તક× લખીને જે હૃદયભેદક ચિતાર રજુ

---

× એ હિંદી પુસ્તકનું નામ **फिजी द्वीपमें मेरे २१ वर्ष** એવું છે. તેના પ્રકાશક તથા વેચનાર **भारती–भवन, मुं० फीरोजाबाद (आगरा)** તથા મૂલ્ય ૦–૬–૦ છે.

કર્યો છે, તે પથ્થર હૃદયને પણ પીગળાવવાને પુરતો છે. એ હિંદી ગ્રંથના ભાષાંતરરૂપ આ વિષય છે. મૂળ લેખકનું નિવેદન વિષયની શરૂઆતમાં આપેલું છે.

ખુશી થવા જેવું છે કે આપણા લોકપ્રિય ના. વાઇસરાય લૉર્ડ હાર્ડિંજે ઓદ્દો છોડી જવા પહેલાં એ વિષયપર વિશેષ ધ્યાન આપીને હિન્દની એક વધુ ઉમદા સેવા બજાવી છે. ધારાસભાની છેલ્લી બેઠકમાં (તા. ૨૦ માર્ચ ૧૯૧૬) તેમણે હિન્દુસ્તાનમાંથી આ પુસ્તકમાં વર્ણવાયલી 'સુધરેલી ગુલામગીરી' અથવા "ગિરમિટીઆ મજુરી"ની રાજનીતિ બંધ પાડવા માટેનો લોકમાન્ય ઑન. મદનમોહન માલવીઆનો ઠરાવ સ્વીકાર્યો છે. અગાઉ સને ૧૯૧૨ માં એજ ઠરાવ સ્વ. મહાત્મા ગોખલેએ ધારાસભામાં રજુ કર્યો હતો, પણ તે વખતે તે સ્વીકારાયો નહતો. છતાં તેની અસર તે વખતે પણ ના. સરકાર ઉપર થઇ હતી એ નક્કીજ છે.

ગિરમીટમાં કામ કરતા મજુરો ઉપર સંસ્થાનોમાં ગુજરતા જુલમના વર્ણનરૂપ ઉક્ત હિંદી ગ્રંથનું અંગ્રેજી ભાષાંતર સાથે રાખીને ગિરમીટીઆઓનાં દુઃખની જાતે તપાસ કરવાને મહાત્મા ગાંધીના મિત્રો રેવ૦ એન્ડ્રુસ અને પીઅર્સન થોડા વખતપર ફિજી ગયા હતા. તેમના તરફનો જે રિપોર્ટ કાંગડી ગુરૂકુલમાંથી નીકળતા 'સદ્ધર્મ પ્રચારક' સાપ્તાહિકમાં પ્રગટ થયો છે, તે પણ આ પુસ્તકમાંની ઘણીખરી હકીકતને ટેકો આપે છે, એટલુંજ નહિ પરંતુ મનુષ્યોને છેતરીને આ દેશમાંથી લઈ જવાના તેમજ ફિજીમાંના જુલમ તથા નિંધ અત્યાચારોના બીજા અનેક દાખલાઓ એ રિપોર્ટમાં આપવામાં આવ્યા છે. લંબાણના ભયને લઇને એ રિપોર્ટ આ વિષય સાથે જોડી શકાયો નથી.

આપણી નેશનલ કૉંગ્રેસ, મહાત્મા ગોખલે, ગાંધી અને ઉપર જણાવેલા બે સહૃદય યુરોપિયન બંધુઓ તથા પંડિત મદનમોહન

માલવીઆ વગેરેના પ્રયત્નોથી અને આપણા દિલસોઝ વાઇસરોયની મજબૂત અને નિડરતાભરી સહાયથીજ આ અનિષ્ટકારક રાજનીતિ બંધ કરવાનો ઠરાવ પસાર થઇ શક્યો છે. છતાં આપણે માની લેવાનું નથી કે આ ઠરાવ સ્વીકારાયો છે એટલે તુરતમાંજ ગિરમિટીઆ પદ્ધતિની રાજનીતિનો અંત આવશે; કારણ કે સ્ટેટ સેક્રેટરી મિ. ચેમ્બરલેને એવી વિચિત્ર રીતે આ ઠરાવ સ્વીકાર્યો છે કે સંસ્થાનિકોને મજુરો મેળવવાની બીજી અનુકૂળતા મળી શકે નહિ ત્યાં સુધી આ નિયમ અમલમાં મૂકી શકાશે નહિ. જેથી આ દેશમાં તો હજીએ આ સંબંધમાં ઉહાપોહ જારીજ રહેવો આવશ્યક છે.

"સર્વંટસ ઓફ ઇન્ડીયા સોસાયટી" વાળા શ્રીયુત અમૃતલાલ વિ. ઠક્કર એલ. સી. ઈ. જેમણે આ પુસ્તક પ્રકટ કરવા તરફ સર્વેથી પ્રથમ ધ્યાન ખેંચ્યું હતું, તેમજ તેનો અનુવાદ કરવામાં પણ કેટલાક સહાયતા આપી હતી; તેમજ શ્રીયુત જટાશંકર ત્રિકમજી જાની બી. એ., એલ એલ. બી. તરફથી પણ અનુવાદમાં સહાય મળી છે. જે બદલ અનુવાદક તરફથી તેમજ આ સંસ્થા તરફથી એ ગ્રહસ્થોનો પણ આભાર માનવામાં આવે છે.

## ૩—કેટલાંક મહાન યુદ્ધ.

આમાં ઈ. સ. ૧૫૮૮ થી તે ૧૯૦૫ સુધીના સમયમાં જગતમાં થયેલી મુખ્ય અને મોટી પાંચ લડાઇઓનો સંક્ષિપ્ત ઇતિહાસ આપેલો જણાશે. વર્તમાન ભયંકર યુદ્ધના સમયમાં એ ઇતિહાસ વાચકોને માટે જાણવા જેવો અને મનોરંજક થઇ પડશે.

શ્રીયુત જનાર્દન સખારામ કરંદીકર બી. એ., એલ. એલ. બી., એમને હાથે એક અંગ્રેજી પુસ્તકપરથી લખાઇને શ્રીયુત વિષ્ણુ ગોવિંદ

વિજાપુરકર એમ. એ. દ્વારા પ્રસિદ્ધ થયેલા જે મરાઠી પુસ્તકમાં+ ૧૬ લડાઇઓનો ઇતિહાસ સમાયલો છે, અને જેના ભાષાંતર માટે શ્રીયુત વિજાપુરકરની પરવાનગી આ સંસ્થાએ મેળવી છે, તેજ પુસ્તકમાંથી આ પાંચ લડાઇઓની હકીકત પણ લીધેલી છે.

ઉપલા ત્રણે લેખો, ઉપર જણાવેલાં જે જે મૂળ પુસ્તકો ઉપરથી લેવામાં આવ્યા છે, તે સર્વેના લેખક તેમજ પ્રકાશક મહાશયોનો આ સ્થળે હૃદયપૂર્વક આભાર માનીને, તેમજ પ્રથમનાં એ વિષયોના અનુવાદક શ્રીયુત કલ્યાણજી વિઠ્ઠલભાઇ મ્હેતા તથા ત્રીજા વિષયના અનુવાદક રા. રત્નસિંહ દીપસિંહ પરમારને તેમના કાર્ય માટે ધન્યવાદ આપીને આ ઉલ્લેખ સમાપ્ત કરવામાં આવે છે. **ॐ तत्सत्.**

વિ. સં. ૧૯૭૨.<br>ચૈત્ર કૃષ્ણ ત્રયોદશી.<br>ઇ.સ. ૧૯૧૬ તા. ૧ મે.

**મંત્રી**

**તા. ક.**

૧–આ પછી આપેલા ‘ કેટલીક ખાસ બાબતો ’વાળા વિષય તરફ સર્વ વાચક બંધુઓનું ખાસ લક્ષ્ય ખેંચવામાં આવે છે.

૨–ઉપલા વિષય પછી શુદ્ધિપત્રનું પૃષ્ઠ આવે છે. તે પ્રમાણે પ્રથમથી સુધારી લઇનેજ પુસ્તક વાંચવું ઉચિત છે.

૩–ગ્રંથસ્વીકારનો વિષય સ્થળાભાવે આ સમયે પણ મુલ્તવી રાખવો પડ્યો છે.

---

+ એ પુસ્તકનું નામ **जगांतील क्रांतिकारक लढाया** હોઇ મૂલ્ય રૂ. ૨–૧૨–૦ છે, તથા તે કોલ્હાપુરમાં ‘ શ્રી સમર્થપ્રસાદ છાપખાના ’ માં મળે છે.

# કેટલીક ખાસ બાબતો.

## ૧—ભગિની સમાજ.

ઉપલા નામનું ચોપાનીયું એજ નામથી મુંબઈમાં સ્થપાયલી સંસ્થા તરફથી આ પુસ્તક સાથે છુટું વહેંચવામાં આવ્યું છે, તે તરફ વાચક વર્ગનું ખાસ લક્ષ્ય ખેંચવામાં આવે છે. સ્ત્રીજાતિની ઉન્નતિ માટે યત્ન કરવાનો સ્તુત્ય હેતુ આ સંસ્થાનો હોઇને એમાં પ્રમુખ, ઉપપ્રમુખ તથા સેક્રેટરીઓ તરીકે સુયોગ્ય વ્યક્તિઓ જોડાયલી જણાશે. ભગિની સમાજનો હેતુ, સાધન, પ્રવૃત્તિ, સ્ત્રીઓમાં વાંચન વધારવાની યોજના, તેમજ ભગિની સમાજ પત્રિકામાળા વિષે માહિતી, એ બાબતો આ ચોપાનિયામાં આપેલી જણાશે. જેનો બનતો લાભ લેવા તેમજ સંસ્થાના કાર્યમાં આર્થિક તેમજ બીજા પ્રકારોએ ઇચ્છવામાં આવેલી સહાય આપવા તરફ સજ્જનો અને સન્નારીઓને બનતું ધ્યાન આપવા ભલામણ છે.

## ૨—ગામ પરગામમાં આ ખાતાનાં પુસ્તકો વેચનાર બુકસેલરો તેમજ ફેરીયાઓ.

ઉપલી બાબત વિષે પણ કેટલાક ખુલાસાની જરૂર છે. કેટલાક બુકસેલરોને આ સંસ્થાનું કાર્ય એવું તો કડવું ઝેર જેવું લાગ્યું છે કે જેથી આ સંસ્થાનાં પુસ્તકો તેમને ત્યાં ખરીદવા જનારને બને તેટલું ઉંધું–છતું સમજાવીને તેને બદલે તે પ્રકારનાં બીજાં મોંઘાં પુસ્તકો કે જેમાં તેમને ઘી–કેળાં થતાં હોય છે, તેજ ખપાવવાને તેઓ બને તેટલું મથી જુવે છે, અને છેવટે જ્યારે ગ્રાહક 'સસ્તા સાહિત્ય'નુંજ પુસ્તક લેવાની હઠ નથી મૂકતો ત્યારેજ ના છુટકે તે આપે છે, અને તેટલા સારૂ ના છુટકેજ કડવું મ્હોડું કરીને કોઈ કોઈ વાર આ સંસ્થાનાં પુસ્તકો ખરીદવાની તેમને ફરજ પડે છે. એમાં પણ કોઈ કોઈ તો એવા

પડયા છે કે સંસ્થાનાં પુસ્તકોમાં જોડેલી જાહેરખબરો વધુ ન ફેલાય તેટલા માટે પુસ્તકમાંથી તે ફાડી લઇનેજ આ ખાતાનાં પુસ્તકો તેઓ વેચે છે.

આ સંસ્થા તરફનું 'આર્યભિષક્' ખપા જવા પછીથી કોઈ કોઈ તો 'તે હવે ફરી છપાનાર નથી' એવું ઉંધું સમજાવીને તેની સંઘરી રાખેલી નકલોની કિંમત ભોળા કે અજાણ્યા માણસો પાસેથી બમણી અથવા ત્રમણી પણ કઢાવે છે; માટે જણાવવાનું કે એ ઉપયોગી ગ્રંથની નવી આવૃત્તિ અર્ધી છપાઇ ગયેલી હોઇ જેઠ માસમાં તે બહાર પડવા નક્કી સંભવ છે.

કોઈ કોઈ માણસો આ સંસ્થામાંથી કે શ્રીમદ્ ભાગવતના એજન્ટ પાસેથી સસ્તા સાહિત્યના ગ્રંથો ખરીદીને ગામ અથવા પરગામ ખાતે વેચવા નીકળી પડતાં "હું સસ્તા સાહિત્યનો માણસ છું અથવા મને તે સંસ્થાએ પુસ્તકો વેચવા મોકલ્યો છે, માટે પુસ્તકો ખરીદીને એ સંસ્થાને ઉત્તેજન અને સહાયતા આપો." ઇ૦ અનેકવિધ ખોટી વાતો, વિશેષ ખપત કરી વિશેષ કમીશન ખાટવાના પોતાના લોભને ખાતર કરે છે; એવું અમારી જાણમાં આવવાથી જણાવવાનું કે બુકસેલરો અથવા બીજા માણસો ધંધા તરીકે આ ખાતાનાં પુસ્તકો પોતાના ગામમાં કે પરગામમાં જઈ વેચે તેનો સવાલ નથી, પરંતુ ઉપર જણાવ્યા જેવું જૂઠાણું જો ચલાવે તો તે અયોગ્ય છે. આ સંસ્થાએ એવા કામને માટે હજી સુધી કોઈ પણ માણસને નોકર રાખ્યો નથી કે પોતાના તરફથી વેચવા પણ મોકલ્યો નથી. ખાતા તરફથી તેમ કરવાનું ઠરતાં ખાતા તરફના સહી શીક્કાવાળો તે મતલબનો પત્ર અવશ્ય તે માણસને આપવામાં આવેલોજ હોય, વળી સંસ્થાને ઉત્તેજન અને સહાયતા આપવા સારૂજ લોકો પુસ્તકો ખરીદે, એવો આ સંસ્થાનો હેતુ પણ નથી; અને એવી રીતે પુસ્તકો ખરીદાઈને કબાટમાં સેવાય, તેના કરતાં પુસ્તકોનો જેમને ખરેખરો ઉપયોગ હોઇને

પોતાના હિતને ખાતર જેઓ તેને ખરીદવાનું પસંદ કરતા હોય તેવા-ઓના ઘરમાં આ ખાતાનાં પુસ્તકો જાય એમાંજ આ ખાતાના પ્રયાસની ખરી અને વિશેષ સાર્થકતા અમે માનેલી છે. માટે આ સંસ્થાના નામથી અથવા તેનીવતીથી ઉપર જણાવ્યા જેવી અસત્ય વાતો કોઇ કરે તો સંસ્થા તરફનો તેની નીમણુકનો પત્ર તેની પાસે માગીને ખાત્રી કરવા સિવાય તે જૂઠીજ માનવી.

## ૩—આ સંસ્થાનો રિપોર્ટ અને હિસાબ.

આ બાબત વિષે ગયા પુસ્તકમાં ખુલાસો છપાઇ ચૂકયા પછીથી થોડાજ દિવસમાં આ લખનારનું શરીર એક અકસ્માતની પીડામાં આવી પડવાથી અને હજી પણ તેની કસરમાંથી પૂર્ણ નિવૃત્ત થવા માટે બે ત્રણ અઠવાડીયાં લાગે તેમ હોઇને આ નિવેદન વગેરે તે પીડાવાળે હાથેજ ધીમે ધીમે લખવું પડેલુ હોવાથી, ગમે તેટલી આતુરતા છતાં આ કાર્ય હજી અધુરૂંજ રહ્યું છે. આ ગરમીના દિવસો પૂરા થઇ ચાતુર્માસ શરૂ થએ આ કાર્ય પૂરૂં કરાઇને દીવાળી અગાઉ તે છપાઇ જવા દરેક સંભવ છે.

## ૪ યોગવાસિષ્ઠ ચૈત્રને બદલે વૈશાખ આખર સુધી કિફાયતે મળશે.

યોગવાસિષ્ઠ ભાગ ૨ જો તેમજ બંને ભાગ સાથે લેવા ઇચ્છનાર માટે ચૈત્રની આખર સુધી અમુક કિફાયત ગયા પુસ્તકમાં જણાવી હતી, પરંતુ પુસ્તક બંધાવામાં કેટલોક વિલંબ થવાથી, તેમજ અગાઉથી નોંધાયેલા કેટલાક ગ્રાહકોએ બીજો ભાગ હજી મંગાવી લીધેલો નહિ હોવાથી, એ મુદ્દત લંબાવીને વૈશાખ આખર સુધીની ઠરાવવામાં આવી છે. માટે ઇચ્છા હોય તેમણે તે તરતમાં મંગાવી લેવું. એ સમય પછીથી એ કિફાયતનો લાભ મળી શકશે નહિ.

## ૫—ગુજરાતીની એક ભમાવનારી ગપ.

સસ્તા સાહિત્યના કામને ગમે તેવું અસત્ય વાપરીને પણ ઉતારી

પાડવાનાં. જુદી જુદી રીતે ફાંફાં માર્યાં કરનાર 'ગુજરાતી' પત્રમાં છપાયલા એક ભમાવનારા હડહડતા નવા જુઠાણા માટે અત્ર કંઇક લખવું પડે છે. પુસ્તકોનું ટકાઉપણું અને વાચકોની આંખના રક્ષણને માટે આ ખાતું ઘણે ભાગે જે મજબૂત અને ગ્લેજ કરાવ્યા વિનાનાં કાગળો તેની આગલી અતિ સખ્ત બનાવટમાં ખાસ ઑર્ડરથી સુધારો કરાવીને વાપરતું આવ્યું છે, તેની બાતમી મેળવીને એ પ્રેસવાળાએ પણ પોતાનાં પુસ્તકો માટે તેવાજ કાગળો ચાલુ સાલમાંજ હજારો રૂ. ના મેળવેલા હોવા છતાં, પોતાના એક અંકમાં કાગળોની કેટલીક જાતોનું વર્ણન આપવાને બહાને વચમાં પોતાનો આ ખાતા તરફનો બળાપો વ્યક્ત કરવાની ગુપ્ત તક લેતાં તે પત્રકાર જણાવે છે કે, "જે સસ્તાં પુસ્તકો નીકળે છે તેમાં તો ફલાણા ને ઢીકણા હલકા કાગળોજ વપરાય છે" સારૂં સાહેબ! વેદધર્મસભા કરતાં સસ્તાં પુસ્તકો કહાડવામાં એવી નીતિ ગુજરાતી પ્રેસે પણ ધારણ કરી હશે, તેથીજ એ મહાવાક્ય શ્રી-મુખમાંથી સરી પડ્યું હશે!

## ૬–સહાય સ્વીકાર.

ગત છ માસમાં થઇને મળેલી નીચે પ્રમાણેની આર્થિક સહાય આભાર સહિત સ્વીકારવામાં આવી છે.

૧૦–૦–૦ એક વૈષ્ણવ તરફથી નડિયાદ, તા. ૨–૧૧–૧૫.
૫–૦–૦ રા. પ્રાણલાલ વિશ્વનાથ શુકલ. રાજકોટ, તા. ૪–૧૧–૧૫.
૧–૦–૦ રા. શ્રીરામ ચમનીરામ મારવાડી. કચ્છ-માંડવી તા. ૨–૧૨–૧૫.
૧–૪–૦ રા. લાલજી દેવજી પટેલ. મુંબઇ, તા. ૨–૧૨–૧૫.
૧–૦–૦ રા. તુલસીભાઇ હાથીભાઈ. ધર્મજ, (ખેડા) તા. ૨-૧૨-૧૫.
૧૦–૦–૦ રા. કાશીભાઇ બાપુભાઈ દેશાઇ. રોહ, તા. ૨૮–૧૨–૧૫.
૨૫–૦–૦ રા. પંડિત શોભાલાલ શાસ્ત્રી. ઉદેપુર (મેવાડ) તા. ૧૦–૩–૧૬.
૨૫–૦–૦ મેસર્સ રામજી કલ્યાણજી. મદ્રાસ, તા. ૨૫–૪–૧૬.

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૫ | ૧૪ | જેમસ્ટીન | જેન્સ્ટીન |
| ૨૩ | ૧૪ | વેરિંગરોડ | વેરિંગ્રોડ |
| ૩૦ | ૨૨ | અરે | અમે |
| ૧૦૫ | ૨૧ | levu | Levu |
| ૧૦૬ | ૧૩ | Estatis | Estates |
| ૧૦૭ | ૨૨ | suitale | suitable |
| ૧૨૪ | ૧૬ | चाहिथे | चाहिये |
| ૧૩૩ | ૧૦ | monatonus | monatonous |
| ૧૩૩ | ૧૩ | plantors | plonters |
| ૧૪૯ | ૨૭ | unfaithfullness | unfaithfulness |
| ૧૫૯ | ૧૦ | colony | the colony |
| ૧૬૦ | ૩ | will | with |
| ૧૬૦ | ૬ | helth | health |
| ૧૬૬ | ૧૪ | can not | cannot |
| ૨૦૪ | ૨૩ | then | them |
| ૨૦૪ | ૨૪ | whit privilages | with privileges. |

# અનુક્રમણિકા

## જર્મન જાસૂસની આત્મકથા



## ફિજીદ્વીપમાં ૨૧ વર્ષ

| વિષય. | પૃષ્ઠાંક. |
|---|---|



## કેટલાંક મહાન યુદ્ધ

# જર્મન જાસૂસની આત્મકથાના હિંદી અનુવાદકની પ્રસ્તાવનાનો સારાંશ

ડૉ. ગ્રેવ્ઝ નામનો એક જર્મન જાસૂસ હતો. મહાયુદ્ધ પહેલાં તેણે પોતાની કથા અંગ્રેજીમાં લખી હતી, તે પુસ્તકનું નામ Secrets of German War office છે. પુસ્તક ઘણુંજ રોચક છે, અને તે વાંચનારને યૂરોપની દરબારોનાં રાજનૈતિક રહસ્યોનો અચ્છો ખ્યાલ આપે છે. યૂરોપમાં બહારથી તો નૈતિક આદર્શ, શાન્તિ અને ન્યાયના પોકાર ઉઠાવવામાં આવે છે; પરંતુ અંદરથી એવી બાજી ખેલાતી રહે છે કે કોઈ પણ એમ કહી શકે નહિ કે યૂરોપનાં રાજ્યો એક-બીજાનો ભક્ષ કર્યા સિવાય જીવી શકતાં હોય. વ્યક્તિગત સદાચારને માટે જે વાત આવશ્યક હોય તેના ઉપર પોતાની મતલબ સિદ્ધ કરવાને માટે, બીજા કરતાં આગળ વધી જવાને માટે યૂરોપનાં રાજ્યો-સ્વતંત્ર મનુષ્યોનો એ સમૂહ-હાથ ચલાવવાને જરા પણ ખંચાતાં નથી. એક તરફ શાન્તિને માટે શાન્તિપત્રોપર સહીઓ થાય છે, અને બીજી તરફથી સામાની પીઠપર મજબૂત પ્રહાર કરવાને માટે હાથનાં કાંડાં મજબૂત બનાવાય છે, અને બીજાનો હાથ સદાને માટે નકામો કરી દેવાના મહા ધૃષ્ટ પ્રયત્નો આદરાય છે!

આ પુસ્તક એવા દાવપેચોનું અચ્છું દિગ્દર્શન કરાવે છે. કેવળ મનોરંજનને માટેજ નહિ, પણ હિંદી-આલમમાં કંઈક જ્ઞાનવૃદ્ધિ પણ થશે, એમ સમજીને આ પુસ્તકને હિંદીનું રૂપ આપવામાં આવ્યું છે. હિંદી અને અંગ્રેજી લેખાશમાં ઘણો તફાવત છે. અંગ્રેજી પુસ્તક મોટું છે અને તેની કિમ્મત બે શિલિંગ (દોઢ રૂપીઓ) છે, પણ હિંદી પુસ્તક તેના અર્ધા વજન જેટલું પણ નથી અને દોઢ રૂપીઆનું મૂલ્ય

પણ કેટલાક આનામાંજ સમાવી દેવામાં આવ્યું છે. બીજી વાત એ છે કે હિંદીમાં જે કંઈ લખવામાં આવ્યું છે તે 'અનુવાદ' નામને ઉચિત નથી, પણ સ્વતંત્ર અનુવાદ કહી શકાય. દરેક પ્રકરણ પહેલાં સારી રીતે સમજી લીધા પછી પૂરી સ્વતંત્રતાથી લખવામાં આવ્યું છે. ભાષા સરળ રાખવાનો પ્રયત્ન કરાયો છે, અને મૂળ પુસ્તકમાંનો અનાવશ્યક અંશ છોડી દેવામાં આવ્યો છે.

એમાં તો શકજ નથી કે આજકાલ સભ્ય સ્વતંત્ર દેશોમાં આવા પ્રકારના દાવપેચો ખેલાતાજ રહે છે, પરન્તુ ડૉ. ગ્રેબ્ઝે જણાવેલી ઘટનાઓ ક્યાં સુધી સાચી છે, એવો પ્રશ્ન ઉઠી શકે છે. ખબર નથી કે એમાં કેટલી સત્યતા હશે; પરન્તુ એમાંની સઘળી વાતો જૂઠી નથી એમાં પણ સંદેહ નથી. ગ્રેબ્ઝના ઇંગ્લાંડમાં પકડાઈ જવા વિષે તો બેશક મજબૂત પ્રમાણ છે.

એના મુકદ્દમાએ સ્કૉટલાંડમાં ઘણી અસરકારક લાગણી ફેલાવી હતી. તે મુકદ્દમો વર્તમાનપત્રોમાં છપાતો હતો; અને તે વિષયનો "સ્કૉટ્સમૅન" પત્રનો એક અંશ મૂળ પુસ્તકમાં પણ પ્રકટ કરવામાં આવ્યો છે. જ્યારે ગ્રેબ્ઝ અમેરિકા જઈ પહોંચ્યો ત્યારે તેના સંબંધમાં ઇંગ્લાંડની પાર્લેમૅન્ટમાં પ્રશ્ન પણ પૂછાયા હતા. એ પ્રશ્નો પણ મૂળ પુસ્તકમાં આપવામાં આવ્યા છે. જ્યારે એનું ઇંગ્લાંડમાં જાસૂસીના ગુન્હા બદલ પકડાઈ જવું સત્ય ઠરે છે, તો પછી તેની બીજી વાતો વિષે અધિક સંદેહ રાખવાનું સ્થાન રહેતું નથી.



# જર્મન જાસૂસની આત્મ-કથા

અથવા

## જર્મન યુદ્ધવિભાગનું ગુપ્ત રહસ્ય.

---

### ઉપોદ્ઘાત

પરરાજ્યોના ભેદ જાણવાને માટે 'જાસૂસ' એક અગત્યનું સાધન છે. જે દેશ સાથે યુદ્ધ થવાનો સંભવ હોય કે જેની સાથે પરાપૂર્વથી વૈર, સ્પર્ધા કે ઈર્ષ્યા ચાલ્યાં આવતાં હોય તેની રગેરગ—સૈન્યસંગઠન, શસ્ત્રાસ્ત્રસામગ્રી, લોકમત, રાજનીતિજ્ઞો અને સેનાપતિઓ તથા દુર્ગ આદિ બચાવનાં કામો—પર નજર રાખવાની આવશ્યકતા રહે છે. એ આવશ્યકતાને જર્મનીએ જેટલું મહત્ત્વ આપ્યું છે, અને તેની પૂર્ણતા માટે જેટલા ઉપાયો એણે યોજ્યા છે તે જાણીને દંગ થવું પડે છે.

ઇ. સ. ૧૮૧૫ માં વીરકેસરી નેપોલિયન દુર્ભાગ્યવશ થઇને સદાને માટે પરાસ્ત થયો, ત્યારથી જર્મની ઉપર ફ્રાંસનો જે પ્રભાવ અને દોર હતો તે નષ્ટ થઇ ગયો. નેપોલિયનની યુદ્ધપ્રિયતાને અધીન થઇ અનેક દેશો સાથે લડી લડીને ફ્રાંસ થાકી ગયું હતું, અને જર્મનીના મુખ્ય રાજ્ય પ્રશિઆની પણ તેવીજ દશા થઈ ગઇ હતી. કેટલાક કાળ પછી બન્ને જ્યારે ટટાર થયાં ત્યારે અનેક કારણોથી બન્ને વચ્ચે યુદ્ધ જાગવાનાં ચિહ્નો સ્પષ્ટ જણાવા લાગ્યાં. પ્રશિઆએ ફ્રાંસમાં જાસૂસોની જાળ પાથરી દીધી, અને સને ૧૮૭૦–૭૧ ના

'ફ્રેંકો-જર્મન' યુદ્ધમાં એ જાસૂસીદ્વારા જર્મનીને જે અમૂલ્ય સહાયતા મળી તે જોઇને જર્મન સમ્રાટ્ વિલિયમ, પ્રધાનમંત્રી બિસ્માર્ક અને પ્રધાન સેનાપતિ માલ્ટકી, એ સઘળા પણ ચકિત થઇ ગયા હતા.

જર્મનીએ ફ્રાંસને પરાસ્ત કરી દીધું અને લડાઇના દંડ તરીકે કરોડો પૌંડ રોકડ કઢાવ્યા; જે મોટી રકમ આજ સુધી એક ખાસ ભંડારમાં કૈસરની દેખરેખ હેઠળ જાળવી રાખવામાં આવી હતી; અને દર વરસે અમુક દિવસે તેને બહાર કાઢીને ઘસારા જેટલી મહોરો તેમાં ઉમેરીને પાછી દાટી દેવામાં આવતી. આ ગંજાવર રકમ ઉપરજ જર્મનીનો હાલના યુદ્ધનો ઘણો મદાર રચાયલો હતો. આ દંડ અને આ પરાજયથી ફ્રાંસના હૃદયમાં અપમાન, ક્રોધ, અને પ્રતિહિંસાનો અગ્નિ ભભૂકી ઉઠયો. અને જર્મની તો શું પણ આખું જગત સમજી શક્યું હતું, કે હમણાં નહિ તો થોડા વખત પછી પણ ફ્રાંસ અને જર્મની વચ્ચે વિગ્રહ ફાટી નીકળશે. આથી બન્ને તરફ યુદ્ધની તૈયારીઓ થવા લાગી. જર્મનીએ પોતાની જાસૂસી-સેનામાં પુનઃ વધારો કર્યો; અરે એમ કહીએ તો પણ અતિશયોક્તિ કહેવાશે નહિ કે જર્મનીએ એ વિભાગની ઉન્નતિને પરાકાષ્ઠાએ પહોંચાડી.

ફ્રાંસના કેટલાક દેશભકતોએ જર્મનીના આ પ્રપંચનો ભેદ પામી જઈ ચેતવણીનું બ્યુગલ ફુંકયું હતું. પાલ લેનોઇરિ નામના એક વિદ્વાન અને અનુભવી પુરુષે વર્ષો સુધી નિરંતર વિસ્તૃત ખોજ કર્યા પછી ઇ. સ. ૧૯૦૮ માં **"ફ્રાંસમાં જર્મનીની જાસૂસ-જાળ"** એ નામનું એક પુસ્તક પ્રકટ કર્યું. એમાં તેણે જર્મનીની જાસૂસી લીલાનું સારી પેઠે વર્ણન કર્યું છે. બે વર્ષ થયાં એક અંગ્રેજ અમલદારે એનું અંગ્રેજીમાં પણ ભાષાંતર કર્યું છે. આરંભમાં તો એ પુસ્તકની ઉપેક્ષા કરવામાં આવી હતી, અને તેમાં ઘણી અતિશયોક્તિ કરવામાં આવી છે એમ માનવામાં આવતું; પણ વર્તમાન મહાયુદ્ધ

જાગતાં તે પુસ્તકની ખરી કિમ્મત થઇ છે, અને લાખો માણસ તે વાંચી ચૂકયાં છે. તેમાં વર્ણવાયલી મુખ્ય મુખ્ય બાબતોનો સારાંશ અહીં આપવામાં આવે છે.

## જર્મનીની છૂપી પોલિસ.

જર્મનીમાં જાસૂસી ખાતું ખાસ જુદું રાખવામાં આવ્યું છે. જર્મનીના જાસૂસોના બે વિભાગ છે. એક આભ્યંતર અને બીજો બાહ્ય. આભ્યંતર વિભાગવાળાનું કામ દેશની અંદરનાંજ માણસો ઉપર નજર રાખવાનું છે અને બાહ્ય વિભાગવાળાનો સંબંધ વિદેશ સાથે છે. બન્ને વિભાગના જાસૂસો હોટેલો, પીઠાંઓ, કલબો, દુકાનો કે કારખાનાંઓ વગેરેમાં નોકરીએ રહી જાય છે. કેટલાક વેપારીઓ બની જાય છે અને કેટલાક મુસાફર થઇને અહીંતહીં ઘૂમતા ફરે છે. આ પ્રમાણે તેઓ પોતાની મતલબ સાધે છે, અને અગત્યની વાતો નોંધી લે છે. જાસૂસી વિભાગમાં ઘણીક સુંદર સ્ત્રીઓ પણ દાખલ થયેલી હોય છે, અને તેમાંની ઘણી ખરી વેશ્યાઓ બનીને લોકોને ફસાવે છે, અને ભેદ જાણી લે છે. કેટલીક વખત તો વિવાહિતા સ્ત્રીઓ, કુલીન સુંદરીઓ અને રાજકુમારીઓ સુદ્ધાં જર્મનીના જાસૂસી ખાતામાં નોકરી કરી લે છે; અને તે દ્વારા હજારો રૂપીઆ કમાય છે. બીજી કોઇ પણ રીતે જેમાં ચંચુપ્રવેશ પણ થઇ શકે નહિ તેવી ગુપ્તમાં ગુપ્ત બાબતો આ રમણીઓના મોહપાશથી સહજમાં જાણી શકાય છે.

વર્તમાન યુદ્ધ શરુ થયા પછી આ સ્ત્રીઓની કેટલીક એવી આશ્ચર્યજનક વાતો બહાર આવી છે, કે જે જાણીને આપણે દંગજ થઇ જઇએ. એવી કેટલીએ જર્મન સ્ત્રીઓ છે, કે જેઓ ફ્રેંચો કે અંગ્રેજો સાથે પરણીને ઘરસંસાર માંડીને ઘરડી થયેલી અને તેમનાં છોકરાંને ઘેર પણ છોકરાં થયેલાં; તે છતાં તેમની નાડીમાં જર્મન

લોહીજ ઉછળી રહેલું હોય. બિચારા ધણીને સ્વપ્નમાં પણ ખ્યાલ નહિ હશે કે મારી અર્ધાંગના મારાજ દેશના પ્રચંડ શત્રુની જાસૂસની છે. લગ્ન કરવું, સંસાર માંડવો, છોકરાં થવાં એ બધું યંત્રવત્ થયું જાય અને લક્ષ્ય બિંદુ તો જર્મનીને અહીંનો ભેદ પહોંચાડવાનુંજ હોય!

**જાસૂસી-જાળ પાથરનાર આદ્ય પુરુષ સ્ટેબર:—**

જર્મનીની આ જાસૂસી પદ્ધતિનો સંસ્થાપક **સ્ટેબર** નામનો પુરુષ હતો. એનો જન્મ ઈ. સ. ૧૮૧૮ માં અને મૃત્યુ ૧૮૯૨ માં થયું હતું. સને ૧૮૪૭-૪૮ માં જ્યારે પ્રશિઆના તત્કાલીન રાજા વિરુદ્ધ ઘોર અસંતોષ વ્યાપી ગયો હતો, અને તેના વિરુદ્ધ અનેક હીલચાલો થઇ રહી હતી; ત્યારે સ્ટેબર બેરિસ્ટર હતો. પ્રજાનો પક્ષ લઇને તે જુસ્સાદાર ભાષણો આપવા અને સભાઓ સ્થાપન કરવા લાગ્યો, તથા પ્રજાકીય હીલચાલના નેતાઓમાં ભળી જઇને એક આદર્શ નેતા ગણાવા લાગ્યો. તે લોકોને બળવાને માટે ઉશ્કેરીને ગાંડાતૂર બનાવવા મંડયો અને રાજદ્વારી મુકદ્દમામાં બીલકુલ ફી લીધા સિવાય ધારાશાસ્ત્રી તરીકે બચાવ પક્ષ તરફથી ઉભો રહેવા લાગ્યો. એનો આખો દિવસ આવાં પરમાર્થી કામોમાંજ વ્યતીત થઇ જતો; અને રાત્રિએ પણ પ્રજાકીય આગેવાનો અને હીલચાલ કરનારાઓને મળતો, નવી નવી યોજનાઓ બતાવતો અને તેમનો ભેદ જાણી લેતો. વાચક! કોણ કલ્પના કરી શકે કે આ સિંહના વેષમાં બંધુભાવે ફરતું શિઆળવું-દૂત-હતું! અજ્ઞાન બિચારા લોકો એની વાક્જાળમાં ફસાઇ પડતા અને તેઓ પોતાની ગુપ્ત વાતો અને યોજનાઓ ખુલ્લા દીલથી આ હંસના દેખાવવાળા સફેદ બકમહાત્માને કહી સંભળાવતા. તેમને સ્વપ્નમાં પણ ખ્યાલ નહિ આવ્યો હશે, કે થોડીજ ક્ષણોમાં અમારી આ બધી વાતો ખુદ રાજાના અને પ્રધાનમંત્રીના જાણવામાં આવી જતી હશે!

આ રીતે તેણે પ્રજાપક્ષને અસીમ હાનિ પહોંચાડી. લોકો થોડા વખત પછી એની ધૂર્તતાનો ભેદ પામી ગયા, ત્યારથી તો એ પ્રજાકીય મહાત્મા (!) ખુલ્લી રીતે પ્રશિઆના જાસૂસી ખાતાનો અધ્યક્ષજ બની ગયો ! પરન્તુ આભ્યંતર જાસૂસી ખાતાના અત્યાચારોથી લોકોમાં એટલો બધો અસંતોષ ફેલાઈ ગયો, કે સ્ટેબર સાહેબને નોકરી છોડવી પડી. એ પછી તેને રશિઆમાં ત્યાંના જાસૂસોના ઉપરી તરીકે નીમીને મોકલવામાં આવ્યો. એ મહાત્માની (!) કૃપાથી રશિઆમાંની જર્મની તરફની જાસૂસી જાળ એવી અવસ્થાએ પહોંચી કે તેના અત્યાચારોથી સમગ્ર જગત કંપી ઉઠયું ! લડાઇની શરુઆતમાંજ બનેલી છતાં છેક હમણાંજ બહાર આવેલી એ વાતથી વાચકો માહીતગાર હશેજ, કે રશિઆનું તોપો અને દારુગોળો બનાવવાનું સૌથી મોટામાં મોટું કારખાનું કે જેના ઉપર રશિઆના લડાઇના સરંજામનો મુખ્ય આધાર હતો તે જર્મન જાસૂસોની જાળથી એકે ધડાકે ઉડી ગયું હતું અને તેને પરિણામે રશિઆને બહુજ ખમવું પડયું હતું ! આથી દારુગોળા માટે આરંભમાં તેને કેવળ પારકા દેશો ઉપરજ આધાર રાખવો પડયો હતો.

ઇ. સ. ૧૮૬૨ માં જ્યારે પ્રસિદ્ધ રાજ-પ્રપંચી, યૂરોપનો ચાણાક્ય પ્રિન્સ બિસ્માર્ક પ્રશિઆનો પ્રધાન-મંત્રી થયો અને આસ્ટ્રિઆ સાથે યુદ્ધની તૈયારી કરવા લાગ્યો ત્યારે તરતજ તેણે સ્ટેબરને બોલાવી લીધો, અને જાસૂસીને માટે આસ્ટ્રિઆના બોહેમિઆ પ્રાંતમાં મોકલ્યો. પ્રશિઆની સેનાના ચઢાઇના અને પાછા ફરવાના માર્ગમાં-અર્થાત્ બર્લિનથી પ્રેગ અને સૈડોઆ સુધી તથા સૈડોઆથી મોરેવિયા થઇને જર્મની સુધી-જાસૂસ નિયુક્ત કરવા અને આસ્ટ્રિઆનો ગુપ્ત ભેદ જાણવાને માટે તે રવાના થયો.

કોઇ વખતે ફોટોગ્રાફરનો, કોઇ વખતે ફેરીવાળાનો, તો કોઇ

વખતે ટોપલાવાળાનો વેશ લઇને અને મોટાં દાઢી મૂછ લગાવી સ્ટેબર ઇ. સ. ૧૮૬૪ થી ૧૮૬૬ સુધી લગભગ બે વર્ષ બોહેમિઆ પ્રાંતમાં અહીં તહીં ભટકતો રહ્યો. મોટાં મોટાં નગરોમાં, લશ્કરી છાવણીઓવાળાં સ્થળોમાં, કિલ્લાઓની આસપાસ, લડાઇની દષ્ટિએ મહત્ત્વનાં સ્થળોમાં, અને સૈન્યના માર્ગમાં એણે સેંકડો જાસૂસો નિયત કરી દીધા. જાસૂસોમાં કેવળ જર્મનોજ હતા એમ નહિ; પરં અનેક આસ્ટ્રિઅનો પણ હતા. તેઓ પૈસાના દાસ બનીને સ્વદેશના શત્રુઓની સેવા-અને તે પણ પોતાના દેશના અધઃપાત માટેની કરવા લાગ્યા હતા, પૈસો શું નથી કરતો? **सर्वे जनाः काञ्चनमाश्रयन्ते** !! એ જાસૂસો દરેકે દરેક બાતમી જર્મનીમાં પહોંચાડતા રહેતા, અને જ્યારે ઇ. સ. ૧૮૬૬ માં પ્રશિઆનું સૈન્ય ચઢી આવ્યું ત્યારે એજ જાસૂસો તેના માર્ગ-દર્શક અને માહીતી આપનાર થઇ પડયા. અંતમાં આસ્ટ્રિઆની હાર થઇ અને બિસ્માર્કે જે બાજી ગોઠવી હતી તેમાં તે ફતેહમંદ થયો. આસ્ટ્રિઆને હરાવવામાં તેનો પ્રધાન ઉદ્દેશ એજ હતો કે જર્મનીનો તે દેશમાં પ્રભાવ પડે અને પછી સદાને માટે તે તેનું મિત્ર બનીને રહે; એટલે એ બે મહા રાજ્યોની એક ગાંઠ થતાં જર્મની પોતાના શત્રુ ફ્રાંસ અને યૂરપના બીજાં રાજ્યો સાથે સારી રીતે દાવ ખેલી શકે. આપણે જોઇ શકયા છીએ કે જર્મનીનો આ હેતુ પાર પડયો છે; પણ એથી તેનું હિત થશે, કે એ બન્ને દેશો જડમૂળથી ઉખડી જશે તે મહાયુદ્ધનો અંત આવતાં આપણે જોઈ શકીશું.

**ફ્રાંસમાં જાસૂસી જાળ:—**

આસ્ટ્રિઆમાં પોતાનો હેતુ પાર પાડયા પછી બિસ્માર્કની નજર ફ્રાંસ તરફ દોડી અને યુદ્ધની તૈયારીઓ ચાલવા લાગી. સ્ટેબર પણ જીવ-જાનથી ફ્રાંસમાં જાસૂસી વ્યવસ્થા કરવા પ્રવૃત્ત થઈ ગયો

ઈ. સ. ૧૮૬૬ માં જર્મન સરકારે વૈદેશિક જાસૂસી ખાતા પાછળ અથવા તેનાજ શબ્દોમાં "દેશને માટે ઉપયોગી સમાચારોના સંગ્રહ પાછળ" ત્રણ લાખ, છાસઠ હજાર રૂપીઆનું ખર્ચ કર્યું હતું, પણ ૧૮૬૭ માં તે ખર્ચ વધારીને સાત લાખ એંશી હજાર રૂપીઆનું કરવામાં આવ્યું. ફ્રાંસના જે પૂર્વ તરફના ૧૪ જીલ્લાઓમાં થઇને જર્મન સૈન્યને ચઢી આવવાની વકી હતી તેમાં ઠેકઠેકાણે જાસૂસો ગોઠવી દેવામાં આવ્યા. તેમના પર દેખરેખ રાખવાને માટે ચાર અધિકારીઓ નિમાયા. એક બેલ્જીઅમની રાજધાની બ્રસેલ્સમાં, બીજો સ્વીટ્‌ઝર્લૅાંડના જીનેવા શહેરમાં, ત્રીજો લાસેનમાં અને ચોથો બર્લિનમાં. એ અધિકારીઓની દેખરેખ માટે પણ સ્ટેબરના ખાસ કૃપાપાત્ર માણસોમાંથી જીનંકી અને ક્રેલ્ટનએક નામના બે જણને નિયત કરવામાં આવ્યા, અને એ સર્વનો વડો સ્ટેબર પોતે હતો.

જર્મનીમાંથી સુમારે ચાર પાંચ હજાર માળીઓ અને ખેડુતો ફ્રાંસમાં નોકરીએ રહી ગયા, અને પોતપોતાની હદમાં જાસૂસી કરવા લાગ્યા. આઠ નવ હજાર જર્મન સ્ત્રીઓ હૉટેલો અને કલબોમાં નોકરી કરવા લાગી. ૪૬ "સુંદર યુવતીઓ" પૂર્વફ્રાંસના કિલ્લાની આજુ-બાજુમાં નોકરી અને દુરાચારમાં પ્રવૃત્ત થઇ ગઇ. જર્મનીના છસો સાતસો વાનપ્રસ્થ અધિકારીઓ ફ્રાંસમાં ભિન્ન ભિન્ન ખાતાની ઑફિ-સોમાં દાખલ થઇ ગયા. એ લોકો કિલ્લાઓ, રસ્તાઓ, નગરો, અને બીજાં ઉપયોગી સ્થળોના નકશા બનાવવા તથા ત્યાંની પૂરેપૂરી હકી-કત મેળવવા લાગ્યા. અધિકારીઓ અને નામીચા માણસોનાં નામ અને ઠેકાણાં, તેમની આર્થિક દશા, અને તેમના નૈતિક આચાર વગેરેની નોંધ લેવા લાગ્યા. જે જાસુસો ગૃહસ્થોને ત્યાં કે હૉટેલોમાં નોકરી કરતા હતા, તેઓ લોકોની પૂરેપૂરી—જરાએ જરા વાતચીત લખી લેતા; અને દર બીજે ત્રીજે મહીને તેમનો ઉપરી અધિકારી

મુસાફર, વ્યાપારી કે ફેરીવાળાના વેશમાં તેમને મળવા આવતો ત્યારે તે જાસૂસોને તેમનો પગાર આપી જતો અને તેમણે લખી રાખેલી નોંધો લઇ જતો તથા ભવિષ્યનું કામ બતાવી જતો. એ સઘળા રિપોર્ટો જર્મનીની રાજધાની બર્લિનમાં મોકલી દેવામાં આવતા અને ત્યાં તેનો યોગ્ય ઉપયોગ કરી સીલબંધ સંગ્રહી રખાતા. જો કોઇ રિપોર્ટ ઉપરથી માલમ પડી આવે કે ફ્રાંસનો અમુક રાજ્યાધિકારી આર્થિક મુશ્કેલીમાં આવી પડયો છે, અથવા અપમાન પામ્યો છે, કે કોઇ પણ કારણથી પોતાની સરકારથી અસંતુષ્ટ થયો છે, તો તેને દ્રવ્યની લાલચ આપવામાં આવતી અને તે રીતે તેને જર્મનીનો ભેદુ બનાવી લેવામાં આવતો. જે " સુંદર યુવતીઓ "ની વાત ઉપર આવી ગઇ છે, તેઓ ઉચ્ચ પદવીના રાજનીતિજ્ઞો અને સેનાપતિઓને ફસાવતી અને તેમનો ભેદ લીધા કરતી. આ ઉપરાંત નાના મોટા સેંકડો ફ્રેંચ લોકોને પણ ભેદુ બનાવી લીધા હતા તે તો જૂદાજ.

એકજ સ્થળે સ્થાયી રહેનારા જાસૂસો ઉપરાંત અનેક ફરતા ફરનારા જાસૂસો પણ યોજવામાં આવ્યા હતા. એક બીજાને મળતી વખતે તેઓ ભાઈ-બ્હેન, કાકા-ભત્રિજા, બાપ-દીકરા અને ધણી-ધણીઆણી સુદ્ધાં બની જતાં. જાસૂસો ઉપર ફ્રાંસવાળાને સંદેહ ઉત્પન્ન ન થાય તેટલા માટે કેવળ જર્મનોજ નહિ પણ બેલ્જીઅમ, સ્વીટ્ઝર્લાંડ અને પોલાંડવાસીઓમાંથી પણ હજારો માણસોને જાસૂસી ખાતામાં દાખલ કરવામાં આવ્યા હતા.

ઇ. સ. ૧૮૭૦-૭૧ ના પ્રસિદ્ધ ફ્રાંકો-જર્મન યુદ્ધમાં આ જાસૂસદ્વારા જર્મન સૈન્યને સને ૧૮૬૬ માં આસ્ટ્રિઆમાં જેવી મદદ મળી હતી તેવીજ, બલ્કે તે કરતાં પણ વધારે સહાયતા મળી ચૂકી હતી. એ અરસામાં જાસૂસી ખાતાનું વાર્ષિક ખર્ચ પણ આઠ લાખ ઉપરથી વધીને લગભગ એક કરોડ રૂપીઆની ગંજાવર રકમ સુધી પહોંચી

ગયું હતું. આ સંબંધમાં એક વખત એક સેનાપતિએ સ્ટેબરને કહ્યું કેઃ—"જાસૂસી ખાતામાં ઘણોજ ખર્ચ થાય છે." ત્યારે સ્ટેબરે જવાબ આપ્યો કેઃ—"જાસૂસી વિભાગમાં ખર્ચ બીલકુલ થતોજ નથી. અમને જે રૂપીઆ આપવામાં આવે છે તે એક રીતે અનામત થાપણ તરીકે જમાજ રહે છે." અને ઉપર જણાવેલા ફ્રેંચ લેખકના શબ્દોમાં "જે કંઇ ખર્ચ જાસૂસી ખાતા પાછળ થયો હતો તે ઇ. સ. ૧૮૬૬ માં આસ્ટ્રિઆ પાસેથી અને ૧૮૭૦–૭૧ માં ફ્રાંસ પાસેથી મળીને સારી રીતે વસુલ થઇ ચૂક્યો હતો."

**ફ્રાંસની રેલ્વેપર જર્મન પ્રભાવઃ—**

યુદ્ધમાં રેલ્વે એક અતિ ઉપયોગી સાધન થઇ પડે છે. વર્ત્તમાન મહાયુદ્ધમાં જર્મની રશિઆ તરફ આજ સુધીમાં જે કંઇ ફાવી શક્યું છે, તે તેની જાળ માફક પાથરી દીધેલી રેલ્વેઓને પણ આભારી છે. એણે પોતાની રેલ્વેઓ ખાસ કરીને લડાયક દૃષ્ટિબિન્દુથીજ બાંધેલી હોવાથી તે પશ્ચિમમાંથી પૂર્વમાં અને પૂર્વમાંથી પશ્ચિમ સરહદપર લાખો માણસનું સૈન્ય ચોવીસ કલાકમાં લઈ જઈ શકે છે! રશિઆમાં આવી રેલ્વેનો અભાવ હોવાથી તેને ઘણું ખમવું પડયું છે.

જો લડાઇના વખતમાં કોઇ પણ પ્રકારે શત્રુની રેલ્વે નિરુપયોગી બનાવી દેવામાં આવે તો પછી વિજય મેળવવામાં બહુ ઓછો સંદેહ રહે છે. સ્ટેબરને પણ એ યુક્તિ સૂઝી આવી. એણે સેંકડો જાસૂસોને ફ્રાંસની રેલ્વેમાં સ્ટેશનોપર, જંક્શનોપર, એન્જીનોમાં, કારખાનાંઓમાં અને રેલ્વેની ઑફિસોમાં, મોટી મોટી નોકરીથી માંડીને છેક પોર્ટર અને મજુરો સુધી–દાખલ કરાવી દીધા. તેમને એવો હુકમ આપવામાં આવ્યો હતો કે ફ્રાંસ અને જર્મની વચ્ચે લડાઇ સળગી ઉઠે કે તરતજ રેલના પાટા ઉખેડી નાખવા, "ડાઈના માઇટ" દારુથી ટ્રેનો ઉડાડી મૂકવી, ફોજથી ભરેલી ગાડીઓ અથડાવી દેવી, અને

પોત પોતાના કામમાં ગુંચવણ ઉભી કરી દેવી. સારાંશ કે કોઇ પણ રીતે ફ્રાંસની રેલ્વેઓને નિરુપયોગી બનાવી દેવી; કે જેથી તેને ફરીથી વ્યવસ્થિત કરવામાં ઓછામાં ઓછા બે ત્રણ દિવસ નીકળી જાય; જે દરમિઆન જર્મન સૈન્ય બહુ દૂર સુધી ઘૂસી આવે અને પેરિસ પહોંચવું બહુ સુગમ થઇ પડે. ચાલુ યુદ્ધમાં પણ આવાજ જર્મન પ્રપંચો બહાર આવ્યા છે.

જર્મનીની રેલ્વેઓ મુસાફરી અને વ્યાપારને ઉપયોગી થઇ પડે તે કરતાં લશ્કરને વધારે અનુકૂળ આવે એવી રીતે બાંધવામાં આવેલી છે; જર્મનીની રેલ્વેનો મુખ્ય અધિકારી અન્ય દેશોની પેઠે મુલ્કી ખાતાનો માણસ નથી હોતો પણ ખુદ સેનાપતિ હોય છે. ત્યાંની રેલ્વેઓપર પરદેશી નોકરોની સંખ્યા બહુજ ઓછી છે; અને તેમાંએ ફ્રેંચ તો એક પણ નહિ. પરન્તુ જર્મનીના જાસૂસી ખાતાની માયાથી ફ્રાંસની રેલ્વેઓમાં જર્મન જાસૂસોની રેલમછેલ થઇ ગઇ હતી. આ અંધાર પિછોડો ઘણા દિવસ સુધી રહ્યો પણ અંતે પાલ લેનોઇર અને બીજા કેટલાક કુશળ ફ્રેંચ પુરુષોની દીર્ઘદષ્ટિથી જર્મનોનો સઘળો ભેદ ખુલી ગયો અને સ્ટેબરની ચતુરાઇ ધૂળમાં મળી ગઇ.

હવે સ્ટેબરે બુદ્ધિ દોડાવી કે જો લડાઇના અરસામાં ફ્રાંસની રેલ્વેઓમાં હડતાલ પડે તો કામ થઇ જાય, આથી તેણે રેલ્વેના નોકરો અને મજુરોના અનેક નેતાઓને અને જાહેર હીલચાલ કરનારાઓને પુષ્કળ દ્રવ્ય આપીને એવા સિદ્ધાન્તનો પ્રચાર કરાવ્યો, કે "લડાઈ ઘણી બુરી ચીજ છે; માટે અમે તેમાં મદદ કરી શકીશું નહિ અને હડતાલ પાડીશું." પરન્તુ તેની આ યુક્તિમાં પણ તેને સફળતા મળી નહિ.

નોકરી કરનારા જાસૂસોને એક પ્રતિકૂળતા એ નડે છે, કે કદાચ કોઇ કારણથી તેમની નોકરી જતી રહે ત્યારે તેમને આમતેમ ભટકવું

પડે, અને એવી અવસ્થામાં તેમના ઉપર સંદેહ જાય એ સંભવિત છે. આથી જર્મન–જાસૂસીખાતાંએ હજારો જાસૂસો પાસે દુકાનો ખોલાવી દીધી હતી. એ દુકાનદારો પોતાના ધંધાને અંગે લોકો સાથે છચોક ભળી શકતા. તેઓ જાહેર ફંડોમાં મોટી મોટી રકમો ભરતા, પારમાર્થિક હીલચાલોમાં આગેવાનીભર્યો ભાગ લેતા અને સઘળા લોકો સાથે મળતાવડા રહી સભ્યતાથી વર્તતા. આ રીતે તેઓ લોકોના વિશ્વાસપાત્ર બની જતા અને પોતાનો આંતરિક હેતુ પૂર્ણ કરી શકતા.

કાગળ–પત્રો દ્વારા જાસૂસો ઘણી સહેલાઇથી પકડાઈ જવાનો સંભવ રહે છે. જો કોઇ જાસૂસ પાસેથી પોતાના ઉપરી અધિકારીની કે કોઈ બીજા જાસૂસની ચિઠ્ઠી નીકળી આવે તો તે મોટા સંકટમાં આવી પડે છે. આથી જર્મન જાસુસી ખાતાએ પત્રવ્યવહાર વિચિત્ર રીતેજ ચલાવવાનું શિક્ષણ દરેક જાસૂસને આપેલું હોય છે. કોઈ સામાન્ય માણસના હાથમાં તે પત્ર જાય તો તે સારા માઠાનો કે વેપારને લગતો કાગળજ છે એમ તે ધારે; પણ તેનો ગુપ્ત અર્થ જૂદોજ હોય છે; અને તે જાસૂસો સારી પેઠે સમજી શકે છે. દાખલા તરીકે એક જાસૂસ પાસેથી નીકળેલી નીચેની ચિઠ્ઠી લઇએઃ—

લાસેન, તા.

મારા વ્હાલા જ્યોર્જ,

હું તમને તમારા ઋણનું વ્યાજ મોકલું છું. તમે મને જે સહાયતા કરી છે તે હું હમેશાં કૃતજ્ઞતાપૂર્વક સ્મરણમાં રાખીશ. અમારું કામ ઠીક ચાલે છે. જો એમજ ચાલુ રહેશે તો આવતા વર્ષમાં હું તમને વધારે રૂપીઆ ભરી શકીશ. તમે જાણતા હશો કે મને એની કેટલી બધી ફીકર છે!

તમારા તરફના સમાચાર વારંવાર લખતા રહેશો. પત્ર લખવામાં આળસ કરશો નહિ. બીજું તમારે ચાર્લ્સ કાકા ઉપર અવિશ્વાસ

ન રાખવો જોઇએ. તેઓ ઘણા સારા માણસ છે તમારે એમના પર પૂરેપૂરો વિશ્વાસ રાખવો જોઇએ.

હાલ અમે સઘળાં અહીંજ છીએ. હંમેશની પેઠે આ વર્ષે પણ અહીં ઘણીજ સખત ટાઢ પડી છે; પણ અમે તે કોઇ પણ રીતે સહન કરી શક્યાં છીએ.

મારા પતિ અને પુત્રોના તથા શાર્લ્ટ, ચાર્લ્સ અને ફ્રેડરિકના ઘણા પ્રેમપૂર્વક પ્રણામ.

લિ.

તમારી વ્હાલી બ્હેન.

બ્હેનના લખેલા આ લાગણીભર્યા પત્રનો સાચો અર્થ ભાઈ આ પ્રમાણે સમજ્યો હતો:—

"મારા વ્હાલા જાસૂસ !

હું તમને ગયા માસનો પગાર મોકલું છું. તમારો એ મહીનાનો રિપોર્ટ સારો છે. સાધારણ રીતે તમારૂં કામ સારું થતું જાય છે. જો એ પ્રમાણેજ હંમેશાં થતું રહેશે તો નવા વર્ષથી તમારો પગાર વધારવામાં આવશે. તમે જાણતાજ હશો કે હું એ બાબતમાં ઘણી કાળજી રાખું છું. પરંતુ રિપોર્ટ તાકીદે અને સવિસ્તર હકીકત સાથે લખતા રહો. ચાર્લ્સ (જેની હકીકત જાસૂસ મેળવવા ફરતો હતો તે માણસ)ના સંબંધમાં હવે વધારે પ્રયત્ન કરશો નહિ. અમને એની પૂરેપૂરી હકીકત મળી ચૂકી છે.

ઉપરીને પ્રસન્ન કરવાનું કામ ઘણું કઠણ છે. આ વખતે પણ દર વખતની પેઠે ઇન્સ્પેક્શન (તપાસણી) ઘણું સખત હતું તો પણ તે પતી ગયું છે અને મારું કામ નબળું દેખાયું નથી.

તમે તમારા ત્રણ ખબરપત્રીઓ—શાર્લ્ટ, ચાર્લ્સ અને ફ્રેડરિક સાથે પત્રવ્યવહાર જારી રાખો.

**તમારી અધ્યક્ષિણી.**

આ પ્રમાણે અનેક ચાલાકીથી જાસૂસો પરસ્પર કપટ–પત્રવ્યવહાર ચલાવતા. ઈ. સ. ૧૯૦૮ માં સુમારે ૩૦ હજાર સ્ત્રી–પુરૂષો ફ્રાંસમાં જર્મની તરફથી જાસૂસીમાં રોકાયલાં હતાં.

વર્તમાન યુદ્ધ શરુ થતાં ફ્રાંસ અને ઈંગ્લાંડમાંથી સેંકડો જાસૂસોને પકડવામાં આવ્યા છે, અને એવી ખબર પણ બહાર આવી છે કે ઈંગ્લાંડમાં લડાઇ વિરુદ્ધ જે સભાઓ થઇ હતી તેનો ઘણો ખરો ખર્ચ જર્મન જાસૂસોએજ આપ્યો હતો.§



§ ઉપરનું લખાણ "સરસ્વતી" માસિકમાં પ્રકટ થયું હતું તે આ પુસ્તકને બંધબેસ્તું તથા "જર્મન જાસૂસી ખાતા" નો ઇતિહાસ સૂચવનારું હોવાથી અહીં આપવામાં આવ્યું છે. હવે પછી ડૉ. ગ્રેવ્ઝની આત્મકથા શરૂ થાય છે.

# જર્મન યુદ્ધવિભાગનું ગુપ્ત રહસ્ય.

## ૧. હું જાસૂસ કેવી રીતે બન્યો ?

હું મારી આત્મકથા કહું છું, પણ એમાં હું ત્રણ વાતોનો ભેદ જણાવી શકીશ નહિ. મારું કુળ, મારી જાતિ અને મારો આદર્શ. એ વિષે હમણા સંસારમાં કેવળ ત્રણજ માણસો પૂર્ણ માહિતગાર છે. એ ત્રણ માંહેલો એક મહાન રાજા છે. પરંતુ એ ત્રણે મારો ભેદ ખોલી શકે એમ નથી. બીજા કેટલાકને પણ એ સંબંધે કંઇક કંઇક માહિતી છે અને કેટલીક મોટી મોટી સરકારોને પણ થોડી ઘણી ખબર છે; પરન્તુ તે સઘળાં એ સંબંધે મૌન રાખવુંજ ઉચિત સમજ્યાં છે.

હું મારા બાપનો એકનો એક છોકરો છું. સેંકડો વરસથી મારા કુળને મારા દેશના હિતાહિત સાથે ઘણો ગાઢ સંબંધ ચાલ્યો આવે છે. અમારા કુલાચાર પ્રમાણે મને સૈનિક શિક્ષણ મળ્યા પછી હું ત્રણ વરસ સુધી ડાકટરી અને ફિલોસોફીનો અભ્યાસ કરવા બહાર રહ્યો. બાવીસમે વર્ષે હું એ વિષયોનો ગ્રેજ્યુએટ થઇને ઘેર આવ્યો.

હું ઘણા સ્વતંત્ર વિચાર ધરાવતો હોવાથી થોડાજ વખતમાં મારે રાજ્યાધિકારીઓ સાથે ચકમક ઝરવા લાગી. મારાં કુટુંબીજનોએ મને ઘણો દબાવ્યો પણ હું કેમે કરી દબ્યો નહિ. લાચાર થઇને તેઓ મારાથી છૂટાં પડયાં; અને તે પછી તરતજ મારે ઘર છોડવું પડયું. હું દેશપરદેશમાં ભટકવા લાગ્યો. આખા યૂરપમાં ઘૂમ્યો, આસ્ટ્રેલિઆ અને ન્યૂઝીલાંડની સહેલ કરી આવ્યો, અને હિંદુસ્તાન તથા અમેરિકામાં લટાર મારી આવ્યો. જગતના ભિન્ન ભિન્ન લોકો,

તેમના આચાર, વ્યવહાર, ભાષા વગેરેથી માહિતગાર થતો થતો હું દક્ષિણ આફ્રિકામાં પહોંચી ગયો.

નાતાલ બંદરપર પગ મૂકતાંજ મને ખબર પડી; કે બોર–વિગ્રહ સળગી ઉઠયો છે. ભીષણ ઘટનાઓમાં ઝંપલાવવાનો અને કામ કરવાનો મને સદાનો નાદ હોવાથી હું અંગ્રેજ સૈન્યમાં પહોંચી ગયો અને મારી સેવા અર્પણ કરી. અંગ્રેજ ઑફિસરોએ તરતજ મને લશ્કરમાં ડાકટરની જગ્યા આપી દીધી અને ત્યારથીજ મારા ભાગ્યનું ચક્કર પલટાઇ ગયું.

એક દિવસ ઘાયલ થયેલા સિપાઇઓની ખબરઅંતર પૂછતો પૂછતો હું રણ–ક્ષેત્રના એવા ભાગમાં જઇ ચઢયો, કે જ્યાં મારકાપ સૌ કરતાં વધારે ચાલી રહી હતી. જે પહેલોજ ઘાયલ સૈનિક મારી પાસે લાવવામાં આવ્યો તે એક વિદેશી હતો. તેને ઘણા ઉંડા જખમ લાગ્યા હતા. મેં તેના પર મલમપટ્ટી લગાવી. જોગજોગે તે સૈનિક જર્મન નીકળ્યો. તેનું નામ મેજર કાઉન્ટ **રીટ જેમસ્ટીન** હતું; અને તે બોર લોકો તરફથી લડી રહ્યો હતો. તેણે મને ઓળખી લીધો. તેને મારો પૂર્વ ઇતિહાસ માલૂમ હતો; તેની ચિકિત્સાનો ભાર મારે શિરે હતો તેથી અમારે દરરોજ કંઇક કંઇક વાતો થતીજ રહેતી. તેણે એક દિવસ કહ્યું:—"ડાકટર! તું આ શી પંચાતમાં આવી પડયો? હંમેશાં અહીંતહીં માર્યો માર્યો ફરે છે તે કરતાં જર્મનીના રાજકીય વિભાગમાં નોકરીએ રહી જાય તો કેવું? જો તું ત્યાંના જાસૂસી ખાતામાં દાખલ થઈ જાય તો તારી એટલી બધી કિંમત થશે કે તું તારી ગુમાવેલી સઘળી દોલત પાછી મેળવી શકીશ અને તારા કુટુંબ ભેગો પણ થઇ શકીશ."

કાઉન્ટની વાત મારે ગળે ઉતરી, અને તેજ દિવસથી તેની સૂચના પ્રમાણે હું અંગ્રેજી સૈન્યના બળ અને પ્રબંધનો ભેદ ખોળવા

લાગ્યો. લશ્કરમાં મને સઘળે ઠેકાણે જવા આવવાની છૂટ હતી, તેનો મેં સારી પેઠે લાભ લીધો. હું અંગ્રેજ ઑફિસરોને તેમની ટુકડીનાં વખાણ કરીને એટલા જોશમાં લાવતો, કે તેમના મોંમાંથી કોઇ નહિ ને કોઇ અગત્યની ગુપ્ત વાત બહાર નીકળીજ પડતી. હું એ સઘળી વાતો કાઉન્ટને જઇ સંભળાવતો. મારું આ કામ દિવસે દિવસે વધતું જ ચાલ્યું. એક દિવસ હું ઑફિસરો સાથે એ પ્રમાણે વાતચીત ચલાવી રહ્યો હતો, એટલામાં એક નોકરે આવીને ખબર આપી, કે "ડાકટર સાહેબ, આપને સેનાપતિ લૉર્ડ કિચનર સાહેબ બોલાવે છે."

આ સાંભળીને મારા તો હાંજાજ ગગડી ગયા. હું જાણતો હતો, કે લૉર્ડ કિચનર ઘણો ચકોર માણસ છે, "જરૂર તે કંઇક ભેદ પામી ગયો હશે." એવા વિચારમાં ને વિચારમાં હું તેના તંબુ તરફ ચાલતો થયો. ત્યાં પહોંચતાંજ લૉર્ડ કિચનરે મને ટુંકી ને ટચ વાત સંભળાવી દીધી, કે "ડાકટર, તમારે ૨૪ કલાકમાં મારી સેના છોડીને ચાલ્યા જવું!"

હું લૉર્ડ કિચનરનો મિજાજ સારી પેઠે જાણતો હોવાથી તે વખતે કશું પણ કહેવું ઉચિત નહિ સમજતાં ત્યાંથી ગુપચૂપ ચાલી નીકળ્યો, અને કેટલોક વખત આમ તેમ ભટકતો ફર્યો. પછી જ્યારે અંગ્રેજોએ પ્રિટોરીઆ કબજે કર્યું, તે અરસામાં હું યૂરપ જવા ઉપડ્યો. જ્યારે હું કાઉન્ટ રીટ જેમસ્ટીનની સારવાર કરતો હતો, ત્યારે તેણે એક દિવસે કહ્યું હતું, કે "યુદ્ધ પછી મને બર્લિનમાં મળજે." આથી ફરતો ફરતો હું બર્લિન પહોંચ્યો.

બોઅર-યુદ્ધ સમાપ્ત થયું, એટલે કેદીઓ છૂટતાં કાઉન્ટ બર્લિન આવ્યો. હું તો તે પહેલાંનોજ ત્યાં પડેલો હતો. હું તેને મળવા ગયો. મારી મુલાકાતથી તેને ઘણો આનંદ થયો હોય એમ જણાયું. મેં તેની પાસે વચન લઇ લીધું, કે તેણે મારું અસલ નામ અને

પરિચય કોઇને આપવાં નહિ; તેણે મારી આ માગણીનો સ્વીકાર કર્યો.

એક દિવસ કાઉન્ટે જાસૂસી ખાતાના કપ્તાન ટેપકન સાથે મારી મુલાકાત કરાવી. પરિચય કરાવતી વખતે તેણે મારું નામ ડાક્ટર વાન-ગ્રેવર બતાવ્યું. 'ગ્રેવર' ને અંગ્રેજીમાં 'ગ્રેન્ઝ' કહે છે. ઇંગ્લાંડના લોકો મને એજ નામથી ઓળખે છે. ટેપકને મને અનેક પ્રશ્નો પૂછ્યા. તેણે મારી મુસાફરીની હકીકત પૂછી, મારી બહુ-ભાષા-વિજ્ઞતાની પરીક્ષા કરી અને બીજી યોગ્યતા વિષે પણ અનેક રીતે કસોટી કરી જોઇ; હું એ પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થયો, અને ટેપકને મારી લાયકાત-માટે સંતોષ પ્રદર્શિત કર્યો. એ પછી મને જાસૂસી ખાતાની ઑફિસમાં આવવાનું નિમંત્રણ દઇને તે ચાલ્યો ગયો.

ઠરાવેલા સમયે હું ત્યાં હાજર થયો. જાસૂસીખાતાની ઑફિ-સનું મકાન એક મહેલના જેવું ભવ્ય અને વિશાળ છે. તેનાપર ઘણોજ સખત ચોકી પહેરો રહે છે. કોઇની પણ મગદૂર નથી કે પોતાનું નામ અને કામ દર્શાવ્યા સિવાય તથા અંદરથી મંજુરી મળ્યા વિના એક ડગલું પણ આગળ મૂકી શકે. નામ અને કામ જણાવ્યા પછી પહેરેગીર ટેલીફોનદ્વારા અંદરથી જવાબ માગે છે; જ્યારે ત્યાંથી આજ્ઞા મળે ત્યારેજ આગળ વધી શકાય છે. અંદર દાખલ થયા કે તરતજ એક સંત્રી ઉઘાડી તલવાર લઇને સાથે સાથેજ ચાલે છે. જ્યાં સુધી તમે મુકરર ઠેકાણે પહોંચો નહિ ત્યાં સુધી તે તમારા માથા ઉપરજ જમ જેવો ઉભો રહે છે. તમે ગમે તેવા મોટા અધિ-કારી પણ કાં ન હો, પણ એ બંધનમાંથી છુટકારો મેળવી શકો નહિ, અને જ્યારે પાછા ફરવાનું થાય ત્યારે પણ આવી ને આવીજ કવાયત કરવાની હોય છે !

હું કપ્તાન ટેપકનના ઓરડામાં પહોંચ્યો. તેણે ઘણી સારી રીતે મારું સ્વાગત કર્યું. મને ખુરશી આપવામાં આવી અને મારી આગળ

સિગાર મૂકીને તેણે વાતચીતનો આરંભ કર્યો.

તેણે પૂછ્યું:—"કેમ ડાકટર, તમે તમારો વિચાર દૃઢ કરી લીધોને? તમને મુસાફરીમાં અને મોટી મોટી ઘટનાઓમાં ઘણો આનંદ લાગતો જણાય છે. તમારી એ અભિરુચિ આ ધંધામાં ઘણી મદદગાર થઇ પડશે. તમારામાં લાયકાત પણ એટલી છે, કે તમે ઘણી સારી રીતે કામ બજાવી શકશો; અને તે પ્રમાણે લાભ પણ સારો મળશે."

મેં પૂછ્યું:—"પણ એ તો કહો, કે મારે શું શું કામ કરવું પડશે?"

"પહેલાં તમેજ એટલું કહો, કે તમે કેવા નિશ્ચયપર આવ્યા છો?"

મેં કહ્યું—"હું તૈયાર છું, પણ એટલી શરતે કે મારી પાસે કોઇ એવું કામ નહિ કરાવવું કે જે નીતિવિરુદ્ધ હોય."

હું જોઈ શક્યો કે ટેપકનના ચહેરાપર વિચિત્ર પ્રકારનું હાસ્ય પ્રસરી રહ્યું હતું. મારા તરફ પોતાની નજર બરાબર સ્થાપીને તેણે કહ્યું: "અમે તેજ હથિયારોથી કામ લઇએ છીએ, કે જેની મદદથી બીજાઓ અમારી વિરુદ્ધ પોતાની મતલબ સાધી લેતા હોય. ભલા, એમાં વ્યક્તિગત નીતિનો પ્રશ્ન દાખલ કરવાની શી જરૂર? અમે તો તમારી પાસેથી એટલીજ આશા રાખીશું, કે તમારે કોઈ પણ રીતે અમુક બાબતનો પત્તો મેળવી આપવો. અમારે ફળની આવશ્યકતા છે; વૃક્ષો ગણતા ફરવાની નહિ. તમે તમારી મરજીમાં આવે તેવા ઉપાયો યોજો; અમારે તેની સાથે લેવા દેવા નથી. અમે ઉપાયની વાત કદી પણ પૂછીશું નહિ. અલબત અમારું ખાતું તમને પૂરેપૂરી મદદ કરશે, પરન્તુ સાથે સાથે એટલું પણ ધ્યાનમાં રાખવાનું કે જો તમે ભોગજોગે કોઈ વિપત્તિમાં ફસાઇ પડયા તો અમારા ખાતા તરફથી તમને કોઈ પણ રીતે સહાયતા મળી શકશે નહિ. રસ્તો ઘણો વિકટ અને

ભયભર્યો છે; માટે પહેલેથીજ ખૂબ વિચાર કરીને ડગલું ભરજો."

ટેપકનની આ વાત અક્ષરે અક્ષર ખરી હતી; પરન્તુ એ વખતે મેં તેની પરવા કરી નહિ. મેં પૂછ્યું:–" પગાર શું મળશે ?"

તરતજ ઉત્તર મળ્યો:—" મળવાનું તે તમારા કામ ઉપર આધાર રાખે છે; પણ હમણાં તો તમને વર્ષના ૪૦૦૦ માર્કસ ( એક માર્ક= ૧૨ આના ) મળશે. એ સિવાય દરરોજના ૧૦ માર્કસ ભત્થાના તથા જે કંઈ કામ બજાવશો તેના મહત્ત્વના પ્રમાણમાં ઈનામ મળશે તે જૂદું. જ્યારે દેશની બહાર જવાનું હશે ત્યારે ભત્થું દરરોજના ૪૦ માર્કસ પ્રમાણે આપવામાં આવશે. તમને જે કંઈ મળશે તેમાંથી ત્રીજો ભાગ કાપી લઇને તમારા નામપર જમા રાખવામાં આવશે. અને તે રકમનું પાંચ ટકા લેખે વ્યાજ ચઢતું રહેશે "

મેં હસતાં હસતાં કહ્યું:—" પણ હું મારા રૂપીઆ મારી પાસે સારી રીતે રાખી શકું એમ છું; તો આપને તે સાચવી રાખવા તસ્દી લેવાની જરૂર નથી. "

ટેપકને કહ્યું:—" હં, ઠીક છે, પણ અમારા કેટલાએ જાસૂસો એક પાઈ પણ બચાવી શકતા નથી ને પાછલી અવસ્થામાં હેરાનગતિ ભોગવે છે, માટે અમારે આવો નિયમ કરવો પડયો છે. અલ્લબત એમાં એક અમારો પણ મોટો લાભ સમાયલો છે, તે એ કે જાસૂસ કાબૂમાં રહી શકે છે. કદાચ જાસૂસ કોઈક ઠેકાણે સપડાઇ જાય તો તેની જમા રકમ તેના વાલી–વારસોને સોંપી દેવામાં આવે છે. "

મેં એ વખતે તો એ નિયમનો સ્વીકાર કર્યો; પરન્તુ આજે મને તે માટે ઘણો ખેદ થાય છે. જ્યારે હું ઈંગ્લાંડમાં કેદ પડયો ત્યારે મારા નામપર ત્રીશ હજાર માર્કસ જમા હતા, પણ આજે તેમાંથી એક કોડી પણ મને મળી શકે એમ નથી !

ટેપકનની વાત સાંભળીને હું જરા વાર ચૂપ રહ્યો; આથી મને

પગાર ઓછો પડયો હશે એમ ધારી લઇને તેણે કહ્યું:–" પણ આ પગાર તો શરુઆતનો છે; નોકરીની મુદત અને કામના પ્રમાણમાં તેમાં વધારો થતો રહેશે."

મારા ચૂપ રહેવાનું કારણ કંઇક જૂદુંજ હતું. હું તે વખતે એવા વિચારમાં ડુબ્યો હતો, કે "અમારા વંશનો માણસ જાસૂસી કરી શકે?" ટેપકનની વાતથી મેં એ વિચારસાગરમાંથી બહાર નીકળીને ઉત્તર આપ્યો:–"બહુ સારૂં, મારે એ વાત કબૂલ છે."

કમાને હાથ લંબાવીને કહ્યું:–" તમે બહુજ જલદીથી નિશ્ચય કરી લીધો."

"મને દરેક વાતમાં એ પ્રમાણે કરી લેવાની ટેવજ છે."

"સારી વાત, બસ–હવે કાલથીજ કામનો આરંભ કરી દેજો. દરરોજ દશ વાગ્યે અહીં આવતા રહેજો. હજી તમારે ઘણું ઘણું શીખવું પડશે. લો આ ખર્ચને માટે,–એમ કહીને તેણે ૩૦૦ માર્કસનો એક ચેક મારા હાથમાં મૂક્યો, અને કહ્યું કે પગાર દર ત્રીજે મહીને મળે છે."

મેં ચેક ઉઠાવી લીધો અને તેને ગજવામાં મૂકતાં મૂકતાં કહ્યું:– "કમાન! આપણે બન્ને એકબીજાને સારી પેઠે પિછાનતા નથી, છતાં આપ આટલા થોડા વખતમાં મારા પર આટલો બધો વિશ્વાસ શા પરથી રાખી શકો છો?"

તેણે હસતાં હસતાં કહ્યું:–" એ વાતની મારે શી પંચાત? ઉપરવાળા જેવી આજ્ઞા આપે તેજ પ્રમાણે મારે કામ કરવાનું હોય છે."

મેં આશ્ચર્ય પામીને પૂછ્યું, "વળી એ ઉપરવાળા કોણ છે?"

મારો આ પ્રશ્ન સાંભળતાંજ ટેપકનનો ચહેરો બદલાઇ ગયો, તેણે સાદ બદલીને કહ્યું:–"મહાશય, આટલી વાત શીખી લો, સારી પેઠે શીખી લો–'પ્રશ્નો ન કરવા, વાતો ન કરવી, પણ વિચાર

કરવો.' થોડાજ વખત પછી તમારા જાણવામાં આવશે, કે બીજે કોઈ પણ સ્થળે નહિ હોય એવી ઘણીક બાબતો જાસૂસી કાયદાઓમાં લખાયલી છે."

હું કમાનની એ વાત કદી પણ ભૂલી શક્યો નહિ, મને જાસૂસી-શાસ્ત્રનો પહેલો મંત્ર એજ મળ્યો હતો.

## ૨. જાસૂસી–ગોરખધંધો.

રાજકીય જાસૂસોનાં નામ અને કામ તો અનેક જણે સાંભળ્યાં હશે; પણ એવા તો કોઇકજ હશે કે જેઓ એ જાસૂસોનું વાસ્તવ સ્વરૂપ અને ખરો હેતુ સમજી શક્યા હોય. આજે સૈકાઓથી જાસૂસોનો લાભ લેવાતો આવ્યો છે, પરરાજ્યની ગુપ્ત વાતો, તેનું બળ, તેના રાજદ્વારી પુરુષો અને અધિકારીઓના વિચાર વગેરે જાણી લાવવાનું કામ જાસૂસોને સોંપાય છે. જે કામ જાસૂસો કરે છે તે એલચીઓ પણ કરી શકતા નથી. યૂરપ હમણાં હથિયાર અને સૈનિકોનું બજાર બની રહ્યું છે. એક સત્તા બીજીને દબાવી દેવા અને તેના કરતાં પ્રબળ થવા નિરંતર સાવધ રહે છે. કોઇ કોઇના ઉપર વિશ્વાસ રાખી શકતું નથી; અને એ અવિશ્વાસનું ફળ એ આવે છે કે એક રાજ્યના જાસૂસ બીજા રાજ્યની ગુપ્ત વાતોનો ભેદ મેળવવા ફાંફાં માર્યાજ કરે છે.

પરન્તુ જાસૂસી કામ ઘણું જોખમભર્યું છે. મારી પોતાનીજ વાત લઇએ. બે વાર હું કેદ પડયો, પાંચ વાર ઘાયલ થયો અને પકડાતાં પકડાતાં સહેજ સહેજમાં બચી ગયો હોઉં એવા તો કેટલાએ પ્રસંગ વીતી ચૂક્યા છે. આટલું છતાં પણ કાંઇ સઘળે ઠેકાણે સફળતા મળી

શકતી નથી. જાન કેટલો જોખમમાં રહે છે તેની એક વાત જરા સાંભળી લો:—

ઇ. સ. ૧૯૦૩ માં સર્વિયામાં ઘોર વિપ્લવ થયો હતો. રાજા, રાણી અને તેમના કેટલાએ સાથી તલવારોના ભોગ થઇ પડયા હતા. સર્વિયાનો રાજા એ અરસામાં ઑસ્ટ્રિઆના હાથમાં જઇ પડશે એમ જણાતું હતું. રશિઆને એ વાત કેમ રુચે? જેથી તેના તરફની ઉશ્કેરણી અને ધનના લોભથી હત્યારાઓએ આ મહાહત્યા કરી હતી. મને મારી સરકાર તરફથી હુકમ મળ્યો કે મારે આ વિપ્લવના મુખ્ય મુખ્ય માણસોનો પત્તો મેળવવો. હું સર્વિયામાં પહોંચ્યો, અને આમતેમ ફાંફાં મારવા લાગ્યો; પણ તેમ કરવા જતાં એક દિવસ પકડાઇ ગયો. મારા પર એવો આરોપ મૂકવામાં આવ્યો કે "તું બંડખોરોનો મળતીઓ છે, અને બીજાના નામની પાસપોર્ટની મદદથી જ્યાં ત્યાં ભટકતો ફરે છે." આ ગુન્હા માટે મને ગોળીથી ઠાર કરવાની સજા મળી ચૂકી.

કંઇ પણ કહેવા કરવાનું સ્થળજ નહતું; કારણ કે એ વખતે સર્વિયામાં લશ્કરી કાયદો ( માર્શ્યલ લૉ ) અમલમાં મૂકાયલો હતો; અને નાના સરખા ગુન્હા માટે પણ ફાંસીની સજા કરી દેવામાં આવતી હતી. તો પણ હું છેક હિમ્મત હાર્યો નહિ. જે ત્રણ કર્નલો મને સજા કહી સંભળાવવાને નિયત થયા હતા, તેમને મેં ગંભીરતાથી કહ્યું:—"એ ઠીક છે, પણ આટલું એક કામ પહેલાં કરો. આપના લડાઇ ખાતાના પ્રધાન મિ. જોલર વિચને કાઉન્ટ વેરિંગરોડની સલામ પહોંચાડો."

આ વાત સાંભળતાંજ તે ત્રણેનાં મોં ઉપર આશ્ચર્યતાનાં ચિહ્ન છવાઇ ગયાં, તેઓ મને પ્રશ્ન પર પ્રશ્ન કરવા લાગ્યા. મેં એકજ શબ્દમાં તેમને જવાબ દઇ દીધો:—"બસ, મારે એ સિવાય બીજું

કશું પણ કહેતું નથી." એ પછી મને કેદખાનામાં મોકલી દેવામાં આવ્યો. સાંજના ચારના સુમારે તેઓમાંનો એક કર્નલ મારી પાસે આવ્યો. તેણે મને દમ ભરાવીને સર્વિયાના યુદ્ધ-સચિવ સાથેનો મારો સંબંધ જાણી લેવાનો પ્રયત્ન કર્યો, પણ તેના પર આબાદ અસર થાય એટલા માટે મેં મૂગા રહેવાનુંજ ઉચિત ધાર્યું.

સાયંકાળે મને જે જગ્યાએ ઠાર કરવાનો ઠરાવ હતો ત્યાં સંત્રીઓ લઈ ગયા. એક ભીંતની સાથે મને ઉભો રાખવામાં આવ્યો. એક ઑફિસરે આગળ આવીને મને સર્વિયન ભાષામાં કંઇક વાંચી સંભળાવ્યું. મેં કહ્યું, કે "હું એ ભાષા જાણતો નથી. જે કહેવું હોય તે જર્મન અથવા ફ્રેંચમાં કહો." આથી તે માણસ નવાઇ પામ્યો. મેં જોયું કે ત્રણ કર્નલોમાંથી હમણાં એકજ હાજર હતો. હું યુદ્ધ-સચિવને મોકલાવેલા સંદેશાના ઉત્તરની આતુરતાથી વાટ જોવા લાગ્યો. મારા મનમાં કંઇક ગભરામણ પણ થવા લાગી. મને ખાત્રી હતી કે કાઉન્ટ વેરિંગરોડનું નામ સાંભળતાંજ યુદ્ધ-સચિવ મારા છુટકારાની ગોઠવણ કરશે, પણ જેમ જેમ વખત જતો હતો તેમ તેમ મારી આશા છૂટવા લાગી, પરન્તુ મેં મારી વ્યગ્રતા બહાર જણાવા દીધી નહિ. હું વિચાર કરતો ઉભો હતો, એટલામાં એક અમલદાર બોલી ઉઠયો:-"બસ, સમય થઈ ગયો; હવે હું થોભી શકીશ નહિ." તો પણ હું જોઈ શક્યો, કે તે કંઈક ઢીલ કરી રહ્યો હતો, અને કંઈક જાણવાને ઇંતેજાર હોય એવો જણાતો હતો.

હું ગુપચૂપ ઉભોજ રહ્યો, પણ હવે મારા હોશ ઉડવા લાગ્યા, કારણ કે મારી સામે એક ડજન કરતાં પણ અધિક સિપાઇઓ સજ્જ થઇને ઉભા રહી ગયા હતા. તેઓ પોતપોતાની બંદુક સમાલતા, અને મારા તરફ નિશાન તાકવા લાગ્યા. એક સિપાઇ તો મારા નાકની અણી તાકી રહ્યો હતો, તે જોઇને મને બહુજ લાગી આવ્યું. મારે

આ પ્રમાણે જિંદગી અને મૃત્યુની લડાઈ વચ્ચે કેટલી વાર સુધી ઉભા રહેવું પડયું હશે તે હું કહી શકું એમ નથી; પરન્તુ જ્યારે બે માણસોને મારા તરફ એકે શ્વાસે ગભરાયલા ગભરાયલા દોડી આવતા જોયા ત્યારેજ મારી સ્તબ્ધતા તૂટી હતી. તેમણે આવતાંજ સિપાઇઓના ઉપરીને કંઇક કહ્યું. બસ, એ પછી તરતજ સિપાઇઓની બંદૂક નીચે પડી ગઇ. તેમનો ઉપરી મારી પાસે આવ્યો. ખૂબ ઝુકી જઇને તેણે મારી સાથે હાથ મેળવ્યો અને શરાબનો ગ્લાસ લાવવાને પોતાના માણસને હુકમ કર્યો. મેં સિપાઇઓને માંહોમાંહે સર્વ ભાષામાં બોલતાં સાંભળ્યા, કે **“ કાયર નથી, પૂરેપૂરો નિડર છે. ”**

આ સ્થળે જાસૂસીનો કંઇક ભેદ પણ કહી લેવા માગું છું. હમણાં યુરપમાં પાંચ મોટાં જાસૂસી ખાતાં છે. તેમાં સર્વથી ચઢિઆતું ખાતુ જર્મનીનું છે, તે પછી રશિઆ, ફ્રાંસ, અને ઇંગ્લાંડના નંબર અનુક્રમે આવે છે. બેલ્જીયમમાં પણ એક ખાનગી જાસૂસી ખાતું છે, પણ તે જે કોઈ પૈસા આપે તેનું કામ બજાવે છે; અને રશિઆ તેનો લાભ સારી પેઠે લે છે. ઇંગ્લાંડનું જાસૂસી ખાતું હિન્દુસ્તાન અને તેના એશિઆના દેશોમાં ઘણું ઉત્તમ છે; પણ યૂરપમાં તો તેણે એ ખાતા તરફ હમણાં હમણાંજ ધ્યાન આપવા માંડયું છે.

જર્મનીના જાસૂસી ખાતાના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે. એક લશ્કરી, બીજો નૌકાસૈન્યને લગતો અને ત્રીજો રાજનૈતિક. પહેલા બે વિભાગ એકજ અધિકારીના હાથ નીચે છે, અને ત્રીજા એટલે રાજનૈતિક વિભાગનો મુખ્ય અમલદાર ખાસ કરીને જર્મન કૈસર પોતે છે. એ ખાતામાં મોટા મોટા રાજકુંવરો, સરદારો, વકીલો, ડાક્ટરો અને નાટકના ખેલાડીઓથી માંડીને હોટેલના બબરચી અને ‘ બૉય ’–( ચાકર )–સુધીનાં દરેક પ્રકારનાં માણસો કામ કરે છે.

હવે એ વાત અહીંથી રહેવા દઇને મારી મૂળ વાત ઉપ-રજ આવીએ.

બીજે દિવસે હું જલદી ઉઠયો, અને પરવારીને ટેપકન સાહેબની સેવામાં હાજર થયો. તેણે પોતાના પ્રાઇવેટ સેક્રેટરી વાન સ્ટેમરને બોલાવ્યો, અને તેના હાથમાં હું સોંપાયો. પોતાની ઑફિસમાં લઇ જઇને તેણે મને પહેલેજ દિવસે નીચે પ્રમાણેનો પાઠ ભણાવ્યો:—

આજથી દરરોજ બાર વાગ્યે તમે અહીં આવતા રહેજો. એકના આંકડાની સંજ્ઞાથી તમને બોલાવવામાં આવશે. જે કંઇ કામ સોંપવામાં આવે તેના સંબંધમાં જીદ કરવી નહિ. પોતાની પાસે કોઈ પણ નોટબુક કે લખેલી ચીજ રાખવી નહિ. જાસૂસી ખાતાના માણસને પોતાની વાત કહેવી નહિ. કોઇ પણ જાસૂસ સાથે મિત્રતા રાખવી નહિ. નિશો કદી પણ કરવો નહિ. કોઈ પણ સ્ત્રીને સાથે રાખવી નહિ. જેમ બને તેમ બહુજ ઓછા તાર કરવા, ઘણો અગત્યનો પ્રસંગ હોય તોજ તાર મોકલવા, અને તે પણ સાંકેતિક ભાષામાંજ. આ પ્રમાણે તેણે અનેક સૂક્ષ્મ વાતો કહી. પાંચ મહીના સુધી મને જાસૂસી વિદ્યાનું શિક્ષણ મળતું રહ્યું. ઉત્તમમાં ઉત્તમ શિક્ષકોની તહેનાતમાં હું રહ્યો. મને ભૂગોળની સૂક્ષ્મમાં સૂક્ષ્મ વાતો પણ બારીકીથી શીખવી પડી. તોલ—માપનો અભ્યાસ તો મેં એટલે સુધી કર્યો કે એક નજર ફેંકતાંમાંજ કોઇ પણ કિલ્લાની લંબાઇ, ઉંચાઇ, પહોળાઇ વગેરેનો હિસાબ કાઢી શકું. જહાજ, ટોરપીડો, ડિસ્ટ્રોયર વગેરેના આકાર અને પ્રકારની માહિતી પણ સારી પેઠે મેળવી. સમુદ્રમાં પાથરવામાં આવતી સુરંગ અને સબમરીનોની રચનાથી પણ હું પરિચિત થયો. તોપોની ઓળખાણ એ તો અમારો કુલાચારજ! એટલે તે સંબંધે કહેવાનું હોયજ નહિ. થોડાજ દિવસોમાં મેં એટલી તો નિપુણતા મેળવી કે એક નજર ફેંકતાંજ હું જે કિલ્લા, તોપ,

જહાજ, સબમરીન, લશ્કર, અને અધિકારીઓ સંબંધી હકીકત અટકળી શકતો, તે આબાદ ખરી પડતી. આ નિપુણતા મેળવવાને મારે રાત-દિવસ કઠોર પરિશ્રમ કરવો પડયો. રાત્રિએ હું પુસ્તકો વાંચતો અને દિવસે જર્મનીનાં મોટાં મોટાં નૌકાસૈન્યનાં સ્થળો અને લશ્કરી છાવણીઓની મારે મુલાકાત લેવી પડતી. આ પ્રમાણે પાંચ માસ ભણ્યા પછી હું જાસૂસી કામને માટે લાયક થયેલો ગણાયો.

તમે રેલ્વેમાં મુસાફરી કરતા હો અને તે વખતે તમારા ખ્યાલમાં પણ ન આવે કે પાસે બેઠેલા માણુસનો મોટા અમીર-ઉમરાવનો ઠાઠ જાસૂસીના પ્રતાપેજ નિભતો હશે. મોટા મોટા ગવૈયાઓ, નાચનારીઓ અને એવાં બીજાં કળાબાજ માણસો આ ધંધાને લીધે લખપતિ બની બેઠાં છે.

રશિઆમાં એક નાચ કરનારી સ્ત્રી છે, તે ઘણી સુંદર છે અને નૃત્યકળામાં અનુપમ પ્રાવીણ્ય ધરાવે છે. તે એક રશિઅન જાસૂસણી છે; અને તે કામ માટે તેને દર વર્ષે પચાસ હજાર રૂબલ ( એક રૂબલ=લગભગ સવા બે રૂપીઆ ) નો પગાર મળે છે. જર્મન જાસૂસો તેને સારી પેઠે પિછાને છે. જ્યારે મેમ સાહેબ જર્મનીમાં પધારે છે, ત્યારે જર્મન જાસૂસો તેની સારી પેડે સંભાળ રાખે છે. મને એક ખાસ ઘટનાને લીધે તે વધારે યાદ આવે છે.

એક વખત એ બીબી સાહેબ બર્લિન પધાર્યાં; પોતાની જાળ પાથરી અને અજબ રીતે એક જર્મન યુવક સાથે ગાંઠ પાડી લીધી. તે યુવક તોપખાનાનો અમલદાર હતો. મેમસાહેબે માયા વિસ્તારી, પરન્તુ તેનો હેતુ કંઇક જૂદોજ હતો.

કદાચ તેનો ગુપ્ત હેતુ ન પણ હોય, છતાં તોપખાનાના એક અધિકારીનો રશિઅન જાસૂસ સાથે સંબંધ હોવો કોઇ પણ રીતે ઉચિત ન હતો. આથી મને એની પાછળ છોડવામાં આવ્યો. નવા

વર્ષનો શુભ દિવસ હતો. એ પ્રસંગે યુવકે પોતાની માશુકને એક બૅગ ભેટ આપી, અને તેમાં એક કાગળ પણ હતો. તેમાં કંઇક ભેદની વાત લખેલી હશે માટે કોઇ પણ પ્રકારે તે પત્ર મારે મેળવવોજ જોઇએ એવો મેં ઠરાવ કર્યો, પણ કયી રીતે કામ લેવું તેની સૂઝ પડતી ન હતી. આખરે એક યુક્તિ જડી આવી. મારી ખાત્રી થઇ કે હું તેમાં સફળતા મેળવી શકીશ.

સાંજ થતાં મેમ સાહેબ પોતાના સોબતીઓ સાથે એક હોટેલમાં પહોંચ્યાં. જૂદી જૂદી વાનીની રકાબીઓ ગોઠવાઇ ગઈ. નોકર દારુનો ગ્લાસ લઈ આવ્યો પણ તેનાથી તે નીચે પડી ગયો. મેમ સાહેબ કપડાં બચાવવાને માટે ઉછળીને દૂર ઉભાં. બિચારો નોકર ક્ષમા પ્રાર્થનાની વૃષ્ટિ કરતો કરતો ટેબલ લૂછવા લાગ્યો. સાફ થઈ રહ્યા પછી તેણે કકડો પાસેના મેજ ઉપર મૂકેલી બેગ ઉપર નાખ્યો અને જતી વખતે ટુવાલમાં તે બેગને પણ લપેટતો ગયો. અંદર જઇને ચિઠ્ઠી ઉઠાવી લીધા પછી તે ઉતાવળો ઉતાવળો મેમ સાહેબ પાસે પહોંચ્યો અને બેગ સામે મૂકીને કહ્યું:-"શ્રીમતી, ક્ષમા કરશો. ઉતાવળમાં ને ઉતાવળમાં કકડાની સાથે આ બેગ ચાલી ગઇ હતી. હું ધારૂં છું કે એ આપનીજ છે."

મેમ સાહેબે જરા ચમકીને "હં" એટલું કહીને તરતજ બેગ ઉઘાડી જોઇ. પરન્તુ મુદ્દા માલ નીકળી ગયેલો જોતાં તેનું મગજ ભમી ગયું. હું ઉભો ઉભો આ સઘળો તમાસો જોયા કરતો હતો. તે પણ એક પાકી જાસૂસણી હોવાથી સમજી ગઇ અને તરતજ બાજી બદલી નાખી. તેણે કહ્યું:-"અરે, આ બેગ તો મારી નથી. મેં એને પહેલાં કદી જોઇ પણ નથી. એને એના માલિકને શોધીને પહોંચાડી દેજો."

પછી બીબી સાહેબ જર્મનીમાં ટકેજ કયાંથી? તેજ રાત્રે તેણે

આંસડી-પોટલી બાંધીને ઉચાળા ભર્યા, અને જર્મનીની સરહદ બહાર નીકળી ગઈ !

ઉત્તમ રીતે જાસૂસી કરનારને ઇનામ પણ પુષ્કળ મળે છે. કેટલીક વેળા તો એકજ કામના ઈનામથી જાસૂસ માલદાર બની જાય છે; પરન્તુ એ ધંધામાં જોખમ પણ તેટલુંજ રહેલું છે. જરા પગ ખસ્યો કે જહાનમમાંજ ગયા સમજવું. પછી કોઇ પણ ઠેકાણે પત્તોજ લાગે નહિ કે કોઈ દાદ ફરિઆદ પણ સાંભળે નહિ. ફસાઈ ગયા એટલે પોતાની સરકારની મદદ પણ કેવળ બંધજ થાય. જાસૂસમાં સાહસ, યોગ્યતા અને વિદ્વત્તાની સાથે તન્દુરસ્તી હોવી પણ ખાસ જરૂરની છે. કામ તો મજેદાર છે, પણ કેટલીક વખતે તન્દુરસ્તી ઉપર એટલી બધી અસર થાય છે, કે નજર આગળ મૂર્તિમંત મોત નાચતું જણાય છે. જાસૂસી જીવનમાં મેં એક ઘણી ભયંકર વાત જોઇ છે. કેટલાએ જાસૂસો ગેબ થઈ જાય છે, અને પછી તેમનું નામ-નિશાને મળતું નથી. ખરી રીતે તે બિચારાઓ માર્યા જાય છે. મને એવા કેટલાએ જાસૂસોનાં નામ યાદ છે કે જે બિચારાઓને નહિ જેવા ગુન્હાના બહાનાથી વાતમાં ને વાતમાં ઠાર કરવામાં આવ્યા હતા. વધારે ખૂબી તો એ છે કે એ સંબંધે બહારના લોકો કશું પણ જાણવા પામતાજ નથી. જ્યારે કોઈ જાસૂસ એટલો બધો ભેદ જાણી જાય કે પછી તેના એક ઇસારા ઉપર તેના માલિકને નાચવાનો પ્રસંગ આવે ત્યારે ઘણું ખરું આ પ્રમાણે શાંત રીતે તેનું કાસળ કાઢવાનો માર્ગ લેવામાં આવે છે.



# ૩. એશિઆમાં જર્મન જાળ

મને પહેલવહેલું જે કામ સોંપવામાં આવ્યું તેને માટે મેં બાયર્ન નામની આગબોટ ઉપર સવાર થઇને સિંગાપુરનો રસ્તો લીધો. મલયદ્વીપ પર ઇંગ્લાંડનો અમલ છે, અને સિંગાપુર તેનું મુખ્ય નગર છે. એ વખતે મલયદ્વીપમાં કાફલાને રહેવા માટેની ગોદીઓ અને કેટલાક કિલ્લાઓ બાંધવાનું કામ ચાલી રહ્યું હતું. મને તેના નકશા, ફોટો અને તે સંબંધી ઉપયોગી હકીકત મેળવી લાવવાનો હુકમ મળ્યો હતો.

હું એક દિવસ આગબોટમાં બેઠો બેઠો સિગાર પીતાં પીતાં કંઇક વિચાર કરી રહ્યો હતો. એ આગબોટ પર મેં બેરન હુરાકી નામના એક જાપાની સાથે મિત્રતા કરી લીધી હતી—મિત્રતાજ નહિ પણ ઓળખાણ—પિછાન કરી લીધી હતી, કારણ કે જાસૂસ કોઇ સાથે મત્રી તો કરતોજ નથી. હું જ્યાં બેઠો હતો ત્યાં એની ખુરશી પડેલી હતી અને હું તેના આવવાની વાટ જોઇ રહ્યો હતો. એટલામાં નિશામાં ચકચૂર થએલા બે રશિઅન અધિકારીઓ લથડતા લથડતા ત્યાં આવી પહોંચ્યા.

પહેલાં તો મેં તેમના તરફ દુર્લક્ષ કર્યું, કારણ કે તેમનાથી મને જરા પણ હરકત નડી ન હતી; પણ પાછળથી તેઓ ધાંટો કાઢીને વાતો કરવા લાગ્યા ત્યારે મને ઘણું ખોટું લાગ્યું. એટલામાં તેમાંનો એક જણ આવીને બેરનની ખુરશી ઉપર બેસી ગયો, અને તેને ઉંચી નીચી કરી કરીને અવાજ કરવા લાગ્યો; વળી એ સારંગીમાં પોતાનો સૂર પૂરવા તેણે ગળું સાફ કરીને—ખોંખારીને આલાપ કરવાનો આરંભ કર્યો. હવે તો મને ઘણોજ ત્રાસ થયો છતાં હું મૂગોજ

રહ્યો. એટલામાં બેરન આવી પહોંચ્યો અને તેણે પોતાની ખુરસી છોડી દેવા પેલા રશિઅન અમલદારને વિનતિ કરી; પણ તેઓ સાહેબ તો પવનના ઘોડા પર સ્વાર થએલા હતા એટલે શેના સાંભળે? ઉલટા તેની સાથે ઘુરકવા લાગ્યા! હવે તો મને ઘણોજ ક્રોધ આવી ગયો અને મેં ગુસ્સામાં ને ગુસ્સામાં કહી નાખ્યું:—"બસ, જનાબ, હવે ઘણી થઇ ચૂકી. સંસારભરમાં કંઇ આપનુંજ રાજ્ય નથી."

તે વખતનો મારો દેખાવ કંઇ જૂદોજ હતો. મેં એક જર્મન સૈનિકની ઢબથી તેની સારી પેઠે ઝાટકણી કાઢી. એ ઢબને રશિઅનો સારી પેઠે સમજે છે.

વળી મેં સાથે સાથે એમ પણ સંભળાવી દીધું, કે જો મારી વાત નહિ સાંભળશો તો ગરદન પકડીને ફેંકી દઇશ. રશિઅનો વાતના નહિ પણ લાતનાજ દાવના છે. મારી કરડી નજર જોતાંજ તેમની શુદ્ધિ ઠેકાણે આવી ગઇ, કેફ પણ ઉતરી ગઇ, અને મોં જાણે શિવાઇ ગયું હોય તેમ સ્તબ્ધ થઈ ગયા. પછી તેમણે માફી માગી અને ખુરશી છોડી ચાલતા થયા. જાપાની બેરન હસતો હસતો પોતાની ખુરશી પર બેસી ગયો. પણ મને તેનું હસવું ઠીક લાગ્યું નહિ. હું જાણતો હતો કે તે ઘણો બળવાન પુરુષ છે. એક દિવસ તેણે વહાણ પરના એક ગજબ લાંબા પહોળા માણસને આબાદ પછાડયો હતો. આથી મેં તેને પૂછ્યું:—"બેરન, આ તો નવાઇ જેવું! આટલું આટલું થવા છતાં પણ તેં એ બદજાતને ઉઠાવીને જમીનપર કેમ નહિ પટક્યા?"

હું તેનો જવાબ ભૂલી શકીશ નહિ. તેણે કહ્યું:—"અરે સમરૂઇ જાતિના માણસ જ્યાં સુધી કંઇ પણ તથ્ય નહિ હોય ત્યાં સુધી લડવા ઉતરી પડતા નથી. હમણાં તેવો સમય ન હતો."

એ વખતે આગબોટ પર રશિઅન અને જાપાની મુસાફરો

ઘણા હતા. રુસો-જાપાનીસ યુદ્ધનું વાદળ ઘેરાઇ રહ્યું હતું, તેથી તેઓ સઘળા પોતપોતાને ઠેકાણે નાશી છુટતા હતા. આથી મને એ બન્ને જાતિને પિછાનવાની એક ઉમદા તક મળી ગઈ. તે દિવસથી બેરન હુરાકી મને પોતાના દેશની વાતો, તેમના આચાર-વિચાર, તેમની આકાંક્ષાઓ અને આદર્શની કથાઓ બહુજ સંભળાવવા લાગ્યો. હું પણ એકચિત્તે તેની વાતો સાંભળતો અને તેનાથી મને ઘણો લાભ થયો. તે એક ઉત્તમ વિદ્વાન હતો. ગમે તેવા ગહન વિષય ઉપર પણ તે પોતાના વિચાર ઘણીજ સરળતાથી અને ઉદાર રીતે દર્શાવી શકતો હતો. આ ગુણ મેં બીજા પણ ઘણાક જાપાનીઓમાં જોયા. આ પહેલાં મને પૂર્વ તરફના લોકોના ઉંડાણની બીલકુલ ખબર ન હતી, પરન્તુ એ વખતે હું જોઈ શક્યો કે **પૂર્વની અભેદ્ય ગંભીરતા ઉપર પાશ્ચાત્ય ધોરણ અને વ્યવહારનો જાદુ બીલકુલ નકામો થઈ પડે છે. અહીં તો કેવળ કૃતજ્ઞતા અને વ્યક્તિગત સન્માનની ભાવનાજ કંઈ પણ પરિણામ નિપજાવી શકે એમ છે.**

જાપાનીઓના મુકાબલે રશિઅનો લાંબા પહોળા ઘણા છે, પણ તેજ પ્રમાણે લાંબી પહોળી વાતો કરવામાં અને ડંફાસ હાંકવામાં પણ તેઓ પૂરા છે, એ વાતની મને આ આગબોટ ઉપરજ ખબર પડી.

સિંગાપુર જઇને હું એક મોટા હોટેલમાં ઉતર્યો. શિકારીનો વેશ લઇ લીધો, અને ઉદ્‌ભિજ્જ શાસ્ત્રની પણ વાતો કરવા લાગ્યો. ધીમે ધીમે કેટલાક અંગ્રેજ અધિકારીઓની સાથે મુલાકાત થતી ગઇ, અને થોડા વખત પછી તેમની કલબોમાં પણ આવજા કરવા લાગ્યો. આડી અવળી વાતો કાઢીને તેમની પાસેથી મારી મતલબ સાધી લેવાનો પ્રયત્ન મેં કરવા માંડયો. કેટલીક વાત મળી પણ ખરી, પણ તે બહુ મહત્ત્વની ન હતી. આથી મેં દેશી માણસો પર પાસા ફેંકવાનો

આરંભ કર્યો. મલયદ્વીપમાં સરકારથી અસંતોષ પામેલા કેટલાએ નાના નાના દેશી રાજાઓ હતા. મેં તેમાંના એક પર મારી જાળ પાથરી. મેં તેને એક ક્લબમાં પહેલવહેલો જોયો હતો. હું તેનું નામ બહાર પાડી શકીશ નહિ, પણ તે એક જુવાન હતો અને કોઇ ઝગડામાં સપડાઇ જવાથી સરકારે તેની આવદાની અટકાવી દીધી હતી. મેં તેનો પીછો પકડયો. જ્યાં તે જતો ત્યાં હું પણ પહોંચતોજ. એક દિવસ તે મેરીન હોટેલમાં ઉભો હતો. તેની સાથે વાતચીત કરવાનો પ્રસંગ શોધવા લાગ્યો. તરતજ એક ખ્યાલ સ્ફુરી આવ્યો. મેં બે સિગરેટ કાઢી, તેમાંની એક તેની સામે ધરીને પૂછ્યું:–"આપની પાસે દીવાસળી છે?" રાજા મારા આ વ્યવહારથી ગળગળો થઇ ગયો; કારણ કે અંગ્રેજ લોકો દેશીઓ સાથે આ પ્રમાણે ભળી જઇને, સમાનતાથી વર્તતા નથી. તેમની આ નીતિ તેમને ઘણું નુકશાન પમાડનારી છે. દેશી લોકો દુનીઆની વાતોથી પરિચિત થતા જાય છે, અને તેઓ આવા ભેદભાવથી ચિઢાય છે, તેમજ પોતાનું અપમાન થયેલું સમજે છે. મારે તે રાજા સાથે મિત્રતા થઈ ગઇ. હું તેની સાથે દારુની બાટલીઓ ગટગટાવવા લાગ્યો. રાજાને ત્યાંનો રંગઢંગ એવો હતો કે તે બિચારાનો હાથ જરા તંગ રહેતો હતો. આથી મેં તેને કેટલાક રૂપીઆની મદદ પણ કરી. તે સરકાર તરફ ઘૃણાની નજરથી તો જોતોજ હતો, તેમાં વળી મેં બળતામાં ઘી હોમવાનો આરંભ કર્યો. પરિણામે મારું કામ થઈ ગયું. તેના લાગવગથી એક દેશી ક્લાર્કદ્વારા મને નવા કિલ્લાના અને નૌકાસૈન્યના સ્થળના નકશા અને તેને લગતી તમામ હકીકતનાં કાગળીઆં મળી ગયા

હવે હું અહીંથી નીકળવાના વિચારમાં હતો, એટલામાં મને જણાયું કે કેટલાકને મારાવિષે સંદેહ પડવા લાગ્યો છે. આથી મેં તરતજ ઉપડી જવાનું ઊચિત ધાર્યું. સચસેન નામનું વહાણ સિલોન

જવા ઉપડનાર હતું તેના ઉપર હું ચઢી બેઠો; અને ક્ષેમકુશળ ફ્રાન્સ પહોંચી ગયો. દશ દિવસ પછી ત્યાંથી એક આગબોટ યૂરપ જવા નીકળવાની હતી; એ દરમિયાન મેં શિકાર ખેલી લેવાનો વિચાર કર્યો. એક જૂનો મિત્ર પણ મળી ગયો. પરંતુ એટલામાં કમાન ટેપકનનો તાર મળ્યો.

તાર સાંકેતિક ભાષામાં હતો, એટલે મારા સિવાય બીજું કોઇ પણ તે સમજી શકે એમ ન હતું. તેમાં મને હુકમ મળ્યો હતો કે મારે ઉભે પગે પોર્ટઆર્થર પહોંચવું અને ત્યાંનો પ્રસિદ્ધ રશિઅન કિલ્લો કેટલો બંધાયો છે, અને ત્યાં રશિઅન બળ કેટલું છે, તેની ભાળ કાઢવી. મને આ હુકમથી ઘણું આશ્ચર્ય ઉત્પન્ન થયું. જો કે રુસો–જાપાનીસ યુદ્ધનું વાદળ ઘેરાઇ રહ્યું હતું ખરું, પણ જર્મનીને તેની સાથે શો સંબંધ ?

રુસો–જાપાનીસ યુદ્ધની વાત પણ સંક્ષેપમાં સાંભળી લો:– ઇ. સ. ૧૮૯૫ માં જાપાને ચીનનો પરાજય કર્યો અને તેની પાસેથી પોર્ટઆર્થરનો કબજો લીધો; પણ રશિઆએ જાપાનના આ કાર્ય સામે વિરોધ દર્શાવ્યો અને ઇંગ્લાંડ અને ફ્રાંસે પણ રશિઆનો પક્ષ લીધો. કારણ એવું જણાવવામાં આવ્યું, કે જો પોર્ટઆર્થર જાપાનના હાથમાં રહે તો પૂર્વ એશિઆની શાંતિનો ભંગ થવાનો સંભવ રહે છે. બિચારા જાપાનને પોર્ટઆર્થરનો મોંમાં મૂકેલો કોળીઓ કાઢી નાખવો પડયો. આ તરફ રશિઆએ ચાલાકી વાપરી અને બોક્ષર–બળવા પછી પોર્ટઆર્થર ઉપર પોતાનો કબજો કરી લીધો. જાપાન ઘણુંજ ચિઢાયું, પણ બિચારું તે સમયે કશુંજ બોલી શક્યું નહિ; પરંતુ તેના હૃદયમાં એ વાતનો દાઝ કાયમજ રહ્યા કરતો હતો, તે વખત જોઇ રહ્યું હતું. હવે સમય આવી પહોંચ્યો, અને જ્યારે જાપાને રશિઆ સાથે બાથ ભીડી શકાય એટલું બળ પોતામાં

આવેલું જોયું કે તરતજ રુસો-જાપાનીસ યુદ્ધની તૈયારી થવા લાગી. હવે આપણે પાછા મૂળ વાતપર આવીએ.

સાહેબ પોર્ટઆર્થર પહોંચ્યા. ત્યાં વનસ્પતિશાસ્ત્રી બની ગયા, અને નામ રાખ્યું ડાક્ટર ફ્રાંજ વાન કોનજ. ત્યાં જતાંજ સૌથી પ્રથમ તો મારા જોવામાં એ આવ્યું, કે પોર્ટઆર્થરમાં ચીના કુલીઓની-મજુરોની સંખ્યા ઘણીજ વધારે હતી, અને જાણનારા જાણી શકતા કે તેમાં દર દશ માણસે એક લેખે ચીનાના વેશમાં જાપાનીઓ હતા. એજ પ્રમાણે કિલ્લામાં સુદ્ધાં વેશ બદલીને જાપાનીઓ દાખલ થઇ ચૂક્યા હતા. બેરન હુરાકીએ મને કહ્યું હતું, કે મારા દેશના અનેક માણસોએ વેશ બદલીને પોર્ટઆર્થરનો કિલ્લો બંધાતી વેળા મજૂરીનું કામ કર્યું હતું; એ વાત સાચીજ હતી. એ જાપાનીઓએ પોતાના દેશના તોપખાનાવાળાને કિલ્લાના ખૂણેખૂણાની માહિતી આપી હતી. લગભગ દરેકે દરેક જગ્યાએ જાપાનીઓની નજર ફરી વળી હતી; પણ મૂર્ખ રશિઅનોને તેની કશીજ ખબર ન હતી. રશિઅનો જાપાનીઓને 'બન્દર'ના નામથી બોલાવતા હતા, પરંતુ તેઓ 'બંદર' બોલતા બોલતા રહી ગયા અને જાપાનીઓએ તેમની જડ ઉખેડી નાખી! જો કોઇ સૂક્ષ્મ દૃષ્ટિથી જોનાર હોત તો તેને સહજમાંજ જણાઇ આવ્યું હોત કે એ જાપાની મજુરોએ એટલે સુધી ચાલાકી વાપરી હતી, કે ઘણાંક સ્થળો જે બહુજ મજબૂત બનાવવાં જોઇતાં હતાં તે છેકજ તકલાદી બનાવ્યાં હતાં અને ઘણું ખરું કામ તો અધુરુંજ પડયું મૂકાયું હતું. આ સઘળાં કારણોથીજ જાપાનીઓ આટલા વહેલા ફાવી શક્યા હતા.

હું રશિઅનોમાં સારી પેઠે ભળી ગયો. થોડીક દારુની બાટલીઓની લ્હાણી કરી દેવાથી અને તેમની પાર્ટીઓના નિમંત્રણનો સ્વીકાર કરતા રહેવાથી એમનામાં હળવા મળવાનું બહુ સહેલું થઇ

પડે છે. એમની પાસેથી એટલી ખબર મળી શકી કે પોર્ટઆર્થરમાં દાણા–પાણીનો બંદોબસ્ત ઘણોજ ખરાબ છે. કિલ્લામાં લગભગ ૪૦ હજાર મણ આટો હતો પણ તે સઘળો ખોરો થઇ ગયો હતો; અને તેવા ખોરાકથી કિલ્લામાં માંદગી ફેલાઇ રહી હતી. પરિણામ એ આવ્યું કે એ લોટના પ્રતાપે લડાઇની વખતે સેંકડે ૪૫ સિપાઇઓ નકામા થઈ પડયા. પાંચ લાખ રતલ મક્કઇ હતી; તેમાં જીવાત પડી ચૂકી હતી, તેમજ સાત લાખ રતલ ઘાસ હતું તે પણ સડવા લાગ્યું હતું. બે ચીજની છુટ પુષ્કળ હતી: સ્ત્રીઓ અને શરાબ. આટલી બધી સ્ત્રીઓ અને આટલી બધી મદિરા બીજે કોઇ પણ સ્થળે મારા જોવામાં આવી ન હતી. કેટલાક અપવાદ સિવાય બહુધા દરેક અમલદાર પાસે સ્ત્રીઓનાં ઝુંડનાં ઝુંડ હતાં, અને મદિરામાં તેઓ એટલા બધા ચકચૂર રહેતા કે દરેક વખતે તેમના હાથમાં દારુની બાટલીઓ જોવામાં આવતી હતી. આ બદી એટલી બધી વધી ગઇ હતી, કે જે રાત્રિએ જાપાનીઓએ પહેલો હુમલો કર્યો તે રાત્રિએ સુદ્ધાં રશિઅન લડાયક બારકસોનાં લગભગ અડધોઅડધ માણસ કિલ્લાની અંદર એક ઉત્સવમાં દારુના નિશામાં ચકચૂર થઇને પડેલાં હતાં !

પોર્ટઆર્થરના રક્ષણનો પ્રબંધ પણ જોઇએ તેવો ન હતો. દરીઆમાં જે સુરંગ પાથરવામાં આવી હતી તે કનિષ્ઠ પ્રતિની હતી, અને તે એવી બેદરકારીથી નાખવામાં આવી હતી, કે જાપાનીઓએ તેને ખસેડી ખસેડીને પોતાનો રસ્તો સાફ કરી લીધો, અને પાંચ વખતના હુમલામાં તેમનું કેવળ એકજ જહાજ ડુબવા પામ્યું હતું. આગળ હું કહી ચૂકયો છું કે કિલ્લાની બનાવટમાં કેટલીએ ત્રુટી રહેલી હતી. જો કે રશિઅન સરકારે રૂપીઆ ખરચવામાં જરા પણ કચાશ રાખી ન હતી; પણ વચમાં મોટા પેટવાળા અમલદારો પડેલા હતા તેમના ઉદરમાં કિલ્લેબંદી માટે મંજુર થયેલી રકમમાંની અડધોઅડધ

જઇ પડી હતી. પ્રકાશ-સ્તંભ ( Searchlight tower ) ઘ
ખરાબ હાલતમાં હતો. જાપાની મજુરોએ તેનું સ્થળ પોતાના લશ્
રીઓને બતાવી દીધું હતું; આથી જાપાની તોપો ચોક્કસ સ્થળે ગો
છોડી શકતી હતી. વળી રશિઅનોને છેક પાછળથી એવી ખાત્રી પ
થઇ હતી કે તેમના દારુગોળામાં રેતી ભેળવી દેવામાં આવી હતી !

સઘળાજ રશિઅનો બેદરકાર કે નાલાયક ન હતા; કેટલા
અમલદારો અને સિપાઇઓ તો લગભગ બધીજ લાયકાતવાળા અ
કર્ત્તવ્યપરાયણ હતા. અમલદારો તેજસ્વી અને સાહસિક હતા પ
તેઓ પોતાના શત્રુને બહુજ તુચ્છ માનતા હતા, અને પોતાના બ
ઉપર હદ કરતાં વધારે વિશ્વાસ ધરાવતા હતા. સિપાઇઓ વી
સહિષ્ણુ અને આજ્ઞાધીન હતા. તેઓ રણક્ષેત્રમાંથી નાશી જવા
તો જાણતાજ ન હતા. અમલદારોમાં કર્નલ રીસ પોતાની સ્થિતિ સા
પેઠે સમજતો હતો.

સેનાપતિ જનરલ સ્ટાશેલને પણ હું મળ્યો હતો, અને તે એ
વાર નહિ પણ બે વાર; છતાં પણ તે મને જરાએ ઓળખી શક્યો ન હતે
તે ઘણોજ કડક મિજાજનો, ખુલ્લા દિલનો, હિમ્મતવાન અને સાથે સા
થોડો મૂર્ખ પણ હતો. રશિઅનોમાંથી જો કોઇએ પણ સૌથી વધા
પ્રભાવ મારા ઉપર પાડયો હોય તો તે યુદ્ધના નકશા તૈયાર કરના
પ્રસિદ્ધ વેરેસ્ટશેગનેજ. મેં એક વખત એને ઉપચાર કર્યો હતો. 
મેલેરીઆથી પીડાતો હતો ત્યારથી મારે તેની સાથે ઓળખાણ થ
હતી. હું જગતના અનેક વિદ્વાનો અને બુદ્ધિમાન પુરુષોને મળ્યો છુ
પણ કોઇનોએ મારા મનપર વેરેસ્ટશેગન જેટલો પ્રભાવ પડયો નથ
હું અભિમાન લઉં છું કે એણે મને એક વખત 'મિત્ર' કહી
સંબોધ્યો હતો. હું એની વિદ્વત્તા અને બુદ્ધિથી અંજાઇ ગયો હતે

એક રાત્રે સમુદ્રકિનારે અમે બન્ને તેના બંગલામાં બેઠા હતા

આગળ સમુદ્ર મોજાં ઉછાળી રહ્યો હતો, અને ચાંદની ખીલી રહી હતી. સમય ઘણોજ આનંદજનક હતો. વેરેસ્ટશેગન તાતાર અને મંચુના કાળની એક ઐતિહાસિક કથા સમાપ્ત કરી રહ્યો હતો. મારા હાથમાંની સિગાર પૂરી કરીને મેં તેને કહ્યું: "મેં આપનો ઘણો સમય લીધો." તેણે પોતાનો એક હાથ મારા ખભાપર મૂકીને કહ્યું: "નહિ ડાક્ટર, તમે તો મને ઘણો આશ્રય આપ્યો છે. આજે હું ઘણોજ બેચેન હતો. મારા હૃદયમાં રહી રહીને એક અનિષ્ટ વાતનો ઉદ્ભવ થઇ આવે છે. મને લાગે છે કે થોડાજ વખતમાં આ પહાડી ભૂમિ તોપોના અવાજથી ગાજી ઉઠશે."

જેમ સ્વપ્નમાં લવારો કરતો હોય તે પ્રમાણે તે બોલી ઉઠયો, "અને રશિઆની હાર થશે—હું એમાંનું કશું પણ જોવા રહી શકીશ નહિ." એટલું બોલીને તેણે એકદમ આકાશ તરફ નજર કરી, પછી ખુરશીપર બેસી ગયો, અને એક કંપારી ખાઇને જાણે તેણે પોતાના માથા ઉપરથી કોઇ બોજો ઉતારીને ફેંકી દીધો હોય એમ મને લાગ્યું.

વળી તે બોલ્યો: "ડાક્ટર, શું આ વાતપર વિશ્વાસ રાખી શકશો? પણ હું જાણું છું કે હું હવે જલદીજ આ દેહ છોડી દઇશ." તેના આ શબ્દોથી હું કંપી ઉઠયો. હું વહેમી નથી, છતાં મારા જીવનમાં એક બે વાત એવી બની ગઇ છે કે જેનો ભેદ મારાથી હજી સુધી સમજી શકાયો નથી. તોપણ મેં મારું સમતોલપણું જાળવીને તેને જવાબ આપ્યો, કે "આપના મનમાં આવા આવા વિચારો ઉઠે છે તેનું કારણ કેવળ તાવની ગરમીજ છે, અને એ ગરમી ક્વિનાઇનની દવાને લીધે ઘણી વધી ગઇ છે."

તેણે "ઠીક છે, ડાક્ટર." એટલું કહીને જતી વખતે મને પોર્ટઆર્થરનો એક નાનો સરખો નકશો આપ્યો. જે હું એક મહાન અને નેક પુરુષની ભેટ તરીકે હજી સુધી જાળવી રહ્યો છું. વેરેસ્ટશેગનનો

વહેમ અક્ષરેઅક્ષર ખરો પડ્યો. લડાઇ શરુ થઈ ચૂકી અને મારી મુલાકાત પછી લગભગ છ અઠવાડીઆમાંજ તે એડમિરલ મૅકારોફના લડાયક બારક્સ સાથે સમુદ્રને તળીએ જઇને બેઠો !

એ મુલાકાત પછી બીજાં પાંચ અઠવાડીઆં સુધી હું પોર્ટ-આર્થરમાં રહ્યો. જાપાનીઓના પહેલા હુમલાને સાત દિવસ બાકી હતા એટલામાં મને ત્યાંથી નાશી છૂટવાનો મારી સરકાર તરફનો તાર મળ્યો. તારમાં એમ પણ લખ્યું હતું કે જેમ બને તેમ બહુજ જલદી ચાલી નીકળવું, નહિ તો પોર્ટઆર્થરમાં રોકી રખાવાનો ભય રહે છે; કારણ કે અન્ય દેશોને કદાચ સંદેહ રહ્યો હશે, પણ જર્મનીને તો ખાત્રીજ હતી કે રશીઆ અને જાપાન વચ્ચે અવશ્ય યુદ્ધ સળગશે. હું પોર્ટઆર્થરથી કીઆઉચાઉ પહોંચ્યો. ચીનમાં જર્મનોનું એ અગત્યનું સ્થળ છે.* અહીં મને રશિઆ જાપાન વચ્ચે લડાઇ શરુ થઈ ચૂકવાની ખબર મળી. અહીંથી મેં પોર્ટઆર્થરમાંથી મેળવેલી બાતમીઓનો એક સવિસ્તર તાર બર્લિન મોકલ્યો. છ માસ પછી મને જણાવવામાં આવ્યું કે મેં લખી જણાવેલી હકીકત મોટે ભાગે ખરી પડી હતી, અને તે બદલ મને સારો બદલો આપવામાં આવશે.

મને પોર્ટઆર્થર શામાટે મોકલવામાં આવ્યો હતો તેનું કારણ પણ મને પાછળથી માલૂમ પડયું હતું. નેપોલિયનના પછી જર્મની જો યૂરપની કોઈ પણ એક શક્તિથી ડર્યું હોય તો તે રશિઆથીજ. ઇ. સ. ૧૯૦૫ માં જાપાને રશિઆનો પરાભવ કર્યો તેથી તેનું બળ ઘણું ઘટી ગયું. જર્મની એવું ઇચ્છતુંજ હતું, અને તેણે તો અગાઉથીજ કેવું પરિણામ આવશે તેની અટકળ કરી રાખી હતી. રુસો–જાપાનીસ યુદ્ધ પછી જર્મનીએ બાલ્કન રાજ્યોપરના રશિઅન

* હાલ એ સ્થળ જાપાને છીની લીધું છે.

પ્રભાવની જડમાં કુહાડો ચલાવવાનો આરંભ કર્યો. રશિઆના પરાજયથી જર્મનીનો રસ્તો સાફ થઇ ગયો. જો પોતાના જાસૂસદ્વારા જર્મનીને એવી ખબર મળત કે જાપાન રશિઆને મહાત કરી શકશે નહિ, તો તે વખતે તેણે બાલ્કન રાજ્યમાં એવો ઉત્પાત મચાવી દેવાનું ધારેલું કે જેથી જરા વારમાં બાજી બદલાઇ જાય.

---

## ૪. ટર્કીમાં જર્મન માયા

ચાર મહીના અહીં તહીંનાં નાનાં મોટાં કામોમાં વીત્યા. ઇ. સ. ૧૯૦૫ ના જુલાઇ માસની પાંચમી તારીખ હતી. કપ્તાન ટેપકનનું આજ્ઞા–પત્ર મળ્યું કે "એકદમ 'જાસૂસી મહેલ' માં આવો." ત્યાં પહોંચતાંજ કપ્તાને મને અંદર બોલાવ્યો. મારા જોવામાં આવ્યું કે તે જરા બેચેન હતો. મને સંબોધીને તે બોલ્યોઃ "ડાકટર! અફસોસ, તમે મારા હાથ નીચેથી નીકળી જાઓ છો. રાજનૈતિક જાસૂસી વિભાગમાંથી મને આજ્ઞા મળી છે, કે મારે તમને તરતજ તે વિભાગમાં મોકલી દેવા. તમને છોડવાનું મન નથી થતું; પરન્તુ શું કરું? ઉપરીનો હુકમ છે." મેં પણ આ વિયોગ માટે ખેદ પ્રકટ કર્યો. જરા વાર પછી તે બોલ્યોઃ–"પણ ડાકટર! તમે ડંકો દીધો છે. એ વિભાગમાં દાખલ થવું ઘણું કઠિન છે. તમારાં કામોએ એ વિભાગનું ધ્યાન તમારા તરફ ખેંચ્યું છે; એ માટે તમને ધન્યવાદ ઘટે છે. ઠીક ત્યારે પધારો. મિ. સ્ટેમર તમને લઇ જશે, સાહેબજી."

ટેપકન સાથે હાથ મેળવીને હું અને સ્ટેમર ચાલી નીકળ્યા. વિલિયમ સ્ટ્રેસ મહેલમાં પહોંચ્યા, અને એક ઓરડામાં બેઠા. થોડીવાર પછી એક લાંબો પાતળો માણુસ ત્યાં આવ્યો. તેનો ચહેરો ઘણે ભાગે

જર્મન રાજપુરુષોના ચહેરાને મળતો આવતો હતો. અમે તેને ઝુકીને સલામ ભરી. તેણે સ્ટેમરને પૂછ્યું,–"સ્ટેમર, શી હકીકત છે ?"

સ્ટેમરે જવાબ આપ્યો:–"શ્રીમાન ! આજ ડા. ગ્રેવ્ઝ."

"બહુ સારું, જાઓ, અને કપ્તાન ટેપકનને મારા તરફથી ધન્યવાદ કહેશો."

સ્ટેમર ચાલ્યો ગયો, અને મને બીજા ઓરડામાં જવાનો હુકમ મળ્યો. ત્યાં એક સેક્રેટરી તરફથી માલૂમ પડયું, કે એ રાજપુરુષ કાઉન્ટ વેડલ છે. એ રાજનૈતિક જાસૂસી વિભાગનો અધ્યક્ષ અને કૈસરનો મોટો સલાહકાર છે. થોડી વાર પછી મને ફરીથી કાઉન્ટની પાસે લઇ જવામાં આવ્યો. મને ખુરશી આપીને કેટલીક વાર સુધી કાઉન્ટ મારા ચહેરા તરફ જોઇ રહ્યો, અને પૂછ્યું:–"ડાકટર ! તમારી ઉમ્મર કેટલી ?" હું નાની વયનો હતો તેથી મારા કામમાં કેટલેક અંશે અંતરાય નડતો. મેં ઉત્તર આપ્યો:–" સાહેબ, ૨૫ વર્ષની."

તેણે કહ્યું:—"ઉમ્મર તો ઘણી નાની છે; પરંતુ તમારું કામ સંતોષજનક છે. એથી માલૂમ પડે છે કે તમે બુદ્ધિશાળી છો."

મેં શિર ઝુકાવ્યું. તેણે કહ્યું:—"ઠીક, હવેથી તમારે આ જાસૂસી વિભાગમાં કામ કરવાનું છે. અહીં કામ ઘણી જોખમદારીનું છે. સઘળાં કામ હુંજ તમને સોંપીશ, અને તમારે જે કંઈ કહેવાનું હોય તે મનેજ કહેવું. મારી આજ્ઞા સિવાય તમે કોઇ પણ માણસ સાથે અહીંની વાતની ચર્ચા કરી શકશો નહિ. સમજ્યા ?"

મેં કહ્યું:—"જી, સાહેબ !"

"મારો સેક્રેટરી તમને ખરચ આપ્યા કરશે. દર મહીનાનો હિસાબ તેને આપતા રહેજો. ઠીક, કહો, કેટલા વખત પછી કામ-પર જઇ શકશો ?"

"બે કલાકમાં."

"બહુજ સારું. મારે પણ ઉતાવળનુંજ કામ છે. તમારે ટર્કીની રાજધાની કૉન્સ્ટન્ટીનોપલ જવું પડશે. ત્યાં જઇને રશિઆ અને ફ્રાંસના પૈસાથી તેમનાં રમકડાં બની ગએલા રાજપુરુષોની ખબર મેળવી લાવો. વળી જે જે પરજાતિની સ્ત્રીઓ સાથે જે જે રાજપુરુષોને સંબંધ હોય તેની માહીતી પણ મેળવશો. હું તમને સિફારશનો કોઇ પણ પત્ર આપી શકતો નથી, કારણ કે તુર્ક લોકો ઘણા જલદ પ્રકૃતિના હોય છે, તેથી કદાચ એ પત્રની વાત જાણવામાં આવે તો પરિણામ ઘણું અનિષ્ટકારી આવે. તમારો સરકારી નંબર હવે ૧૭૩૪ રહેશે. જે સમાચાર મારા ઉપર મોકલો તેમાં તમારા નામને ઠેકાણે ૧૭ નો આંકડો લખવો અને રીતસરના રીપોર્ટમાં ૩૪ નો."

સઘળી વાત સમજી લઇને હું મારા મુકામપર ગયો. હું રાજનૈતિક જાસૂસી વિભાગમાં દાખલ થવાથી ઘણો પ્રસન્ન થયો, કારણ કે હવે મને મોટાં મોટાં રાજ–રહસ્યો જાણવાનું બની આવશે.

જર્મનીમાં દરેક અમલદારના કામ ઉપર નિઘાહ રાખવામાં આવે છે. તેમાં પણ જે કોઇ પોતાની આવકના કરતાં વધારે ખરચ કરતો હોય તેનાપર વધારે લક્ષ રાખવામાં આવે છે. સ્પેન્ડોના હથિયાર બનાવવાના એક કારખાનાના એક નાના અમલદારનો ખરચ ઘણોજ વધારે હતો, તેથી તેના સંબંધમાં એવો સંદેહ થયો કે એ માણસ રાજ્યની ગુપ્ત વાતો વેચીને તો પૈસા મેળવતો નથી? મને તેની પાછળ મૂકવામાં આવ્યો. તપાસ કરતાં મને જણાયું, કે એ માણસ એ સંબંધમાં કેવળ નિર્દોષ છે. એનો સઘળો ખરચ એનાપર આસક્ત થએલી એક રાજકુમારી પૂરો પાડતી હતી. તે રાજકુમારી ઘણાજ ઉંચા કુળની હતી. તેનું નામ રિપોર્ટમાં લખવું મને ઠીક લાગ્યું નહિ. પણ તેનું નામ નહિ જણાવું તો મારા રિપોર્ટ ઉપર વિશ્વાસ પણ કોણ મૂકે? હું મોટા ગુંચવાડામાં આવી પડ્યો.

અંતે એક રસ્તો સૂઝયો. હું કપ્તાન ટેપકન પાસે ગયો. તેને સઘળી હકીકત કહી સંભળાવી, અને તેની સલાહથી મેં તે વાતનો એક "ખાનગી રિપોર્ટ" કર્યો. (આવા રિપોર્ટો કેવળ મોટામાં મોટા અધિકારીઓજ વાંચી શકે છે.) મેં આ પ્રમાણે રાજકુમારીનું નામ બહાર પડતું અટકાવ્યું અને એ બુદ્ધિમત્તાના બદલા તરીકેજ મને આ "રાજનૈતિક જાસૂસી વિભાગ" માં જગ્યા મળી હતી.

હવે મૂળ વાતપર આવીએ, મેં કૉન્સ્ટન્ટીનોપલ તરફ કૂચ કરી. મારી સાથે મારો ક્રીમ નામનો નોકર હતો. તે ઝુલુ જાતિનો, રંગે કાળો અને અરબી ભાષા સારી રીતે જાણતો હતો. હું ડાકટર બની ગયો, અને પૂછવામાં આવે તો યુનાની વૈદકશાસ્ત્ર શિખવાની વાત રજૂ કરતો. મેં ડાકટરીનાં ઓજારો, બર્લિનની મોટી હૉસ્પિટલમાંથી લીધેલું એક ઉત્તમ ભલામણપત્ર અને પુરતા પૈસા સાથે રાખ્યા હતા. મને કૉન્સ્ટન્ટીનોપલમાં જર્મન અધિકારીઓને મળવાની બીલકુલ મના કરવામાં આવી હતી. ક્રીમને મેં એટલા માટે સાથે લીધો હતો કે ટર્ક લોકોના ઘરનો ભેદ પામવો ગોરાઓને માટે કેવળ અસંભવિત છે; પણ અરબી જાણનાર કાળા લોક માટે તો તે બહુજ સહેલી વાત છે. કૉન્સ્ટન્ટીનોપલમાં હું ઉસમાની હોટેલમાં ઉતર્યો. તે એક હલકા દરજ્જાનું હોટેલ હતું. મોટા હોટેલમાં ન ઉતરવાનું કારણ એ હતું કે ત્યાં આગળ ચાલાક તુર્કોનું ધ્યાન સહજજ ખેંચાય, અને તેમ થાય એ હું બીલકુલ ઉચિત ધારતો નહતો. મેં ચિકિત્સા-શાસ્ત્રના અભ્યાસ માટે બીજેજ દિવસથી ઇસ્પિતાલોમાં જવાનું શરુ કરી દીધું. ત્યાંની વિઝિટબૂક જોતાં કોઇ પણ માણસ સહેલાઇથી જાણી શકશે, કે ડૉ. ગ્રેન્ઝ કૉન્સ્ટન્ટીનોપલની બે મુખ્ય ઇસ્પિતાલોમાં ઓછામાં ઓછો ૧૦૦ વખત ગયો હતો. આમ છતાં મારી ખાસ નજર તો મુખ્ય કામ તરફજ રહેતી હતી. મેં મોટા મોટા ટર્કીશ

હાકેમોના ઘરનો પત્તો ઘણુજ થોડા વખતમાં મેળવી લીધો અને હવે તેમને આનંદ પમાડનારી કોણુ કોણુ સ્ત્રીઓ છે તેની તલાશમાં રહેવા લાગ્યો.

છેવટે મેં પેરા મહોલ્લામાં એક નાનું સરખું ઘર ભાડે લીધું. અહીં પણુ મેં ટાપટીપ કે ભભકો વધાર્યો નહિ; કારણુ કે તેમ કરવા જતાં કોઇકને સંદેહ ઉભો થવાનો ભય હતો. મારા જોવામાં આવ્યું કે કૉન્સ્ટન્ટીનોપલ એક વિચિત્ર નગર છે. અંગ્રેજ કવિ કિપૂલિંગે સૈયદ બંદરને શેતાનપણાનો ખજાનો કહ્યું છે, પણુ મને લાગે છે કે તેણે કૉન્સ્ટન્ટીનોપલનો ઈસ્તમબૂલ વિભાગ નહિ જોયો હશે. ઈસ્તમબૂલ પૂરેપૂરૂં નરક છે. આખી પૃથ્વીપર એવું સ્થળ ભાગ્યેજ મળી આવશે કે જ્યાં અહીંના કરતાં વધારે વર્ણુસંકર સંતાન પેદા થતાં હોય. પિતા આલ્બેનિયા નિવાસી હોય—અને તે પણુ યૂનાની અને ન્યૂબાની લોહીના મિશ્રણુવાળો—અને માતા એક એવી આરબ સ્ત્રી હોય કે જેની મા ફ્રેંચ હોય. હવે એ સંતાનને કયી જાતિનું અને કયા લોહીનું કહેવું ? આ પ્રકારનાં હજારો પ્રાણુી ત્યાં વસે છે. યૂરોપીઅનો અને તુર્ક લોકો સ્વચ્છતાપૂર્વક રહે છે, પણુ એ સિવાયના લોકો ઘણુા ગંદા છે.

એક માસના પરિશ્રમને અંતે કેટલીક સ્ત્રીઓની ભાળ મળી. તેઓ ફ્રેંચ, રશિઅન અને સરકેસિઅન જાતિની હતી અને મોટા મોટા તુર્ક અમલદારો સાથે તેમને સંબંધ હતો. આ કામમાં મને ક્રીમની ઘણીજ મદદ મળી હતી. જો તે ન હોત તો આમાંનું કશું પણુ બની શકત નાહ. તુર્ક ઉમરાવોને ત્યાં હબસી નોકરો હોય છે, ગોરા લોકોનો તેઓમાં ચંચુપ્રવેશ પણુ મુશ્કેલ છે, પરંતુ કાળા ક્રીમનું ત્યાં સારી પેઠે ચાલી શકતું. મેં પહેલાં એ સ્ત્રીઓમાંની એકનું નામ મેળવ્યું, પછી તેનું ઘર શોધી કાઢ્યું, અને તે પછી

કીમદ્વારા, કયા કયા અમલદારો એને ત્યાં આવજા કરે છે, અને ક્યાં ક્યાંના કાગળો એના પર આવે છે, તેની તપાસ ચલાવી. કીમ એ સ્ત્રીના કાળા નોકરો સાથે પરિચય વધારતો અને ધીમે ધીમે તમામ હકીકત મેળવી લાવતો. મને બાલન્યોં નામની એક સ્ત્રીની ભાળ મળી. મેં સાંભળ્યું કે ટર્કીના વડા પ્રધાનનો મુખ્ય સલાહકાર તેને ત્યાં આવજા કરે છે. મેં કીમને તેની પાછળ મૂકયો. હું જાણતો હતો કે વજીર આજમ જર્મનીથી ઘણીજ વિરુદ્ધ વલણ ધરાવતો થઈ ગયો હતો, તથા ફ્રાંસ અને રશિઆ તેને પોતાના પક્ષમાં ખેંચી રહ્યાં હતાં.

પેલી સ્ત્રીઓ અજબ પ્રકારની હતી. તેઓ પોતાના સુંદર મુખ-કમળથી કામી તુર્ક અધિકારીઓને પોતાની આસપાસ ફર્યા કરનાર ભ્રમરજ બનાવી દેતી હતી. કેટલાક અધિકારીઓ તો તેમનાપર એટલા બધા આસક્ત થઇ ગયા હતા કે તેમની માગણી પૂરી પાડવાને તેઓ પોતાનું સર્વસ્વ ગુમાવી બેઠા હતા. આટલું છતાં તેઓ ચૂપ બેસી શકતા નહિ, અને કરજ કરી કરીને પણ તેમનાં ઘર ભરતા રહેતા. તેઓ જ્યારે દેવામાં એટલા બધા ડૂબી જાય કે તેમના ઉપર તગાદા ઉપર તગાદા થવા માંડે ત્યારે પેલી સ્ત્રીઓ પોતાની મતલબ સાધી લે છે. તેમનું કરજ પોતે અદા કરી દે છે, અને તેના બદલા તરીકે રાજ્યનાં ગુપ્ત રહસ્યો કઢાવી લે છે.

બાલન્યોંની કેટલીક હકીકત બહુજ જલદી મળી ગઇ. કીમ તેના નોકરદ્વારા કેટલાક પત્રો ચોરી લાવ્યો હતો. તે જોતાં મને ટાઢક વળી કે હું મારા રસ્તા ઉપરજ છું. બાલન્યોં પણ ટર્કીનો ભેદ લેવાનેજ આવેલી હતી, પણ તે કોના તરફથી તેની ભાળ કીમ તરફથી મને મળી શકી નહિ. હું કંઇક ચિંતામાં રહેવા લાગ્યો. એટલામાં મને બાલન્યોંની એક સખીનો પત્તો મળ્યો. તેનું નામ

સેસિલિયાકોર્સન હતું. તે એક નૃત્ય-મંડળીમાં નોકર હતી. તુર્ક અધિકારીઓ એવા નાચ જોવાના ઘણા શોખીન છે. ખરી રીતે તો નાચનું નામજ છે, તેઓ નૃત્ય કરનારીઓનું રૂપ જોવાનાજ ઘણા શોખીન છે. નાચ ખુલ્લા મેદાનમાં થાય છે, અને લોકો ગાદી તકીઆ નાખીને જોવા બેસે છે. દેશી સ્ત્રીઓ પોતાના અડધા મોંપર ઘુંઘટ રાખીને નાચે છે, જ્યારે યૂરોપીઅન સ્ત્રીઓ પેરીસની છેલ્લામાં છેલ્લી નવીન ફેશન પ્રમાણે નૃત્ય કરે છે.

આવે પ્રસંગે હુક્કા-પાણી સારી પેઠે વપરાય છે. નાચ જોનારાઓમાંના ઘણા ખરા પગથી માથા સુધી હથિયારોથી સજ્જ થઇને આવે છે. આમ કરવામાં તેમનો ઉદ્દેશ પોતાને બાંકાટેડા જણાવવાનોજ હોય છે. હું પણ સેસિલિયાના નાચમાં જવા લાગ્યો. લોકો તેની ઘણીજ તારીફ કરતા, પણ હું તેનું ધ્યાન મારા તરફ ખેંચવાને માટે મૂગોજ બેસી રહેતો. અંતે તેનું ધ્યાન મારા તરફ ખેંચાયું. એક રાત્રિએ તે નાચતી નાચતી મારી પાસે આવી પહોંચી, અને ફ્રેંચ ભાષામાં કંઇક બોલી. હું જાણે ફ્રેંચ જાણતોજ ન હોઉં તેવી રીતે નિરુત્તર રહ્યો. આથી તે ભાંગીતૂટી જર્મન ભાષામાં બોલી, પણ તેમાં તો જાણે હું કશુંજ ન સમજ્યો હોઉં તેવી રીતે આંખો ફાડીને તેના તરફ જોઈ રહ્યો. હવે તે અંગ્રેજીમાં બોલી. મેં તેનો ઉત્તર આપ્યો. આ પ્રમાણે ત્યારથી અમારે ઓળખાણ થઇ ગઈ. હું તેની સાથે હળવા મળવા લાગ્યો. એક રાત્રિએ એનો નાચ થઇ રહ્યા પછી તે મારી પાસે આવીને બેઠી. તે દિવસે તે પોતાની સખી બાલન્ચેથી નાશજ થએલી હતી. હું મતલબની વાત કાઢવાની તૈયારીમાં હતો, એટલામાં એક તુર્કી અમલદાર દારુ પીને મારી પાસેથી નીકળ્યો, અને સેસિલિયાને ફ્રેંચ ભાષામાં પોકારવા લાગ્યો. મને તેનું આ કામ ઘણું ખરાબ લાગ્યું, આથી મેં તેને આડે હાથે લીધો. થોડી

વાર ચકમક ઝર્યા પછી હું ફ્રેંચ ભાષામાં બોલતોજ રહ્યો અને તે અમલદાર ત્યાંથી ચાલ્યો ગયો. પણ આ ઝઘડાએ મારો એક ભેદ ખુલ્લો પાડી દીધો. સેસિલિયા જાણી ગઇ કે હું ફ્રેંચ ભાષા જાણું છું, અને સારી જાણું છું. પણ આથી બાજી બગડી નહિ, ઉલટો તેની સાથે ગાઢ પરિચય થઇ ગયો. હવે તો અમે બન્ને સાથેજ ફરવા પણ જવા લાગ્યાં. મને તે ઘણીજ યોગ્યતાવાળી અને સભ્ય સ્ત્રી જણાઇ. આથી મેં એવો સાર ખેંચ્યો, કે કેવળ રૂપીઆને માટેજ આ સ્ત્રી તુર્ક ઑફિસરોની ઠઠ્ઠા–મશ્કરી સહન કરે એ સંભવિત નથી; એ પણ બાલ્કન્યોંનો ભેદ જાણતી હશે. એવા વિચારને આધારે મેં બાજી બદલી. નાચમાં જવાનું છોડી દીધું. પણ સેસિલિયા સાથે એટલો બધો પરિચય થઇ ગયો હતો, કે જો હું નાચમાં નહિ જાઉં તો તે જાતે મારી પાસે આવશેજ એવી મને ખાત્રી હતી. થયું પણ તેમજ. તે આવી, અને તેણે મને ટાણો માર્યો. કેટલાક દિવસ પછી તે મારી પાસે આવીને બોલી કે "હું પેરિસ જાઉં છું."

મેં કહ્યું:—"એ તો ઘણું ખરાબ થયું."

તે બોલી:—"બસ."

મેં કહ્યું:—"વધારે શું કહું, તમને દુઃખ લાગશે."

તેઃ—"તો પછી સાથે કેમ આવતા નથી?"

મેં કહ્યું:—"વ્હાલી સેસલિયા, હું ક્યાં જાઉં? મારી પાસે વધારે પૈસા પણ નથી, અને બીજી વાત એ છે, કે મારે હજી એક માસ સુધી અહીંની ઇસ્પિતાલમાં કામ શીખવાની જરુર છે."

આ જવાબથી તે નારાજ થઇ ગઇ. તેણે કહ્યું:–"અરે તમે આ શા ફેરમાં પડયા છો? ઇસ્પિતાલની માથાફોડ મૂકી દો. તમારા જેવી યોગ્યતાવાળો માણસ તો પેરિસમાં કેવી ઉંચી પદવી મેળવી શકે!"

મેં જાણ્યું કે હવે મુદ્દાની વાત આવશે. થયું પણ તેમજ.

તેણે મને ફ્રાંસના જાસૂસી વિભાગમાં એક સારી નોકરીનો લોભ આપ્યો. મેં મહામુશ્કીબતે હસવું અટકાવીને ગંભીરપણે જાસૂસી વિભાગની કંઇક વાતો સંભળાવવા કહ્યું. તેણે સગર્વ પેરિસના કેટલાક ગુપ્ત પત્રો મને બતાવ્યા. હું જાણી ગયો કે બાલન્યોં ફ્રાંસ સરકાર તરફથી ટર્કીનો ભેદ લેવા આવેલી છે, અને સેસિલિયા તેની દલાલ છે. સઘળું જોયા જાણ્યા પછી મેં તેને પૂછ્યું:-"પગાર શું મળશે?" તેણે જવાબ વાળ્યો:-"ઘણોજ સારો." હું રાજી રાજી થઇ ગયો અને બોલ્યો: "ત્યારે એક માસ પછી અહીંનું કામ પૂરું કરીને હું પેરિસ આવી પહોંચીશ." સેસિલિયાનું હૃદય ભરાઇ આવ્યું, તેણે જતાં જતાં કહ્યું: "મારી ટપાલ તમારા નામપર આવશે. તે તમે મને પેરિસ મોકલતા રહેજો." મેં હા ભણી, અને તે પછી તે ચાલી નીકળી. તેની ટપાલ આવી–આપ કલ્પી શકશો, કે મેં તેની શી વ્યવસ્થા કરી હશે?–તેના સઘળા પત્રો મેં જર્મનીના જાસૂસી ખાતામાં મોકલી દીધા! આમ કરતાં મારા હૃદયમાં ઘણી ગ્લાનિ થઇ હતી. સેસિલિયા મારાપર અતિશય પ્રેમ રાખે છે તેનો હું આ પ્રમાણે વિશ્વાસઘાત કરીશ? એવો પ્રશ્ન મારા મનમાં ઉદ્ભવ્યો; પરંતુ મનને સંતોષવાને મેં બહાનું શોધી કાઢયું, કે અહીં મારો અને સેસિલિયાનો નહિ પણ ફ્રાંસ અને જર્મનીનો સવાલ છે. આ ઘટના પછી ત્રણ વરસે એંટવર્પ નગરના એક નાના સરખા હોટેલમાં મેં એ સ્ત્રીને ફરીથી જોઇ હતી. તે મને ઓળખી શકી નહિ. આ વખતે તે જાસૂસી ખાતામાં ન હતી, પહેલાંનો ભભકો પણ ન હતો, ને ગરિબાઇમાં દિવસ કાઢતી જણાતી હતી. તેને આવી સ્થિતિમાં જોઇને મને ઘણું લાગી આવ્યું. મેં ધાર્યું કે મારી ચાલાકીને લીધેજ એને જાસૂસી વિભાગમાંથી દૂર થવું પડયું હશે. તેની દુર્દશાપર મને દયા આવી. મેં તેનાપર ગુપ્ત રીતે ત્રણ માસના ખરચ જેટલી ૫૦૦ ફ્રાંકની

રકમ મોકલી આપી. એ પછી તેનું શું થયું તેની મને ખબર નથી.

હવે પાછા ટર્કીની વાતપર આવીશું, મેં ત્યાં કેટલાક તુર્ક અધિકારીઓ સાથે સંબંધ વધાર્યો. મારે તેમના વિચારો જાણવા હતા. હું અમલદારોને મળ્યો, વ્યાપારીઓને મળ્યો અને વિદ્યાર્થીઓની પણ મુલાકાત લીધી. મને માલૂમ પડયું કે ટર્કીમાં અશાંતિ ઘણીજ ફેલાએલી છે, અને થોડાજ વખતમાં રાજવિપ્લવ થશે. મેં અનવર બેને મોટો કારસ્થાની પુરુષ જાણ્યો. અધિકારીઓએ તેને દૂર મેસિડોનીઆમાં નાખ્યો હતો; પરંતુ તેની ફેંકેલી જાળ એટલે દૂરથી પણ આબાદ પડતી હતી. વજીર આજમને ફ્રાંસ અને રશિઆ તરફથી પુષ્કળ લાંચ મળતી હતી, તેથી તે દરેક કામ તેમને અનુકૂળ થઈ પડે એ રીતે કરતો હતો. આ સઘળી વાતોનો રિપોર્ટ મેં બર્લિન મોકલી આપ્યો.

મેં ટર્કીમાં બજાવેલા કામની સમજણ માટે એક વાત કહેવી આવશ્યક છે. જર્મનીના મહાન રાજનીતિજ્ઞ બિસ્માર્કે ટર્કીમાં જર્મનીનો કંઇક પ્રભાવ રહે અને રશિઆનો પડછાયો સુદ્ધાં ત્યાં ન પડી શકે એવી નીતિ અખત્યાર કરી હતી; પરંતુ બિસ્માર્કના પછી એ નીતિ પાર ઉતરી નહિ. કૈસર વિલિયમ એની અગત્ય સારી પેઠે સમજી શક્યો હતો, તેથી તેણે જેરુસેલમની યાત્રાનિમિત્તે ટર્કીની મુલાકાત લીધી. આની ઘણીજ સારી અસર થઇ. જર્મની અને ટર્કી વચ્ચે ફરીથી ગાઢ મૈત્રી બંધાઇ. ટર્કીમાં જર્મનીથી તોપો, બીજાં હથિયારો અને ઑફિસરો આવવા લાગ્યા અને ત્યાંનો વેપાર પણ વધવા લાગ્યો.

કૈસરની યાત્રા પહેલાં મુસલમાનો અને મુસલમાની રાજ્યોમાં ફ્રાંસનું સારું વજન હતું. જર્મનીના પગપેસારાની ફ્રાંસને ઇર્ષ્યા થાય એ સ્વાભાવિક છે, અને રશિઆની દાઢ તો પહેલેથીજ ટર્કી ઉપર હતી,

પરંતુ ઇંગ્લાંડના ભયથી તે એક પણ વખત ટર્કી ઉપર સારી રીતે ફાવી શક્યું ન હતું. ઇંગ્લાંડ પોતાની સલામતી માટે રશિઆ ટર્કીને દબાવી દે એ જોવાને ઇચ્છતું ન હતું; પરંતુ જર્મનીના ટર્કીમાં વધતા જતા પ્રભાવ તરફ તેનું કેમ દુર્લક્ષ્ય રહ્યું હશે તે સમજી શકાતું નથી.

ટર્કીમાંથી જર્મન પ્રભાવ નષ્ટ કરવા અને પોતાની સત્તા જમાવવા રશિઆ અને ફ્રાંસ પોતપોતાની જાળ ફેંકવા લાગ્યાં. તુર્ક અમલદારોને પુષ્કળ લાંચ અપાવા લાગી અને સ્ત્રીઓદ્વારા તેમને ઉલ્લૂ બનાવવામાં આવ્યા. પોતાના જાસૂસદ્વારા જર્મનીને આ સઘળાં કારસ્થાનોની તરતજ ખબર પડી ગઇ, તેમજ ટર્કીની અશાંતિ અને તુર્ક યુવાનોના જુસ્સાની પણ તેને માહીતી મળી ચૂકી. આથી જર્મનીની ખાત્રી થઇ ગઇ કે ટર્કીમાં થોડાજ વખતમાં પરિવર્તન થશે. આપ જાણો છો કે પછી શું થયું? ટર્કીના રાજવિપ્લવથી સૌ પરિચિત છે. સુલતાન અબ્દુલ હમીદને પદભ્રષ્ટ કરવામાં આવ્યો અને ટર્કીનું શાસન અનવર બે, તોફીક પાશા, ઈબ્રાહીમ બે અને એવાજ બીજા કેટલાક પુરુષોના હાથમાં આવ્યું. એ સઘળું જર્મન ઉશ્કેરણીનુંજ ફળ હતું. એ પરિવર્તનમાં તેનો મુખ્ય હાથ હતો, અને તેથીજ આજે ટર્કીમાં જર્મનીની બોલબાલા છે.

## ૫. રૂપનું જાદુ

વચમાં કેટલાંક કામો થયાં. તેના વર્ણનની જરૂર નથી. એક દિવસ બહાર જવાની તૈયારી કરી રહ્યો હતો, એટલામાં વિલિયમ સ્ટ્રેસ મહેલમાંથી હુકમ મળ્યો: "તરતજ હાજર થાઓ." સહેલ-

સપાટાનો વિચાર છોડી દઈને મહેલનો રસ્તો લીધો. અડધો કલાક સુધી કાઉન્ટ વેડલ સાથે રહ્યો. મને હુકમ મળ્યો, કે—" તમારે માઉન્ટ કાર્લો* જવું. હમણાંજ ત્યાં રશિઆ, ફ્રાંસ અને ઈંગ્લાંડના રાજ-મંત્રીઓ પહોંચનાર છે. એ ત્રણેને એક સાથે ત્યાં જવાનું ખરું કારણ શું છે તેનો પત્તો મેળવો. જો ત્રણેની સભા મળે તો તેમાં જે કંઇ થાય તેની ખબર મેળવવી. આ કામમાં તમને કાઉન્ટેસ ચેચાની નામની ઉમરાવજાદી તરફથી મદદ મળશે. જ્યારે તમને તેની મદદની જરૂર પડે ત્યારે તેની પાસે આ કાર્ડ પહોંચાડજો. (એ કાર્ડપર કાઉન્ટની સહી હતી.) "

મેં કાઉન્ટેસ ચેચાનીને પહેલાં કદી પણ જોઇ ન હતી, તેથી કાઉન્ટ વેડલે મને તેનો એક ફોટો અને તેના હસ્તાક્ષર પણ બતાવ્યા. નાણાંપાણીનો પૂરતો બંદોબસ્ત કરીને હું મારા કામને માટે નીકળી પડયો. આ વખતે ડાક્ટર કે હકીમ ન બનતાં બીજોજ વેશ ધારણ કરવાનું ઉચિત સમજીને હું ટ્રાન્સવાલની સોનાની ખાણોનો એજંટ બની ગયો. એવા એજંટોને જે જે ચીજની આવશ્યકતા હોય છે તે તે સાથે રાખી લીધી. ટ્રાન્સવાલનાં કેટલાંક વર્તમાનપત્રો, ખનિજવિદ્યાના કેટલાક ગ્રંથો, ફોટાઓ અને એવી એવી અનેક ચીજો પણ સાથે લઇ લીધી. ગાડીમાં બેસીને વિચારવા લાગ્યો, કે આ કામ કયી રીતે પાર ઉતરશે ? હમણાં યૂરપના ત્રણ રાજનીતિજ્ઞો માઉન્ટ કાર્લોની મુલાકાત લેનાર છે. ઇંગ્લાંડનો સર એડવર્ડ ગ્રે, ફ્રાંસનો ડેલકાસે અને રશિઆનો રાજકુમાર. કારણ તો એવું પ્રકટ થયું હતું, કે શરીર સુધારવાને એ ત્રણે જણ આ હવા ખાવાના સ્થળે જનાર છે; પણ જર્મની તેનો અર્થ સારી પેઠે સમજતું હતું. એક કરતાં અધિક

*ફ્રાંસના દક્ષિણ ભાગમાં એ સ્થળ આવેલું છે, અને સારાં હવા-પાણીને માટે તે પ્રસિદ્ધ છે.

રાજનીતિજ્ઞોનું એક સ્થળે એકત્ર થવું સંદેહ પેદા કર્યા વિના રહેતું નથી. સર એડવર્ડ ગ્રેની આદતોથી હું અજાણ્યો હતો, ડેલકાસેની કેટલીક વાતથી પરિચિત હતો, અને રશિઅન રાજકુમારને તો સારી પેઠે ઓળખતો હતો. તે ખૂબસુરત ચહેરાનો ઘણો શોખીન હતો. તેની આ ખાસિયતપર મારી આશા આવીને ઠરી. મને ખાત્રી થઇ કે કાઉન્ટેસની સહાયતાથી હવે બાજી આપણા હાથમાંજ છે. ફોટો જોતાં તો કાઉન્ટેસની સુંદરતામાં જરા પણ ઉણપ ન હતી, પરન્તુ ફોટોમાં સુંદરતા વધારી દેવામાં આવે છે, તેથી હું જરા શંકાશીલ બન્યો.

બીજે દિવસે સાંજે માઉન્ટ કાર્લો પહોંચ્યો. એક મોટી હોટેલમાં ઉતર્યો. મેં મારા ઓરડામાંજ ભોજન મંગાવ્યું. સાથે સાથે હોટેલના એક જાણીતા ભોમિયાને પણ બોલાવ્યો. એ લોકો ઘણાજ ચતુર હોય છે. તેઓ હોટેલમાં આનંદ આપે છે, અને સહેલસપાટામાં સાથી બને છે. તેઓ આસપાસની ઐતિહાસિક વાતો જાણતા હોય છે, અને એ રીતે સારા પૈસા પણ મેળવે છે. તેઓને કેટલીક ભાષાઓ પણ આવડતી હોય છે. તેમને હાલતા ચાલતા વિશ્વકોશ (Walking encyclopedia )જ સમજવા. એ લોકો મોટા મોટા મુસાફરોની હકીકત સારી પેઠે જાણતા હોય છે; પરન્તુ તેમની પાસેથી તે વાત મેળવવી ઘણીજ મુશ્કેલ થઈ પડે છે. લાંચ–રુશવતથી કામ સરતું નથી; વાક્ચાતુરીથી કંઇક નિપજી શકે ખરું. મારે પ્રથમ તો એટલું જાણવું હતું, કે હાલ માઉન્ટ કાર્લોમાં કયી કયી મૂર્તિઓ વિરાજમાન છે, ક્યાં ક્યાંની પરીઓ આવેલી છે, અને કોઇ જુગારીઓ કે જાસૂસોનું અસ્તિત્વ છે કે કેમ? મેં બોલાવેલો ભોમિઓ આવ્યો. તે સ્વીટ્ઝર્લૅાંડનો રહીશ હતો. તે આવતાંજ મેં ઘણી મધુર વાણીથી તેનું સ્વાગત કર્યું. મેં તેને એક સિગરેટ આપી, પણ તેણે તે મારી સામા પીવાનું ઉચિત નહિ સમજીને ગજવામાં નાખવા માંડી. મેં

કહ્યું: " અરે ! પીઓ, પીઓ, કંઇ હરકત નહિ. લો સળગાવો. હું એકલોજ છું. ચાલો, કંઇક વાતો તો કરીએ. કેમ એકાદ ગ્લાસ શરાબનો લેશો ? " આ મારી પહેલી બાજી હતી. થોડી વાર આડી અવળી વાતો ચલાવ્યા પછી જરા આંખ મારીને મેં તેને પૂછયું: " અરે દોસ્ત ! અહીંની કંઇક નવી વાત તો સંભળાવો. " મારા જાદુએ સફળતા મેળવી. તે બોલ્યો: " લેંડ્રસ હોટેલમાં એક માણસ આવ્યો છે, તેનાથી હું અજાણ્યો રહી શકયો નથી. "

મેં તરતજ તેને બીજી સિગરેટ આપી અને શરાબનો બીજો પ્યાલો તેના હાથમાં મૂકયો. તે બોલ્યો: " તેણે પોતાનું નામ કાઉન્ટ ટેચલો લખાવ્યું છે, પણ તે છે રશિઅન રાજકુમાર–"

મેં જુગારની ઉત્સુકતા બતાવીને પૂછયું: " અહીં તે શું કરે છે ? ખૂબ જુગાર રમતો હશે, નહિ વારૂ ? "

" ના જુગાર તો નથી રમતો. "

" શું એની સાથે કાઉન્ટેસ ટેચલો પણ છે કે ? " જવાબમાં તેણે પોતાનું માથું ધુણાવી ના પાડી. બસ, કામ પતી ગયું. આડી અવળી વાતો કરીને મેં તેને વિદાય કર્યો.

બીજે દિવસે બપોરે હું લએરે હોટેલમાં પહોંચ્યો. કાઉન્ટેસ ચેચ્યાની ત્યાં રહેતી હતી. મારે બહુ વાર થોભવું પડયું નહિ. કાઉન્ટેસનાં દર્શન થયાં, તે ઘણીજ સુંદર સ્ત્રી હતી. ફોટામાં હતી તે કરતાં પણ તે વધારે સુંદર જણાઇ. તે ઉંચી અને ઘાટીલા અવયવોવાળી હતી. તેની મોટી સુંદર આંખો, લાલ હોઠ, અને અત્યંત તેજસ્વી મુખમંડળ હજી પણ મારી દૃષ્ટિ આગળથી ખસતાં નથી; પરંતુ આ કામ પછી હું તેને ફરી જોવા પામ્યો નથી. કાઉન્ટેસ હુંગરીના એક કુલીન કુળમાં અવતરેલી અને કુલીન કુટુંબમાં પરણેલી સ્ત્રી છે. તેણે મને હાથના ઇશારાથી એક ખુરશીપર બેસવા જણાવ્યું.

બે આંગળી વચ્ચે સિગરેટ પકડી અને મોં મલકાવીને તે બોલી: "પધારો, ટ્રાન્સવાલના મિ. વાન હુઇટિ સાહેબ!" (હમણાં મેં એ નામ ધારણ કર્યું હતું.)

આ વાતપર અમે બન્ને હસી પડયાં. તે મને પિછાનતી હતી. મને પૂરી રીતે પિછાનતી હતી, તે તો મને થોડી વાર પછીજ માલૂમ પડયું. તેણે કહ્યું: "ડાકટર! મારા ઘુંટણમાં મોચ આવી ગઇ છે, કંઇ ઇલાજ કરશો?"

હું ડાકટર છું, એ વાત પણ એ જાણે છે, એ સાંભળીને મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. મને આશ્ચર્યમાં પડેલો જોઇને તે હસી પડી. પણ મને તેનું આ વર્તન ઠીક લાગ્યું નહિ. છતાં હું મારો મનોભાવ દબાવીને શાંતિપૂર્વક બોલ્યો:

"કાઉન્ટેસ, આજ્ઞા હોય તો મારાથી જે કંઇ બનશે તે કરવાને હું તૈયાર છું." કંઇક વિચાર કરીને તે બોલી: "ઠીક છે, આગળ ઉપર જોઇ લેવાશે."

મેં પૂછ્યું: "કાઉન્ટેસ, શું આપને મારા કામની ખબર છે?" "જરુર પડે તમને મદદ કરવી એવી મને આજ્ઞા મળી છે એ સિવાય હું બીજું કશું પણ જાણતી નથી."

મેં તેની સાથે એ સંબંધે વધારે વાત કરવાનું ઉચિત ધાર્યું નહિ. મેં તેને કહ્યું, કે આપણું સર્વથી પહેલું કામ એ છે કે રાજકુમાર સાથે પરિચય વધારવો. આ પરથી અમે એવો નિશ્ચય કર્યો કે અમારે બન્નેએ રાજકુમાર ઉતર્યો છે તે લેંડ્રસ હોટેલમાં જમવાનું રાખવું. હું ત્યાંથી નીકળ્યો અને હોટેલમાં જઇને અમારે માટે રાજકુમાર બેસતો હતો તેની પાસેનું ટેબલ મુકરર (રીઝર્વ્ડ) કરાવી દીધું.

વખતસર અમે બન્ને હોટેલમાં પહોંચ્યાં. કાઉન્ટેસનો દબદબો ગજબ હતો. રસ્તે ગાડીમાં બેઠાંબેઠાંજ અમે અમારા કામની યુક્તિ-

એનો વિચાર કરી લીધો હતો. હોટેલ જાતજાતના લોકોથી ખીચોખીચ ભરાયલી હતી. અમને જોતાંજ હોટેલને મેનેજર ઘણુજ માનપૂર્વક અમને અમારા ટેબલ પાસે લઇ ગયો.

ત્યાં આગળ જેટલી સ્ત્રીઓ હતી તે સર્વમાં કાઉન્ટેસ અધિક સુંદર હતી. સઘળાની નજર તેના ઉપર ઠરવા લાગી, પણ તેણે કોઇના તરફ આંખ સરખી પણ ઉંચી કરીને જોયું નહિ. મેજપર બેસતાંજ અમારી આસપાસ એકદમ શાંતિ પ્રસરી ગઇ. અમારા જમણા હાથપર રાજકુમાર બેઠો હતો. શરુઆતથીજ તેણે કાઉન્ટેસ તરફ તાકી તાકીને જોવા માંડયું. હુ આડી નજરથી તેનાં કરતુક જોતો હતો. થોડી વાર પછી કાઉન્ટેસને બીજી બાજુએથી જોવાને માટે તેણે પોતાના એક મિત્ર સાથે સ્થાનની ફેરબદલી કરી લીધી. હવે તેની નજર સઘળેથી ખેંચાઇને કાઉન્ટેસના ચહેરા ઉપરજ આવીને ઠરી. હું તો એવું ઇચ્છતોજ હતો. આ તક પ્રાપ્ત થતાંજ મેં મારી બાજી ખેલી. કોઇને પણ એવો સંદેહ નહિ પડે કે અમે રાજકુમારને ફસાવવા માગીએ છીએ; તેથી મેં એમ કરવું ઉચિત ધાર્યું.

મેં હોટેલના વ્યવસ્થાપકને બોલાવ્યો, અને સૌના સાંભળતાં કહ્યું કે, “ અમારી જમણી બાજુએ જે ગૃહસ્થ બેઠા છે, તેમને આવી અસભ્ય રીતે અમારા તરફ જોતાં અટકાવવા જોઇએ. ” મારી વાત રાજકુમારે પણ સાંભળી. તેનું મોં લાલચોળ થઇ ગયું. તરતજ તે ઉઠયો અને કાઉન્ટેસની માફી માગી શિર ઝુકાવીને બહાર ચાલ્યો ગયો.

અમે પણ ભોજન કરીને બાગમાં જઇ બેઠાં. હુ ધારતો હતો કે રાજકુમાર અમારો પીછો છોડશે નહિ, અને થયું પણ તેમજ. થોડી વાર પછી રાજકુમારનો એક સાથી મારી પાસે આવ્યો. તેણે મને રાજકુમારનું એક કાર્ડ આપ્યું અને કહ્યું: “ મહાશય ! મને રાજકુમારે મોકલ્યો છે. તેમના વ્યવહારથી શ્રીમતીજીને અથવા આપને

ખોટું લાગ્યું હોય તો તેને માટે તેઓ પોતાની દિલગીરી જાહેર કરે છે, અને ક્ષમા-પ્રાર્થનાને માટે તેઓ જાતે શ્રીમતીજીની પાસે હાજર થવા ઇચ્છે છે. ”

મેં ઉત્તર આપ્યો: “ શ્રીમતીજી ઉપર મારો કંઇ પણ અધિકાર નથી. તેમના સંબંધમાં તમે તેમનેજ પૂછી લો, મને પોતાને તેમાં કંઇજ હરકત નથી. ” તે માણસ કાઉન્ટેસને મળ્યો, અને તે રાજી થયેલી જણાઈ. પછી તે તરતજ ચાલ્યો ગયો અને કેટલીક વારે રાજકુમારને સાથે લઇને પાછો આવ્યો. અરસપરસ ઓળખાણ થયું અને કંઇ કંઇ વાતો નીકળી. રાજકુમાર કાઉન્ટેસની સાથે આખો વખત વાત કરી રહ્યો હતો. અર્ધા કલાક પછી તે બીજે દિવસે ભોજનનું નિમંત્રણ દઇને ચાલ્યો ગયો.

બસ, હવે કાઉન્ટેસનો જાદુ ચાલવા લાગ્યો. તે દિવસના નિમંત્રણમાં મને પણ નોતરવામાં આવ્યો હતો, પરંતુ રાત્રિએ નાટક અને ભોજનમાંથી મારો કક્કો કાઢી નખાયો. ત્રીજે દિવસે રાજકુમાર મને મળ્યો. તેણે મારા તરફ જોયું, પણ જાણે મને ઓળખતોજ ન હોય તે રીતે જોયું. મને તેના આવા વર્તનથી માઠું લગાડવાનું પ્રયોજન ન હતું. કાઉન્ટેસનો રંગ તેના ઉપર ચઢતોજ ગયો. બન્ને આખો વખત સાથેજ રહેવા લાગ્યાં. હરવા ફરવા અને નાટક જોવામાં પણ તેઓ સાથેજ રહેતાં. રાજકુમાર તરફથી કાઉન્ટેસ ઉપર ગિનિઓની વૃષ્ટિ થઇ રહી હતી.

આ તરફ મારા સાંભળવામાં આવ્યું, કે ડેલકાસે આવી પહોંચ્યો છે. મેં તેને શોધવાનો આરંભ કર્યો. સર એડવર્ડ ગ્રે અથવા વિન્સ્ટન ચર્ચિલ આવવાની વકી હતી, પણ પાછળથી જણાયું કે તે બન્નેમાંથી કોઇ પણ આવી શકે એમ નથી. તેમને ઠેકાણે તેમનો કોઇક પ્રતિનિધિ આવશે.

૯ મી નવેમ્બરે નાઈસ નગરમાં મને કાઉન્ટેસનો તાર મળ્યો. "ચાલ્યા આવો, ડીકેમ્પ આપણા મિત્રને મળવા અહીં આવ્યા છે." ડીકેમ્પ નામથી ડેલકાસે સમજવાનું હતું. તે નાઇસ નગરમાંથી ખસી ગયો હતો તેની તો મને ખબરજ પડી ન હતી.

"આપણા મિત્ર"થી રાજકુમારનો બોધ થતો હતો. હું એક ભાડુતી મોટરમાં નાઈસથી નીકળીને રાત્રિના ત્રણ વાગ્યે માઉન્ટ કાર્લો આવી પહોંચ્યો. હોટેલમાં કાઉન્ટેસની દાસી મને મળી. તેના તરફથી રાજકુમાર અને ડેલકાસે વચ્ચે થયેલી મુલાકાતની ખબર પડી. બીજે દિવસે ૧૦ વાગ્યે એક સાધારણ હોટેલમાં કાઉન્ટેસ સાથે મળવાનો ઠરાવ કરીને મેં દાસીને વિદાય કરી. મુકરર વખતે કાઉન્ટેસ મળી. તેણે કહ્યું, કે નવેમ્બરની ૯ મી તારીખે સંધ્યાકાળે રાજકુમાર અને ડેલકાસે ત્રણ કલાક સુધી લેંડ્રસ હોટેલના એક ઓરડામાં ગુપ્ત વાતો કરી રહ્યા હતા. મારો ઓરડો પાસેજ હોવાથી મેં તેમની વાતો સાંભળી લીધી. કેટલીક ન પણ સંભળાઇ હશે, પરંતુ જેટલી સાંભળવામાં આવી છે તે ઘણી મહત્વની છે. તેનો સાર એ છે, કે ઇંગ્લાંડને સાથે રાખીને ફ્રાંસ અને રશિઆએ એવી સમજુત કરવી કે જેથી જર્મની કેવળ એકલું અને નિઃસહાય થઇ પડે. વળી એથી પણ આગળ વધીને એ ત્રણે દેશોની એવી ઇચ્છા છે કે પરસ્પર ઐક્ય સંબંધ કરીને જર્મનીની પ્રગતિ દબાવી દેવી અને યુક્તિ-પ્રયુક્તિથી તેનું ચલણ દૂર કરી દેવું.

કાઉન્ટેસ તરફથી ખબર મળી કે આજે સંધ્યા સમયે રાજકુમાર અને ડેલકાસે ફરીથી મસલત ચલાવનાર છે, તેથી મેં કાઉન્ટેસને આજે વધારે ધ્યાન દઇને તેમની વાતો સાંભળવા કહ્યું.

એ પછી હું મારા હોટેલમાં ગયો. સામાન બાંધીને તૈયાર કર્યો. હોટેલનું બીલ ચૂકવી દીધું અને મિલાન (ઇટલીનું શહેર)ની ટીકીટ

ખરીદી લીધી. આ સઘળી ઉતાવળ એટલા માટે હતી કે હવે જેમ બને તેમ જલદી પરરાજ્યમાં પહોંચી જવું અત્યંત જરુરનું હતું. નહિ તો ભેદ ખુલ્લો પડી જવાનો સંભવ હતો, અને તેમ થાય તો ડગલે ડગલે વિપત્તિઓ ડંખવાને માટે મોં ફાડીને પડેલીજ હતી. સ્વીટ્ઝર્લૅાંડ પાસે હતું, પરન્તુ મેં ઇટલી જવાનુંજ પસંદ કર્યું. સ્વીટ્ઝર્લૅાંડ જો કે પરરાજ્યોના રાજનૈતિક અપરાધીઓને તેમને સ્વાધીન તો નથી કરી દેતું, પરંતુ પોતાને ત્યાં રોકી રાખે છે; અને એ પ્રમાણે રોકાઇ રહેવું એ વળી વધારે ખરાબ છે. ઇટલીમાં આ વાતનો ભય નથી; ઉલટું ત્યાં જર્મનીનો એક ઇશારો પણ ઘણું કામ કરી શકવાને સમર્થ છે.*

અહીંતહીં થોડાંક ચક્કર મારીને ઠરાવેલા વખતે હું પેલી હોટેલમાં પહોંચ્યો. ત્યાં બેસીને સિગરેટ પીવા લાગ્યો. સિગરેટ પૂરી થઈ જવા છતાં પણ જ્યારે કાઉન્ટેસ આવી નહિ ત્યારે મને કંઇક ચિંતા થવા લાગી. શંકા થઇ કે કંઇક બની ગયું તો નહિ હોય? એવી સ્થિતિમાં ટહેલતો ટહેલતો આમતેમ જોઇ રહ્યો હતો, એવામાં કેટલીક વાર પછી કાઉન્ટેસની એક દાસી મને ઇશારત કરતી જણાઇ. હું તેની પાસે પહોંચ્યો. તેણે જણાવ્યું: "મારી શેઠાણી આપને મળવા માગે છે, કહો, કયે ઠેકાણે મળશો?" મેં સ્ટેશન પાસેની એક જગ્યા મુકરર કરી, અને ગાડીમાં બેસી ત્યાં ગયો. થોડી વાર પછી કાઉન્ટેસ પણ મોંપર જાળી નાખીને ત્યાં આવી પહોંચી. એક ખુરશી પર બેસીને તેણે એક બે કાગળ પોતાના ખીસામાંથી કાઢીને મારા પાકીટમાં નાખ્યા, અને કહ્યું: "બસ, આટલાજ કાગળ હું મેળવી શકી છું, પરંતુ એ પૂરતા થઇ પડશે. હવે હું કાલે રાત્રે રોમ ઉપડી જઇશ."

મેં ઘડીઆળમાં જોયું. વખત થઇ ગયો હતો. રજા લઇને

* લડાઈ પહેલાં એવી સ્થિતિ હશે ખરી, પણ હવે તો ઈટલી મિત્રરાજ્યો તરફથી લડાઇમાં ઉતરી ચૂકયું છે. પ્રા. ક.

ગાડીમાં બેઠો. ટ્રેન ઉપડ્યા પછી મેં કાગળ જોવા માંડયા. કાગળો બે અને નાના સરખા હતા. તેના પર રાજકુમારનું રાજચિહ્ન અંકિત હતું. ડેલકાસે અને રાજકુમારે પોતાના હાથે તેનાપર અમુક તારીખ, અમુક રસ્તો અને અમુક નામ લખ્યાં હતાં. કાઉન્ટેસે જે વાતો સાંભળી હતી અને આ કાગળો પર જે કંઇ લખેલું હતું, તે પરથી માલમ પડી આવ્યું કે ફ્રાંસનો પ્રેસિડેન્ટ રશિઆના ઝારને ગુપ્ત રીતે મળવા જનાર છે. ઝારની સ્મટેંડાર્ટ નામની આગબોટ ઉપર તેમની મુલાકાત થશે, અમુક રસ્તે થઇને ત્યાં જવામાં આવશે, અને અમુક અમલદારો તે વખતે હાજર રહેશે. પરંતુ કૈસરની કુશળતાથી આ મુલાકાત થઇ શકી નહિ. મિલાનથી ૪૮ કલાકમાં હું બર્લિન પહોંચ્યો. કાઉન્ટ વેડલને સઘળા સમાચાર સંભળાવ્યા. એ પછી સઘળા કાગળો કૈસરના હાથમાં પહોંચી ગયા. હવે આ કામનો મર્મ સાંભળોઃ—

મોરોક્કોના સંબંધમાં જર્મની અને ફ્રાંસ વચ્ચે ચકમક ઝરી રહી હતી, અને લડાઇ શરુ થવાની વકી હતી. મારા આ પરાક્રમ પહેલાં કૈસરને એ વાતની ખબર ન હતી, કે જો લડાઈ શરુ થાય તો કયાં રાજ્ય કયો પક્ષ લેશે અને કોણ કોણ તટસ્થ રહેશે ? તેને એવો સંદેહ તો પડી ચૂક્યો હતોજ કે જર્મનીની વિરુદ્ધ કંઇક ચાલી રહ્યું છે; પણ શું થાય છે તેની પાકે પાયે ખબર મળી ન હતી. તો પણ એટલું તો કહેવું જોઇએ કે ફ્રાંસની સાથે ઇંગ્લાંડ કેટલું બંધાયલું છે તે જાણવાને માટે કૈસરે મોરોક્કોના કિનારા પર પોતાનું "પૈથર" નામનું બારકસ મોકલીને ઘણી ચાલાકીથી તમામ વસ્તુસ્થિતિ જાણી લીધી હતી. પૈથરના પહોંચવા પછી ઇંગ્લાંડ તૈયાર થઇ ગયું, પરંતુ યુદ્ધ આરંભાતું આરંભાતું રહી ગયું. યુદ્ધ અટકી જવામાં શો ભેદ હતો તે તે વખતે કેવળ ચાર માણસજ જાણતા હતા. એક પૈથરનો કપ્તાન, બીજો કાઉન્ટ વેડલ, ત્રીજો કૈસર અને ચોથો હું.

અરે, એક વાત તો કહેવી ભૂલીજ ગયો, કે માઉન્ટ કાર્લોના મામલામાં રશિઆના ઝારે રાજકુમારને સૈબીરીઆ જેવા જંગલી પ્રદેશમાં બદલી નાખીને કાળાપાણીની સજા કરી હતી !

# ૬. કૈસરે લડાઇ અટકાવી દીધી

સને ૧૯૧૧ નો જૂન માસ હતો. ઋતુ સારી હતી અને રજા પણ હતી. એટલે કયી તરફ સહેલ કરી આવવી તેના વિચારમાં હતો. એટલામાં એક સાંજે પરરાષ્ટ્ર વિભાગમાંથી ટેલીફોન મળ્યો, કે રાત્રે બરાબર સાડાદશ વાગ્યે એક જરુરી કામને માટે જાસૂસી મહેલમાં હાજર રહેવું. હું મોટા વિચારમાં પડી ગયો. કે એવું તે અગત્યનું કામ કયું હશે ? મેં યૂરપના રાજનૈતિક શેત્રંજ ઉપર નજર ફેંકી. બેશક ઇ. સ. ૧૯૧૧ ના જૂન માસમાં યૂરપનાં પ્રધાનમંડળોમાં ખળભળાટ મચી રહ્યો હતો. જર્મની અને ફ્રાંસ એક બીજા તરફ ઘુરકી રહ્યાં હતાં. ફ્રાંસ લડાઇને માટે પણ તત્પર થઇ રહ્યું હતું અને ઈંગ્લાંડ ઉપર તેને પૂરો વિશ્વાસ હતો. મોરોક્કોનો મામલો જેવો ને તેવો ઉભોજ હતો. જર્મનીમાં અનેક માણસો એવો મત ધરાવતા હતા, કે મોરોક્કોના સંબંધમાં લડાઈ શરુ કરી દેવી, અને તેઓ તરફથી લડાઇને માટે પુષ્કળ ઉશ્કેરણી થઇ રહી હતી. મારું ધ્યાન એ ઝગડા તરફ ગયું. મેં નોકરને બોલાવ્યો, અને ૧૦ વાગ્યે જગાડવાનું કહીને એકાદ ઉંઘ કાઢી લેવાને હું બિછાનાપર પડયો.

બરાબર સાડાદશે હું જાસૂસી મહેલમાં પહોંચ્યો. મને કાઉન્ટ વેડલની ઑફિસમાં બોલાવવામાં આવ્યો. ત્યાં એક બીજો માણસ પણ હતો. અમે બન્ને એક બીજા તરફ એકીટસે જોઈ રહ્યા, પણ

કશુંએ બોલ્યા નહિ. બોલાય કેવી રીતે? જાસૂસી ખાતાનો એવો કાયદો છે, કે એવી સ્થિતિમાં કંઇ પણ વાતચીત ન થઇ શકે. અડધા કલાક પછી અમને બન્નેને કાઉન્ટ વેડલ પાસે લઇ જવામાં આવ્યા. મને આશ્ચર્ય થયું કે આજે એકી વખતે બબ્બે માણસને શા માટે દાખલ કરવામાં આવે છે? કાયદો તો એવો છે કે એકી વખતે એકજ માણસ સાથે વાતચીત થઇ શકે. કાઉન્ટે અમારા બન્નેનો સત્કાર કર્યો. પછી તેણે બીજા માણસ તરફ ઇશારો કરીને મને પૂછ્યું: "એમને ઓળખો છો?" મેં ના પાડી એટલે તેણે કહ્યું: "એઓ અમુક પલટણના માજી અમલદાર હુરવન સેંડન છે. તમને બન્નેને સાડાઅગિઆર વાગ્યે એક ખાસ ઓરડામાં પહોંચાડવામાં આવશે. ત્યાં તમારે ઘણીજ અદબથી વર્તવું અને જે કંઇ પૂછવામાં આવે તેટલા પૂરતોજ જવાબ દેવો, પોતાના તરફનો કંઇ પણ મરી મશાલો ભભરાવવો નહિ. સમજ્યાને?"

અમે બન્નેએ ઉત્તર આપ્યો, "જી, હા."

એટલામાં ટકોરા થયા. કાઉન્ટે અમને કહ્યું: "બસ તૈયાર રહો." એટલું કહીને તે ત્યાંથી ચાલ્યો ગયો, અને તરતજ પાછા આવીને તેણે અમને પોતાની સાથે આવવા જણાવ્યું. એક દાદરેથી અમે નીચે ચોકમાં ઉતર્યા. પાસેજ એક દરવાજાપર અમે દરબારી સંતરીને ઉભેલો જોયો. કાઉન્ટે તે દરવાજાપર પોતાનું કાર્ડ આપ્યું. થોડી વારમાં એક અમલદારે અંદરથી દરવાજો ખોલ્યો. તેમાં થઇને અમે એક વિશાળ દિવાનખાનામાં પહોંચ્યા. અમે વચ્ચોવચ્ચ ઉભા રહ્યા. એ ઓરડામાં ઉત્તમ રોશની કરવામાં આવી હતી. એની લગોલગ એક બીજો ઓરડો હતો. તેમાં પણ સુંદર રોશની ઝગઝગી રહી હતી. ત્યાં એક મોટું સુંદર ટેબલ પડેલું હતું તેના ઉપર મારા સાથી સેંડનની નજર પડી. તરતજ તે ચમકી ઉઠ્યો. તેના ચમકવાનું

કારણ હું સમજી ગયો. તે ટેબલની પાછળ જર્મન સમ્રાટ્ વિલિયમ બીજો બેઠેલો હતો.

અમે અદબપૂર્વક ગુપચૂપ પાંચ મિનિટ સુધી ઉભા રહ્યા. કૈસર કંઇક લખી રહ્યો હતો; તેથી તેણે અમારા તરફ જોયું પણ નહિ. હું ડરપોક કે અંજાઈ જાઉં એવો માણુસ ન હતો, છતાં કૈસરની આ ઢબથી મારાપર ઘણીજ અસર થઇ હતી. અંતે કૈસરે ઉંચું જોયું, અને પ્રભાવશાળી સ્વરથી પૂછયું: "વેડલ! હું પહેલા આદમીને જોવા માગું છું."

તરતજ સેંડનને તેની પાસે મોકલવામાં આવ્યો, પરન્તુ ફરીથી તે મારા જોવામાં આવ્યોજ નહિ. મને લાગે છે કે તેને કામ સોંપવામાં આવ્યું ન હતું. એ પછી થોડીજ વારમાં મને કૈસર આગળ હાજર કરવામાં આવ્યો. એ વખતે ત્યાં કેવળ ત્રણ માણસો હતા. કૈસર, હું અને કાઉન્ટ વેડલ. મેં કૈસરને અત્યાર પહેલાં કદી પણ આટલે નજીકથી જોયો ન હતો. તે ઘણો ભવ્ય લાગતો હતો, પણ તેના ચહેરાપર કંઇક ચિંતા અને કંઇક ઘડપણની નિશાની જણાતી હતી. તેની આંખો ઘણી વિચિત્ર અને તેના મનોભાવ જાણવા અત્યંત દુર્ઘટ હતા. તે વખતે મને એવો ભાસ થયો, કે જાણે લોર્ડ કિચનર, તોફીક પાશા અને લી હંગચંગની આંખો તો અહીં નહિ આવી હોય! તેની દૃષ્ટિ જાણે આખા જગતને જીતવાને ચાહતી નહિ હોય એવી જણાતી હતી.

નજર ઉંચી કરીને અધિકારીની ઢબે કૈસરે મને પૂછયું: "તમે કેટલા વખતથી નોકરીમાં છો?"

"શ્રીમાન, ત્રણ વરસથી."

"તમે મોરોક્કો જોયું છે?"

હું સમજી ગયો કે મોરોક્કોની તૈયારી કરવી પડશે. મેં ઉત્તર આપ્યો:

"જી, હા."

"તમે કેટલા દિવસ ત્યાં રહ્યા હતા?"

"લગભગ ૧૨ મહીના."

"શું તમે કેડ મેકલીનને ઓળખો છો?"

"જી, હા."

"કેવી રીતે?"

"જ્યારે તેઓ મોરેક્કોના સુલતાનના સેનાપતિ હતા ત્યારે મેં તેમને કંઇક મદદ કરી હતી."

આ ઉત્તરથી કૈસરની આંખો ચમકી. તેણે પૂછ્યું: "તેને તમારી મદદની વાત યાદ હશે ખરી?"

મેં જરા ખંચાઇને કહ્યું: "શ્રીમાન, હું બીજાની સ્મરણ-શક્તિ ઉપર ભરોંસો રાખી શકતો નથી. તેમજ મેં તેમની સ્મરણ-શક્તિની પરીક્ષા પણ કરી જોઇ નથી."

કૈસરે કાઉન્ટ વેડલ તરફ મોં ફેરવીને કહ્યું: "આ માણસ ઠીક પડશે. વારુ, કાગળ પત્ર તૈયાર કરો."

વેડલ પાસેના ઓરડામાં ચાલ્યો ગયો. કૈસરે આળસ મરડીને મારા તરફ એકી ટસે જોઇને કહ્યું: "તમારે પૈથર જહાજના કપ્તાન ઉપર કેટલાક કાગળ લઇ જવાના છે. આ ચિઠ્ઠી લો, એમાં જે વાત લખી છે તે પણ તમારે તેને મોઢામોઢ પહોંચાડવાની છે." મેં ચીઠ્ઠી ઉપાડી લીધી અને તે તેજ વખતે વાંચી લેવાની અસભ્યતા વાપરી નહિ. કૈસરે આગળ ચલાવ્યું: "કાઉન્ટ વેડલ સિવાય બીજું કોઇ પણ જાણી શકે નહિ કે તમારા હાથમાં કયું કામ છે? વળી કોઈ પણ માણસને ખબર નહિ પડવી જોઇએ કે તમે પૈથરના કપ્તાન પાસે કંઇ સંદેશો લઇ જાઓ છો. સમજ્યાને?

મેં કહ્યું: "જી, સાહેબ."

કૈસર કંઇક વિચાર કરવા લાગ્યો. હું પણ પૈથરની યાત્રાના વિચારમાં પડી ગયો. તે જહાજ હમણાં સ્પેન પાસે પડેલું હતું, અને મોરોક્કોના કિનારા પર જવાનું હતું; અને એજ કારણથી ફ્રાંસ અને જર્મનીનાં મન ઉચાં થઇ રહ્યાં હતાં. તેજ પૈથરના કપ્તાનને કંઇક સંદેશો પહોંચાડવાની મને આજ્ઞા મળી હતી. હવે મેં પેલી ચિઠ્ઠીપર નજર નાખી. તે વાંચતાં હું આશ્ચર્યની મૂર્તિજ બની ગયો. બેશક સંદેશો મોઢામોઢ પહોંચાડવાનેજ યોગ્ય હતો. મેં તેને મોંએ કરી લીધો. એટલામાં કાઉન્ટ વેડલ ઓરડામાં આવ્યો. કૈસર અને તેની વચ્ચે છાની છાની વાતો થવા લાગી. અંતે કૈસરે મને પૂછ્યું: "કેમ, તમે પેલી ચિઠ્ઠીમાંની વાત યાદ રાખી લીધી ?"

મેં ઉત્તર આપ્યો: "જી, હા."

એ પછી તેણે મારા હાથમાંથી ચિઠ્ઠી લઇ લીધી અને એક દીવાસળી સળગાવી તેને ચાંપી દીધી. ચિઠ્ઠી બળી રહ્યા પછી તેણે હાથ વડે ઇશારો કર્યો તેથી અમે ઓરડા બહાર ગયા. અત્યારે મારી પાસે એક એવો ભેદ હતો કે જેને માટે યૂરપનાં કેટલાંએ રાજ્યો કરોડો રુપીઆ આપી દેવા તત્પર થઈ જાય. ઓરડામાંથી બહાર નીકળતી વખતે અમે અમારી પીઠ કૈસરના તરફ નહિ થાય તેની ખાસ કાળજી રાખી હતી. કૈસર પાછો લખતો બેસીજ રહ્યો. જ્યારે પોતાની પ્રજા નિરાંતે સૂતી હોય છે ત્યારે પણ કૈસર અડધી અડધી રાત સુધી એકલો બેસીને કામ કરતો રહે છે, એ વાતની બહુજ થોડા માણસોને ખબર હશે.

એ પછી કાઉન્ટ વેડલે મને કેટલીક વાતો સમજાવી. તેણે કહ્યું: "યુદ્ધનું વાદળ ઘેરાઇ રહ્યું છે, અને દેશજનો લડાઇને માટે વિકળ થઇ રહ્યા છે. લ્યો, આ પાકીટ, કાલે બપોરે પેરિસમાં આપણા એલચીને આપજો. તમારે આજેજ સાડા ત્રણની ગાડીમાં પેરિસ

તરફ રવાના થઇ જવું જોઇશે. ત્યાં તમને કેટલાક પત્રો મળશે; તમારે મેડ્રિડ ( સ્પેનની રાજધાની )ના જર્મન એલચીને આપવા છે. મેડ્રિડથી પૈથર ઉપર જવું. ખર્ચને માટે હું હમણાંજ તમા તરફ નાણું મોકલી આપું છું.

સઘળી વાતો સાંભળી લઇ હું ચાલતો થયો. ઘેર આવીને મુસ ફરીનો સામાન ઠીકઠાક કર્યો. હું મારી પાસે રિવોલ્વર કદી પ રાખતો ન હતો; પણ એક રેશમી કપડામાં કેટલાક રસાયનિક પદા રાખી લેતો. તે જરુર પડયે હુમલો કરનારની આંખમાં નાખવાથ કામ સરતું. આથી રીવોલ્વર કરતાં તેજ રાખવાનું હું પસંદ કરતો

થોડીજ વારમાં વેડલનો માણુસ નાણું લઇને આવ્યો. બરાબ ત્રણ વાગ્યે હું સ્ટેશન પર જવાને નીકળ્યો. થોડોક ખર્ચ કરવાથી મ ગાડીમાં ઘણીજ સારી જગ્યા મળી ગઇ. પ્લેટફૉર્મ પર એક બે આં મારીને મેં સઘળા ઉતારુઓને સારી પેઠે જોઇ લીધા.

ગાડી ઉપડયા પછી થોડી વાર સુધી તો કંઇ નવીન બન નહિ. પણ જર્મનીની હદનું કેવળ એકજ સ્ટેશન બાકી રહ્યું એટલા મારી પાસેના ખાનામાં ત્રણ માણુસ આવીને બેઠાં; બે પુરુષ અ એક સ્ત્રી. તે ખાનામાં પૂરતી જગ્યા હતી છતાં પેલી સ્ત્રી ગાડી ઉ ડતાં મારા ખાનામાં આવીને બેઠી. આવતાંજ તેણે પેલા માણુસે માટે ફરિઆદ કરી અને મારી મદદ માગી. હું તેને સહાય કરવ તૈયાર થઇ ગયો; અને તેનો સામાન ઉઠાવી લાવવાને પેલા ખાના ગયો. મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે તેના આવા વર્તનમાં કંઇ ઉંડો ભેદ રહેલો હશે. અત્યાર સુધી હું એમ ધારતો હતો, કે મ સોંપાયલા કાર્યવિષે કૈસર સિવાય બીજું કોઇ પણ જાણતું ન હશે પરંતુ આ ઘટનાએ પ્રતીતિ કરાવી કે બીજા કોઇકને પણ એ વાત ખબર પડી ચૂકી હતી, અને તેના તરફથી મને માર્ગમાંજ રોક લવાનો પ્રયત્ન પણ કરાયો હતો.

હું જેવો પેલી સ્ત્રીનો સામાન ઉંચકવા લાગ્યો કે તરતજ પેલા એમાંનો એક જણુ પોકારી ઉઠયોઃ "અરે ! તું મારી સ્ત્રીનો સામાન ખસેડનારો કોણુ ?"

પેલી સ્ત્રી મારી પાછળ ઉભેલી હતી, પરન્તુ ત્યાં પડેલા શીશા-ઓમાં તેનું પ્રતિબિંબ પડતું હતું તેદ્વારા હું તેને જોઈ શકતો હતો. મેં જોયું કે તેણે એક માણુસને કંઇક ઇશારો કર્યો. તરતજ હું સમજી ગયો કે દાળમાં કંઈક કાળું છે. તે માણુસે ગાર્ડને બોલાવી લાવીને કહ્યું: "આ માણુસ મારી સ્ત્રીનો સામાન ઉડાવવા માગતો હતો, માટે એને અહીં ઉતારી પાડીને જે કરવું ઘટે તે કરો." પેલી સ્ત્રી અને બીજા માણુસે પણુ તે વાતની સાક્ષી પૂરી. મેં મારી વાત કહેવાનો પ્રયત્ન કર્યો પણુ સાંભળેજ કોણુ ? અંતે મને ગાડીમાં કેદ કરી દેવામાં આવ્યો, અને એવો ઠરાવ થયો કે આગળના કાલોન સ્ટેશને એ મામલાની તપાસ કરવી. હું મારી આ સ્થિતિ વિષે વિચાર કરતો બેઠો, મને મારી જાત ઉપર ઘણો ગુસ્સો ચઢયો. આટલો અનુભવી જાસૂસ છતાં આવી સીધી સાદી જાળમાં ફસી પડયો ! મેં વિચાર્યું કે જો બર્લિન એક તાર મૂકી દઉં તો બેડો પાર ઉતરે; પરંતુ આ તરફ ઢીલનો સવાલ મારી પાડતો હતો. બપોરે તો પેરિસ પહોંચીજ જવાનું હતું, તેને બદલે હવે સાંજ થાય એમ લાગતું હતું. જેટલી ઢીલ પેરિસ પહોંચવામાં થાય તેટલોજ જરુરી સંદેશો મોડો પહોંચે અને તેમ થાય તે જરા પણુ ઠીક ન હતું.

કાલોન સ્ટેશન આવી પહોંચ્યું. અહીં ગાડી નવ મિનિટ થોભતી હતી પણુ આજે ૧૧ મિનિટ થોભી. મને સ્ટેશનમાસ્તરની ઑફિ-સમાં લઇ જવામાં આવ્યો. જ્યારે તે લોકો સઘળું કહી પરવાર્યા ત્યારે હું સ્ટેશનમાસ્તરને એકાંતમાં લઇ ગયો, અને તેને પેરિસના એલચીપરના સહી-સિક્કા સાથેના પત્ર બતાવીને કહ્યું: "આ સઘળી

બેહુંદી વાત છે. આપ મારે ખરચે જાસૂસી મહેલમાં તાર કરીને પૂછાવી જુઓ. છતાં જો આપ મને રોકી રાખશો તો તેના જવાબદાર તમે રહેશો. હું આપને આપની ફરજમાંથી હઠાવવા માગતો નથી, પરંતુ દીર્ઘદૃષ્ટિથી કામ કરવાની વિનતિ કરું છું."

સ્ટેશનમાસ્તર સમજી ગયો. તેણે મારાપર દોષારોપણ કરનારને ધમકી આપી. એ પછી તે લોકો મારા જોવામાં કદી પણ આવ્યા નથી. સ્ટેશનમાસ્તર મને મારા ડબ્બામાં બેસાડી ગયો. હું ક્ષેમકુશળ પેરિસ પહોંચી ગયો. ત્યાં આપવાના પત્રો આપી દીધા અને મેડ્રિડ માટેના બે પત્રો લીધા. ત્યાં પણ નિર્વિઘ્ને પહોંચી ગયો. ગાડી મોડી થઇ હતી તેથી મને લેવા આવનાર માણસને તે પત્રો સોંપી હું પાધરો બાર્સિલોના શહેર તરફ જવા ઉપડી ગયો; કારણ કે પૈથર ત્યાંના સમુદ્રકિનારાપર પડેલું હતું.

સન્ધ્યા સમય થયો હતો. થોડી વારમાં અંધારું થઇ ગયું. મહાસુશીબતે મને એક મછવો મળ્યો. તેમાં બેસીને હું પૈથરપર જવાને સમુદ્રમાં ઉતર્યો. પૈથર પાસે પહોંચતાં ડેકના સંત્રીએ પોકારીને મારું નામ-ઠામ પૂછ્યું. મેં કહ્યું, કે મારે કપ્તાનને મળવું છે. એ સાંભળીને એક અમલદાર તુતક ઉપર આવ્યો. તેને પણ મેં કહ્યું, કે "મારે શ્રીમાન કૈસરનો એક બહુજ જરૂરી સંદેશો કમાનને પહોંચાડવો છે." મને જહાજપર ચઢાવવામાં આવ્યો. થોડીજ વારમાં હું કમાનની હજુરમાં જઇ ઉભો. કમાન ૪૦ વર્ષ કરતાં વધારે વયનો માણસ હતો. ખૂબ જાડો, ખુશમિજાજ અને લાંબી દાઢીવાળો હતો. થોડી વાર સુધી તેણે મારા તરફ જોઇ રહીને પૂછ્યું: "તમારો જાસૂસી નંબર ?"

મેં ઉત્તર આપ્યો: "સત્તર".

આથી તે સંતુષ્ટ થયો; કારણ કે એને '૧૭ નંબર આવે છે'

એવો તાર મળી ચૂકયો હતો. પરંતુ તેણે ફરીથી પૂછ્યું: "તમને પહેલાં કોના તરફથી સંદેશો મળ્યો હતો ?"

"કાઉન્ટ વેડલ તરફથી."

"અને પછી ?"

"સમ્રાટ તરફથી, અને તે હું આપને પહોંચાડું છું. મારો સંદેશો સાંભળીને આપ તરતજ કાઉન્ટ વેડલને સાંકેતિક તાર દ્વારા ખબર આપી દેજો."

કમાને ઓરડાનાં બારણાં બંધ કરી લીધાં. મેં તેને કૈસરનો સંદેશો સંભળાવ્યો. મેં કહ્યું: "આપને ગમે તેટલા અને ગમે તેવા સરકારી હુકમો મળે, તો પણ આપે કોઈ પણ સ્થિતિમાં પૈથરદ્વારા બલપ્રયોગ કરવો નહિ. ચાહે આપનાપર ગમે તેટલું દબાણ કરવામાં આવે કે આપનું ગમે તેટલું અપમાન કરવામાં આવે તો પણ તમારે ફ્રાંસ અને ઇંગ્લાંડ વિરુદ્ધ જરા પણ બલપ્રયોગ કરવો નહિ."

મારી પેઠે કમાન પણ આ સંદેશો સાંભળીને સ્તબ્ધજ થઇ ગયો; કારણ કે આ સંદેશો જે જે હુકમો અત્યાર સુધી તેને મળ્યા હતા તેનાથી બીલકુલ વિરુદ્ધજ હતો. પહેલો હુકમ હતો લડાઇનો અને આ હતો કોઇ પણ રીતે નહિ લડવાનો. જમીન આસમાનનો તફાવત ! આખું જર્મની લડાઇને માટે આતુર હતું, પરંતુ કૈસરની ઇચ્છા લડાઈ કરવાની ન હતી; તેથી આ રીતે તેણે સરકારી આજ્ઞાઓનું ઉલ્લંઘન નહિ થાય તે પ્રમાણે ગુપ્ત બાજી ખેલી.

પછીની વાત તો જગત જાણે છેજ. ૭ મી જુલાઈ ૧૯૧૧ ના દિવસે પૈથર મોરોક્કોના કિનારાપર પહોંચ્યું. બે અઠવાડીઆં ત્યાં પડી રહ્યું. આથી આખા યૂરપમાં મોટો ખળભળાટ મચી રહ્યો હતો. એક ફ્રેંચ અને એક અંગ્રેજી જહાજ પણ ત્યાં પહોંચી ગયાં. એ બન્નેએ પૈથરને અલ્ટીમેટમ આપી દીધો કે "જો તમે અહીંથી

ખસી જશો નહિ તો તમને બળપૂર્વક ખસેડી કાઢવામાં આવશે; અર્થાત્ યુદ્ધ થશે."

પૈથરને જો કૈસરનો સંદેશો ન મળ્યો હોત તો જરુર લડાઈ થઈ જાત. પરંતુ પૈથરે હઠી જવાનું ઉચિત ધાર્યું. પૈથરે આવું વર્તન કેમ દાખવ્યું તે કૈસરનીજ ખૂબી હતી. ફ્રાંસ અને ઇંગ્લાંડની દોસ્તીની વાત તો સહુ કોઇ જાણતું હતું, પણ તે કેટલી ગાઢ છે તે કૈસરે પૈથરને મોરોક્કોના કિનારાપર મોકલીને અને છેક અણીને વખતે લડાઇથી છટકી જઇને જાણી લીધું.

કૈસરની આ કૂટ-નીતિ હતી. ત્યારથી તેની ખાત્રી થઈ ગઇ કે યૂરપમાં તેના બે મહાન શત્રુઓ છે. એ પછી તેણે એક બીજી યુક્તિ ઇંગ્લાંડ અને ફ્રાંસને અલગ કરી નાખવાની રચી. જો તે સફળ થઈ હોત તો યૂરપનો આખો નકશો બદલાઈ ગયો હોત.

## ૭. ચાલાકો સાથે ચાલાકી

યૂરપમાં બાલ્કન રાજ્યોની હીલચાલ તરફ સૌની નજર ઠરેલી હતી. રશિઆ જાપાનથી પરાજય પામતાંજ ઑસ્ટ્રિઆએ હરજી-ગોવિના અને બોસ્નીઆ નામના બે તુર્કી પ્રાંતો હજમ કરી દીધા. ઑસ્ટ્રિઆનું બળ વધતું જોઇને રશિઆને ચિંતા થઇ. તેણે ફરીથી બાલ્કન રાજ્યોમાં પોતાની જાળ પાથરવાનો આરંભ કર્યો. બાલ્કન રાજ્યો એક વિચિત્ર રાજ્યોનો સમૂહ છે. એક-બીજાનાં પૂરાં શત્રુ. પોતાનું ચાલે તો સામાનું ગળું પણ કાપવા ચૂકે નહિ. તેઓમાં માંહો-માંહે સદા મારકાપ ચાલ્યાજ કરે છે. બલ્ગેરિઅનો મોન્ટીનિગ્રોવાળાના લોહીના તરસ્યા રહે છે, અને સર્વિઅનો ગ્રીક લોકો ઉપર દાંત પિસતા જોવામાં આવે છે. પણ હમણાં રંગ કંઇક બદલાતો જતો

હતો. પુરાણા શત્રુઓ મિત્ર બનવા લાગ્યા હતા. આ સઘળી કરામત રશિઆની હતી. તેણે પોતાના દ્રવ્યથી અને યુક્તિ–પ્રયુક્તિથી એક-બીજાનાં ગળાં કાપનારને પ્રેમપૂર્વક ભેટવાની સ્થિતિમાં લાવી મૂક્યા. સર્વિઆનો રાજકુમાર બલ્ગેરીઆમાં ગયો, અને ત્યાં તેનો મોટો આદર–સત્કાર થયો.

આ પ્રમાણે બીજા સંબંધો પણ વધ્યા. એ રાજ્યો છે તો નાનકડાં, પણ તેમની મહત્વાકાંક્ષા એટલે સુધી વધી ગઇ કે તેઓ સામ્રાજ્યનાં પણ સ્વપ્ન જોવા લાગ્યાં, અને ઓસ્ટ્રિઆવાળો ભાગ વહેંચી ખાવાના મનસુબા કરવા લાગ્યાં. લશ્કર પણ એટલું સજ્જ કર્યું કે તેમની આવક અને ફોજનું પ્રમાણ જોઇએ તો પહોંચાંજ કરડવાં પડે. એમને આટલું ધન અને આટલાં માણસો ક્યાંથી મળતાં તે આશ્ચર્યજનક હતું.

હું બહાર ટહેલતો ફરતો હતો, એટલામાં બર્લિનથી જરુરી કામનો સંદેશો મળ્યો. હું તેજ વખતે સમજી ગયો કે હો ન હો પણ આ વખતે બાલ્કન રાજ્ય તરફનો કંઇક મામલો હશે. વાત પણ તેવીજ નીકળી. રાત્રે આઠ વાગ્યે ઘેર પહોંચ્યો. મારો નોકર ક્રીમ એ વખતે મારી વાટ જોઈ રહ્યો હતો. ઘેર પહોંચતાંજ તેણે કહ્યું: “કોઇ સદ્‌ગૃહસ્થ આપના બેઠકખાનામાં બેઠા છે. હું તેમને ઓળખતો નથી, પરન્તુ ઘણી રકઝક પછી મારે તેમને અંદર બેસવા દેવા પડયા છે. એટલા માટે હું આપની માફી ચાહું છું.” ક્રીમની વાત સાંભળતાંજ હું બેઠકખાનામાં ગયો. ત્યાં મેં હરવાન સ્ટેમરને બેઠેલો જોયો. એ માણસનું ઓળખાણ આગળ આવી ગયું છે, પાઠકને તે યાદ હશે. અમારે બન્નેને વાતો થવા લાગી. વિષય અમારા કામનોજ હતો. હું આશ્ચર્ય પામ્યો હતો કે આજે ગંગાનો પ્રવાહ આમ ઉલટો કેમ વહ્યો? દરેક વખતે કામ નીકળતાં મને જાસૂસી

મહેલમાં બોલાવવામાં આવતો, અને આજે તો સાહેબ પોતેજ અહીં પધાર્યા છે! થોડીજ વારમાં ભેદ ખુલી ગયો. સ્ટેમરે કહ્યું: "ડાક્ટર, તમારો તાર મળી ગયો હતો. કાઉન્ટ વેડલને કંઇક જરૂરી કામ છે, તેથી તેમણે મને તમારી પાસે મોકલ્યો છે, અને મારા તરફથીજ તમને કામ સોંપવામાં આવશે. ભાઇ, તમારું ઘર ઘણું સુરક્ષિત છે. તમારા નોકરે મને મહામહેનતે અહીં બેસવા દીધો છે."

એ પછી તે બોલ્યો: "કાઉન્ટ વેડલનો હુકમ છે કે તમારે સર્વિઆની રાજધાની બેલગ્રેડ જવું. ત્યાંના રંગઢંગ જોવા અને ખબર મેળવવી કે સર્વિઆ તથા બલ્ગેરિઆપર રશિઆનું કેટલું ચલણ છે; તેમજ આ બાલ્કન યુદ્ધમાં એ બન્ને રાજ્યો ક્યાં સુધી આગળ વધશે? ઘણુંજ જરુરનું કામ છે. સઘળી વાતોનો બહુજ જલદી પત્તો મેળવવો જોઇએ. આ કામમાં તમને આસ્ટ્રિઅન જાસૂસો તરફથી પૂરેપૂરી મદદ મળશે; પરન્તુ કોઈ પણ આસ્ટ્રિઅન જાસૂસને તમારી સાથે રાખશો નહિ; કારણ કે રશિઅન જાસૂસો તે સઘળાઓને સારી પેઠે ઓળખે છે. હુંગરીની રાજધાની બુડાપેસ્ટમાં થોભી જજો, ત્યાંના આસ્ટ્રિઅન જાસૂસ કાસિમીર કોવલસ્કોઈ તરફથી તમને ઘણીક જાણવા જેવી વાતો મળશે. હું પાસપોર્ટનો બંદોબસ્ત કરી દઉં છું. તમને બાલ્કન પ્રદેશની આ પહેલીજ યાત્રાને માટે કંઇ ખટકો તો નથી ને?"

વાચક ભૂલ્યા નહિ હશે કે હું બાલ્કન પ્રદેશમાં એક વખત જાસૂસી માટે ચક્કર મારી ચૂક્યો હતો, અને સર્વિઆમાં છ નળીની બંદૂકથી માર્યો જતાં સહેજ સહેજમાંજ બચી ગયો હતો. તે પ્રસંગ પછી મને બાલ્કન તરફ ઘણીજ ઘૃણા ઉત્પન્ન થઇ ગઈ હતી અને હું ત્યાંના લોકોને પૂરેપૂરા દગલબાજ તરીકે ઓળખવા લાગ્યો હતો. થોડા રૂપીઆ મળે તેટલા ખાતર કોઇકનો જીવ લઇ લેવો એ તો

ત્યાંના લોકને મન ચપટીના ખેલ જેવી વાત હોય છે. આથી હું સ્ટેમરની વાત સાંભળીજ રહ્યો, મારો જીવ આ કામ માથે લેવાનું કબૂલ કરતો નહતો. મને સંકોચ પામતો જોઇને સ્ટેમર બોલ્યોઃ "કેમ, કંઇ ભય રાખવા જેવું છે?" મેં ખુલ્લેખુલ્લું કહી દીધુંઃ "અલબત ડર તો ખરોજ."

તે બોલ્યોઃ એ હું સમજી શકું છું, પણ કામ બહુજ જરુરનું છે, અને અમારી પાસે આ કામને યોગ્ય તમારા સિવાય બીજો કોઈ પણ માણસ નથી.

હું તેની મતલબ સમજી ગયો. જો હું પાછો હઠીશ તો મારા અધિકારીઓના મનથી ઉતરી જઇશ, અને પછી મને મોટાં મોટાં ઇનામો મળવાનાં પણ બંધ થઇ જશે. આ તરફ સ્ટેમરે મને બમણું મહેનતાણું અને ઇનામનો લોભ દર્શાવ્યો હતો, તોપણ મારું મન સ્થિર થઇ શક્યું નહિ. મેં તેને કહ્યુંઃ "આપ હમણાં અહીંથી જાઓ. મધ્ય રાત્રિ પહેલાં હું આપને ટેલીફોનથી ખબર આપીશ કે મારાથી આ કામ બનશે કે નહિ!"

તે ચાલ્યો ગયો. આફ્રિકા અને હિન્દુસ્તાનની મુસાફરીએ મને કંઇક વહેમી બનાવી દીધો છે. ઘણું કરીને હું દરેક કામનો આરંભ કરતાં પહેલાં શુકન જોઉં છું. અને આ વખતે પણ મને તેમજ કરવાનું સૂઝ્યું. મેં એકીએકીનાં શુકન લીધાં. ત્રણે વખત એકીજ પડવાથી હું જીતની બાજી સમજ્યો, અને આખરે એ ભવિષ્ય ફળ્યું પણ ખરું. નવાઇ જેવું છે, કે જ્યારે જ્યારે શુકન બરાબર નીકળતાં ત્યારે ત્યારે મારી બાજી સર થતી, અને બે વખત એણે પરાજયની સૂચના આપી હતી ત્યારે મને પસ્તાવુંજ પડયું હતું! આ વખતે જીતનું શુકન હતું. મેં તરતજ સ્ટેમરને ટેલીફોન કર્યો, કે હું તૈયાર છું. થોડીજ વાર પછી હું સ્ટેમરના સ્થાનપર પહોંચ્યો; અને તેની

પાસેથી સઘળી વાતો સમજી લઇને રાત્રે ત્રણ વાગ્યે આગગાડીમાં સવાર થયો. રસ્તામાં એક દિવસ બૂડાપેસ્ટમાં થોભીને જાસૂસ કાસિમીર કૉવસ્કાઇને મળ્યો. તેણે બેલગ્રેડના કેટલાક કરતા કારવતા માણસોનાં નામ ઠામ અને બ્યાન આપ્યાં. એ સાથે તેણે મને રશિઆનો પગાર ખાનારાં અનેક સ્ત્રી પુરુષો ત્યાં છે તેમનાથી સાવચેત રહેવાની સૂચના પણ આપી.

બીજે દિવસે હું બેલગ્રેડ જઇને ત્યાંની એક પ્રસિદ્ધ હોટેલમાં ઉતર્યો. મારો ઓરડો ઘણોજ શણગારાયલો હતો, તેમાં રહેવું એટલે પૈસાનું પાણીજ કરવું ! પરન્તુ બાલ્કનમાં રૂપીઆનીજ કદર છે, એનાજ બળથી ત્યાં સઘળાં કામ થઇ શકે છે. બેલગ્રેડમાં પેરિસની ફૅશનનું બહુજ અનુકરણ કરવામાં આવે છે. નાના નાના સરકારી નોકરો પણ મોટા ઠાઠમાઠથી રહે છે. લશ્કરી અમલદારો તો જાણે રશિઅન રાજકુમાર જેવાજ માલમ પડે છે. પગાર તો ભાગ્યેજ રોજનો બે રૂપીઆનો હોય, પરન્તુ રોજીંદું ખર્ચ રૂપીઆ ૨૦ નું! એ બધું ક્યાંથી આવતું હશે? રશિઆમાંથીજ. રશિઆની સોનામહોરોએ બાલ્કનીઆં રાજ્યોને ખરીદી લીધાં છે. જો એ જાળમાંથી કોઇ પણ બચવા પામ્યું હોય તો તે કેવળ મોન્ટીનિગ્રોજ છે, કે જેમાં દેશભક્તિનો જુસ્સો ઉછળી રહ્યો છે. મેં મારા ઠાઠમાઠથી થોડાજ દિવસોમાં લોકોનાં ચિત્ત મારા તરફ ખેંચી લીધાં. ઘણાક રંગીલા અમલદારો મારી પાસે આવજા કરવા લાગ્યા. તેઓમાં એક લશ્કરી અમલદાર મેજર ગોર્સકી પણ હતો. હતો તો મેજર, પણ મોટો રાજા થઇનેજ ફરતો હતો, ખરચનો સુમારજ નહિ.

મને કૉવસ્કાઇ તરફથી ખબર મળી હતી કે એ માણસ રશિઆનો પગાર ખાય છે, મેં પણ તેની પાસેથી મારી મતલબ સાધી લેવાનો વિચાર કર્યો.

હું ખેલ–તમાશા અને રંગ–રાગમાં મસ્ત રહેવા લાગ્યો. આથી અનેક સોબતીઓ આવી મળવા લાગ્યા. જ્યાફતો પર જ્યાફતો થવા લાગી, અને ભોજન પછી જુગાર પણ ખેલાવા માંડયો. હું જાણી બૂઝીને વારંવાર મેજરથી હારી જતો. મારી હારનું પરિણામ એ આવ્યું કે મેજર મારા સ્થાનપર વારંવાર આવવા લાગ્યો. મારે તો એ જોઇતુંજ હતું, હું તેને પુષ્કળ દારુ પાતો ને તે નિશામાં હોય ત્યારે અનેક વાતો પૂછતો, પણ જ્યાં મુદ્દાની વાત આવતી કે તે ચોંકી ઉઠતો. તે ઘણીખરી વખત એક ફ્રેંચ સ્ત્રી સાથે ફરતો જણાતો હતો. એ સ્ત્રીનું નામ મેડમ ડૂવાલ હતું. મેજર અને ડૂવાલ વચ્ચે બહુજ ગાઢો સંબંધ હતો. ડૂવાલ તેને ઘણું ચાહતી હતી. મેં તેની સાથે પણ ઓળખાણ–પિછાન કરી અને પરિચય વધાર્યો. તે ઘણીજ ખરચાળ સ્ત્રી હતી. એક રાત્રિએ તે જુગારમાં હારી ગઇ. મેં તેને ૫૦૦ ફ્રાંક ઉછીના આપ્યા ત્યારથી અમારો સંબંધ ઘણો વધી ગયો. હું તેના ઉપર ઘણી નિગાહ રાખવા લાગ્યો. મારી પાસે કોઈ સબળ પ્રમાણ નહતું, તોપણ મને સંદેહ રહેવા લાગ્યો કે એ સ્ત્રી જરૂર જાસૂસણી છે, અને ફ્રેંચ જાતિની નથી. હું મારો સંદેહ મટાડવાની તજવીજમાં રહેવા લાગ્યો. એક રાત્રિએ ડૂવાલે હોટેલમાં જ્યાફત આપી. ભોજન પછી જુગાર આરંભાયો. મારી નજર તેના ઓરડામાં જેનાથી મારો સંદેહ મટી જાય એવી કોઇ ચીજની ખોળમાં ચોતરફ ફરવા લાગી. અંતે એક ચીજ મળી આવી. ડૂવાલ ઉઠીને એક ઓરડામાં ગઈ, અને ત્યાંથી સાકરનો એક કકડો ભાંગતી ભાંગતી બહાર નીકળી. બસ, એજ સાકરના ટુકડાએ ઘણુંક કામ કરી દીધું ! તેના હાથમાં હતી તેવા રંગની, ચોકખી અને પહેલદાર સાકર કેવળ રશિઆના મોસ્કો નગરમાંજ બને છે, અને રશિઅન લોકોને તે બહુ ભાવે છે. અત્યાર સુધી મારો સંદેહ હતો તે નિશ્ચયના રૂપમાં ફેરવાઇ ગયો કે

એ જરૂર જાસૂસણીજ છે. મેં એના બે ગુપ્ત ફોટો લઇ લીધા અને હસ્તાક્ષર પણ મેળવી લીધા. એ બન્ને ચીજ બર્લિન અને વિએના મોકલી દીધી, તથા તારથી પૂછાવ્યું કે એ ઓીના સંબંધમાં કંઇ માહીતી છે? વિએનાથી ૪૨ કલાકમાં ઉત્તર મળ્યો કે અગાઉ એ ઓી ઑસ્ટ્રિઆના ગેલેશિઆ પ્રાંતમાં ઘણા ઠાઠમાઠથી રહી ચૂકી છે. એક ખૂનના કામમાં એ સામેલ હતી, અને ત્યારથી તે છુપાતી ફરે છે. એનું નામ "પાલા" છે, પોલિસ એની તપાસમાં છે."

આટલી હકીકત મળવાથી કામ ચોક્કસ થયું, હું ડૂવાલને એકાન્તમાં મળ્યો. મેં તેને અત્તરની એક શીશી ભેટ આપી, અને એકદમ કહ્યું: "પાલા, ક્રેકો કરતાં તો અહીં કંઇક જુદોજ રંગ છે નહિ વારુ?"

આ પ્રશ્નની શી અસર થાય છે તે જાણુવાને હું તેના ચહેરા તરફ જોઇ રહ્યો. એકદમ સવાલ પૂછી દેવો એ પણ ઠીક છે, તે ચોંકી ઉઠી અને બોલી: "હં! તમે કોણ છો?"

મેં કહ્યું: "ગમે તે હોઉં, પણ મને ઘણીક વાતો માલૂમ છે, જો હું તને ઑસ્ટ્રિઆના હાથમાં સોંપી દઉં તો મને ઘણું મોટું ઇનામ મળે." તે કંઇક સ્વસ્થ થઇને બોલી: "તો પછી ઑસ્ટ્રિઆને ખબર નહિ કરવા બદલ તમે શું લેશો?"

મેં કહ્યું: "રશિઆને એક વખત થાપ આપી દો એટલે થયું." તે ઘણું આશ્ચર્ય પામીને બોલી: "રશિઆ! હું રશિઆની વાત શું જાણું?"

મેં હસતાં હસતાં જરા આગળ વધીને તેની સામેની રકાબી-માંથી સાકરનો એક પહેલદાર કકડો ઉઠાવીને કહ્યું: "પાલા રાણી! તમે ચાલાક તો છો, પરન્તુ કંઇક ભૂલ કરી નાખો છો. તમે રશિઆ સંબંધે જાણતાં નથી પણ રશિઅન સાકરનો ટેસ્ટ તો સારો ધરાવતાં લાગો છો. ખૂબ કીધી!"

હવે તે બિચારી સપડાઇ ગઈ. તે ક્રોધની મારી પોતાનો હોઠ દબાવીને બોલીઃ "તો તમે શું કરવા ઇચ્છો છો ?" મેં કહ્યુંઃ "મુદ્દાની વાત કરવા પહેલાં એક બીજી વાત કહી લેવી જરુરની ધારૂં છું. આ મામલામાં તુ મને થાપ ખવડાવવાની કોશિશ રખે કરતી. કદાચ તું મને ઘણીજ સહેલાઇથી કત્લ કરાવી શકે, તારો કોઇ યાર મને એકાદ તમાચો લગાવી દે કે અમારા બન્ને વચ્ચે દ્વંદ્વ-યુદ્ધ થાય તો તેમાં હું ગોળીનું નિશાન બની જાઉં. એ સઘળું સંભવિત છે; પરન્તુ યાદ રાખજે કે મારો વાળ પણ વાંકો થયો તો ૭ કલાકની અંદરજ ઑસ્ટ્રિઆના વારંટથી તને મુશ્કેટાટ કરી પકડી જવામાં આવશે. તું આ વખતે સર્વિઆમાં છે એવા ભરોસાપર રખે બેસતી. ઑસ્ટ્રિઅન લશ્કર સર્વિઆની સરહદપર ઉભેલુંજ છે. ઠીક, હવે મુદ્દાની વાત સાંભળો. મેજર ગોર્સકી રશિઆનો પગાર ખાય છે. તેને રશિઆનો ઘણો ખરો ભેદ માલૂમ છે. તું એક રશિઅન જાસૂસણી છે, અને રશિઆના પૈસા ખાનાર માણસો ઉપર નજર રાખવાને અહીં મોકલાયલી છે. હું મેજર ગોર્સકી પાસેથી ભેદ જાણવા ચાહું છું. મારું કામ પૈસાના જોરે થઈ જાય એમ છે, પણ તે તારાથી ઘણોજ ડરતો રહે છે. તેને હું તારો ડર નહિ રાખવાનું કહીને રાજી કરી લઉં. કેમ કબૂલ છે ? તું ગોર્સકીને ચાહે છે, માટે જો તેનો જાન બચાવવો હોય તો કબૂલ થઇ જા." મારૂં તીર બરાબર લાગ્યું, તે બોલીઃ "તમારા કહ્યા પ્રમાણે કરવામાં આવે પણ પાછળથી ફરી તમે સતાવો નહિ તેની શી ખાત્રી ?"

મેં કહ્યુંઃ "મારે તો મતલબ સાથે કામ છે, તમારી સાથે નહિ, એટલે હું તમને સતાવીશ નહિ; પણ ઉલટું ઇનામ આપીશ. લો, આ ૩૦૦૦ નો ચેક. એનો મોતીનો હાર લેજો." બેડો પાર થયો. બીજે દિવસે હું એકાન્તમાં મેજરને મળ્યો.

જતાંજ મેં તેને પૂછયું: " તમે મેડમ ડુવાલને મળી ચૂક્યા હો એમ લાગે છે. "

તેણે કહ્યું: " તમે કેવી રીતે જાણ્યું ? "

મેં ઉત્તર આપ્યો: " આપના ઢંગ ઉપરથી. ઠીક, હવે મુદ્દાની વાત જલદી કહી દો. હું આજેજ ચાલ્યો જનાર છું. હું તમને ખાત્રી આપું છું કે તમને કોઈ પણ રીતે અલવલ આવી શકશે નહિ, અને તમે હંમેશ પ્રમાણેજ રશિઆનું કામ કરતા રહી શકશો. તમને બલ્ગેરિઆ અને રુમાનિઆમાં રશિઆની હીલચાલ વિષે જે કંઇ માહિતી હોય તે કહો, એટલે બસ. "

તે બોલ્યો: " હું રુમાનિઆ વિષે તો કશુંજ જાણતો નથી."

મેં માથું હલાવીને કહ્યું: " મેજર, આમ ચાલી શકશે નહિ. તમે સઘળું જાણો છો. શું મેડમ ડુવાલે–પાલાએ–તમને કહ્યું નથી કે સઘળું કહ્યા સિવાય તમારા બન્નેનો છુટકારો નથી ? "

અંતે તે ચીપીયામાં આવ્યો. તેણે સઘળી હકીકત કહી સંભળાવી. તેનો સાર આ પ્રમાણે છે: "રશિઆ ફ્રાંસમાંથી રૂપીઆ લાવી લાવીને બલ્ગેરિઆ અને સર્વિઆને ટર્કીના હરિફ બનાવી રહ્યું છે. એ બન્ને દેશોમાં અનેક ફ્રેંચ અને રશિઅન લશ્કરી અમલદારો મોકલાઇ ચૂક્યા છે. મોટા મોટા ઓફિસરોને ફ્રાંસ અને રશિઆ તરફથી શિક્ષણ મળતું રહ્યું છે. ફ્રાંસથી નવી નવી તોપો આવી ચૂકી છે. રશિઆનો પ્રભાવ એ દેશોમાં એટલો તો જબરદસ્ત છે કે તે નીકળવો અસંભવિતજ છે. "

જર્મની અને ઑસ્ટ્રિઆમાં રશિઆની આવી હીલચાલ વિષે સંદેહ તો પૂરેપૂરો હતો, પણ વાત કેટલે સુધી પહોંચી છે તેનો પત્તો મેળવવાને મને મોકલવામાં આવ્યો હતો. બેલ્ગ્રેડથી હું તેજ દિવસે રવાના થઈ ગયો. મેં મારા કામનો રિપોર્ટ કર્યો અને તેજ દિવસથી

જર્મની અને ઑસ્ટ્રિઆ રશિઆનું પ્રભુત્વ નષ્ટ કરવાના પ્રયત્નમાં મંડયાં. તેમના પ્રયત્નનું પરિણામ બાલ્કન વિગ્રહના અંત વખતે જણાઇ આવ્યું હતું. બાલ્કન રાજ્યોએ ટર્કીને દૂર સુધી મારી હઠાવ્યું. રુમાનિઆ પોતાનો પક્ષ લેશે તેની તેઓ આતુરતાથી વાટ જોઇ રહ્યાં હતાં, રુમાનિઆ એ સર્વમાં બળવાન હતું, તે ધારત તો કોન્સ્ટન્ટીનોપલનો કબજો મેળવી શકત; પરન્તુ અજબ જેવું છે કે તે શાંત રીતે બેઠુંજ રહ્યું. રુમાનિઆનાં રાજા–રાણી જર્મન વંશનાં છે, તેમનાપર જર્મનીનો સારો લાગવગ છે. જર્મની અને ઑસ્ટ્રિઆ કેટલોક વખત સુધી રુમાનિઆને અલગ રાખી શકયાં. બીજા લોકો આશ્ચર્ય પામતા હતા કે જે બાલ્કન રાજ્યો એક બીજાનાં ગળાં રેંસી નાખવા તત્પર હતાં, તેઓ આટલાં જલદી એકતાનો પાઠ કયાંથી શીખી આવ્યાં? પરન્તુ તેમનું આશ્ચર્ય લાંબો વખત ટકયું નહિ. જીતનો ભાગ વહેંચવાનો આરંભ થયો એટલે તેમણે પોતાનું પોત પ્રકાશ્યું. સર્વિઆ બલ્ગેરીઆ ઉપર અને બલ્ગેરિઆ સર્વિઆ ઉપર કૂદ્યું. તેમજ ગ્રીસે તો બન્ને ઉપર સપાટો લગાવ્યો. બસ, આવા પ્રસંગનીજ આતુરતાથી વાટ જોવાતી હતી. રુમાનિઆ બલ્ગેરિઆ ઉપર તૂટી પડયું. આમાં તેને પુષ્કળ લૂંટ મળી. બિચારું બલ્ગેરિઆ મોં જોતુંજ રહી ગયું. ટર્કીએ પણ આ અંધાધૂંધીમાં પોતાનો કેટલોક ભાગ પાછો હસ્તગત કરી લીધો. જર્મનીની મતલબ પાર પડી. બાલ્કન રાજ્યોમાં રશિઆનું જોર રહ્યું નહિ. પોતાના પક્ષનું રુમાનિઆ બલવત્તર થયું અને ટર્કી પણ અસ્ત થતું બચી ગયું. ટર્કીનો અસ્ત તે રશિઆને બલવત્તર થવાનોજ અમૂલ્ય પ્રસંગ સમજવો.

અરે! હું એક વાત તો ભુલીજ ગયો, હું બેલ્ગ્રેડમાં ડૉ. ગ્રેબ્ઝ બન્યો ન હતો, પરંતુ "કાઉન્ટ આર્થર જૂ વરનિગરોડ"ના નામથી પ્રસિદ્ધ થયો હતો.

## ૮. ઈંગ્લાંડમાં કેદ

સને ૧૯૧૧ નો નવેમ્બર મહીનો હતો. મને સરકારી હુકમ મળ્યો. આ વખતે મારે કાઉન્ટ વેડલ પાસે નહિ પણ મારા પુરાણા સરદાર કમાન ટેપકન પાસે જવાનું હતું. તેણે મને બહુજ સંક્ષેપમાં કહ્યું: ઇંગ્લાંડની તૈયારી કરો. બેશક મને આ હુકમ બીલકુલ રુચ્યો નહિ. કમાને ત્રણ નૌકાખાતાના અમલદારો સાથે મારો પરિચય કરાવ્યો. તે ત્રણેએ તેજ સમયે પોતપોતાના વિભાગ સંબંધી માહીતી આપનારાં ભાષણ શરુ કરી દીધાં. મેં વર્ષો પહેલાં રાત દિવસ પરિશ્રમ કરીને જે વાતનું જ્ઞાન મેળવ્યું હતું તે જ્ઞાન આજે પુનઃ મારી દષ્ટિસંમુખ ખડું કરવાનો એ લોકોએ આરંભ કર્યો. મોટા મોટા નકશાઓ બતાવવામાં આવ્યા. તેદ્વારા મને અંગ્રેજી નૌકાને લગતી વાતો સમજાવવામાં આવી. નવી નવી જાતનાં અંગ્રેજી જહાજોનાં ચિત્રો તથા નકશા પણ બતાવવામાં આવ્યા. આ સઘળું કરવાનું કારણ એ હતું કે મારે વિલાયત જઇને સ્કૉટલાંડના કિનારાપર બંધાતાં લડાયક વહાણોની આંતરરચના અને ગતિની માહીતી મળવી લાવવી.

ઇંગ્લાંડ અને જર્મનીને કેવો સંબંધ હતો, તે તો સહુ કોઇ જાણતુંજ હતું. બન્ને દેશવાળાઓ એકબીજાની હીલચાલના પળેપળના સમાચાર મેળવતા હતા, અને અંદરથી એકબીજાને દબાવી નાખવાને તત્પર હતા. સ્કૉટલેંડનો સમુદ્રકિનારો એવો હતો કે તેના પર જર્મની ઘણીજ સહેલાઇથી હુમલો કરી શકે. આથી તેના સંરક્ષણને માટે ઇંગ્લાંડે રોસિથ અને ક્રોમાર્ટીમાં જર્મનીના હેલીગોલાંડ જેવાં નૌકાસૈન્યનાં મજબૂત સ્થળો બનાવ્યાં. મને હુકમ મળ્યો કે મારે રોસિથના સ્થળપર નિગાહ રાખવી, અને ત્યાં કેટલી તૈયારી થઇ

ચૂકી છે તેમજ સ્કૉટલૅંડના કિનારાપર કેટલાં બ્રિટિશ બારકસો ફરતાં રહે છે તેની તપાસ કરવી. રખેને ઇંગ્લાંડ એકદમ કોઈ મોટી તૈયારી ન કરી લે તેટલા માટે આ તપાસ રાખવાની જરુર પડી હતી. મને એવું ફરમાન હતું કે રોસિથ અથવા ક્રોમાર્ટીથી જેટલાં જહાજો બહાર જાય તેટલાંની ગતિ વગેરેના સમાચાર તરતજ તાર-દ્વારા મોકલી દેવા અને બને ત્યાં સુધી તેમની સંખ્યા, પ્રકાર તથા હેતુઓની ખબર પણ મેળવવી.

મેં મુસાફરીની તૈયારી તો કરી, પણ તે કમનથી, અને કંઇક ચિંતા સાથેજ કરી હતી. ઇંગ્લાંડના સખત કાયદા મારા હૃદયને હચમચાવી નાખતા હતા. બાલ્કન પ્રદેશની પેઠે અહીં રિવોલ્વરની ગોળી કે કટારનો નહિ, પરંતુ જેલમાં પડયા પડયા સડયા કરવાનો ભય હતો. હમણાંજ ઇંગ્લાંડમાં જાસુસી સંબંધી એક કાયદો પસાર થયો છે. તેમાં જાસૂસીના શક ઉપરથીજ સાત વરસ સુધીની જેલ ઠોકી દેવાનો અધિકાર અપાયલો હતો. બસ, એજ સાત વરસનો દંડ મારી નજર સામે ખડો થતો હતો. છેલ્લા છ માસમાં ત્રણ જર્મન જાસૂસો ઇંગ્લાંડમાં પકડાઇ પણ ચૂકયા હતા, અને એ વિચારજ મને આગળ પગ માંડવા દેતો નહતો. અંતે મારો એ ભય ખરોજ પડયો.

મેં સઘળી વાતો સમજી લીધી. બ્રિટિશ લડાયક બારકસો, કિલ્લાઓ અને અન્ય લશ્કરી ચીજોનાં સાંકેતિક નામ ઠરાવવામાં આવ્યાં. તાર મોકલવાનાં ઠેકાણાં બ્રસેલ્સ, કોપનહેગન અને પેરિસ મુકરર થયાં. બ્રસેલ્સમાં **સી. બી.** નોયન્સ નામના ગૃહસ્થ, ઇંગ્લાંડમાં લંડનનો એક તમાકુ વેચનાર, કોપનહેગનમાં સ્ટાટ હોટેલ અને પેરિસમાં એક ફ્રેંચ સ્ત્રી મારફતે મારા પત્રો અને તાર આવવા જવાનો બંદોબસ્ત કર્યો.

હું પાધરો એડિનબર્ગ પહોંચ્યો. લંડન થઇને જવું સલામત

ન હતું. સમજનારા સારી પેઠે જાણુતા હતા કે લંડનમાં પગ મૂકતાંજ યૂરપના મુસાફરોપર અંગ્રેજી જાસૂસોની દૃષ્ટિ ચોંટે છે. જરા પણુ સંદેહ પડયો કે પછી છુટકારોજ નહિ. ગમે ત્યાં જાઓ અને ગમે તે કરતા હો; પરંતુ ડીટેકટીવની નજર તમારા ઉપર ફરતીજ રહેવાની.

એડિનબર્ગમાં હું બ્રેડફોર્ડ હોટેલમાં ઉતર્યો, અને ઑસ્ટ્રેલિઆના ટુરો નગરનો ડા. એ. કે. ગ્રેવ્ઝ, એમ. ડી. બની ગયો. નામ અડધું-પડધું ખરૂં પણુ હતું. એડિનબર્ગમાં મારા ધંધા તરીકે ઔષધ-વિજ્ઞાનના અધ્યયનનું કામ મેં બતાવ્યું. કેટલાક દિવસ હોટેલમાં રહ્યા પછી આગળ પગલાં માંડયાં. મિસિસ મેકલિયડ નામની એક સ્ત્રીના ઘરમાં પડાવ નાખ્યો. આ ઘરમાં મારો ખર્ચ દરરોજનો ૨ પૌંડ અર્થાત્ ૩૦ રૂપીઆનો હતો. જ્યાફતો અને સહેલસપાટાનો ખર્ચ તો વળી જુદોજ હતો.

એક પખવાડીઆ સુધી હું કંઈક આજારી બની રહ્યો, અને મોટરમાં સવાર થઈને હવા નિમિત્તે એડિનબર્ગની ચારે તરફ ઘૂમતો ફર્યો. રોસિથ પણ પાસેજ હતું. ત્યાં પણુ ચક્કર મારી આવતો. રોસિથ એ ફૂર્થ નામની ખાડીપર છે. એ ખાડીપર એક ઘણો જંગી પૂલ છે. તેની એક બાજુએ રોસિથ અને બીજી બાજુએ ઉત્તરસમુદ્ર આવેલો છે. એ પૂલની નીચે થઈને રોસિથનાં વહાણો પસાર થતાં. ધીમે ધીમે મેં પૂલના રક્ષક સાથે પરિચય વધાર્યો. હું તેનું નામ નહિ ખોલું, કારણ કે તેની પાસેથી હું સઘળો ભેદ જાણુવા પામ્યો હતો; પરન્તુ તેની ઈમાનદારીના સંબંધમાં એટલું કહેવું તો જરુરનું છે, કે તે દેશદ્રોહી તો નથીજ બન્યો. તેણે જે ભેદ બતાવ્યો હતો તે અજાણુતાંજ બતાવ્યો હતો. એ બદલ મેં તેને એક પૈસો પણુ આપ્યો નથી. મેં પૂલને બહુજ બારીકાઈથી જોયો અને તેની મજબૂતી વિષે સ્થિર ચિત્તે વિચાર કરી લીધો. મારો ઓળખીતો પૂલરક્ષક મને

પોતાના સાથીઓ પાસે લઇ જતો. તેઓની સાથે ભળી જવું એ કંઈ મુશ્કેલ વાત ન હતી. મદિરાની કેટલીક બોટલોએજ તેમને જીવજાન દોસ્ત બનાવી દીધા. મેં એ લોકોને ઉજાણીઓ આપવાનો આરંભ કર્યો. બસ આ પ્રકારે તેઓ સાથે ભળી જવાથી મારો માર્ગ ઘણો સુલભ થઈ પડ્યો. એક રાત્રિએ એક કાફલો ઉત્તરસમુદ્રમાં જવાનો હતો; મારા રક્ષકમિત્ર તરફથી મને તેના સમાચાર મળ્યા. હું વખતસર પૂલપર પહોંચ્યો, અને આખી રાત તાકતોજ રહ્યો. બરાબર સવારે પાંચ વાગ્યે કાફલો પૂલ નીચેથી નીકળ્યો. તેમાં ડ્રેડનોટ, ક્રૂજર, ડિસ્ટ્રોયર આદિ ઘણા પ્રકારનાં જહાજો હતાં. ધુમસને લીધે તેની પરીક્ષા કરવાનું કામ ઘણું વિકટ હતું, તો પણ મેં અનુભવથી તેને લગતી સઘળી માહીતી મેળવી લીધી. તેમાં એકંદરે ૧૬ વહાણો હતાં. પ્રાતઃકાળ થતાંજ મેં બ્રસેલ્સ તાર કરી દીધો.

હું જ્યારે પકડાઇ ગયો હતો ત્યારે ઇંગ્લાંડવાળાઓએ મારી સાથે સારું વર્તન રાખ્યું હતું; તે બદલ એક ઉપયોગી વાત તેમના દેશના હિતને માટે આ સ્થળે હું બતાવું છું:—તે એ કે **ફૂર્થની ખાડીનો પૂલ રોસિથના કાફલાને માટે ઘણોજ ભયંકર છે.** જો લડાઈના સમયમાં એ પૂલ ઉડાવી દેવામાં આવે (અને તે વાત બહુ કઠિન નથી) તો રોસિથનો કાફલો રોસિથમાંજ ઘેરાઈ રહે, તેનાથી ત્યાંથી જરા પણ ખસી શકાય નહિ, અને શત્રુને આખા સ્કૉટલાંડના કિનારાપર ઉધમાત મચાવવાની સારી તક મળે. એ પૂલની પાસે કેટલીક જમીન અને ઘરો આવેલાં છે. તેની માલિકીનાં નામ કાગળ ઉપર તો સ્કોચ લોકોનાં ચઢયાં છે, પણ વાસ્તવિક રીતે તો તેના માલિક જર્મનોજ છે. પૂલની આજુબાજુમાં ઘણાંક ઝુંપડાંઓ છે, અને તેમાં માછીમારો રહે છે, એ માછીઓમાંના ઘણાખરા ગુપ્ત વેશમાં જર્મનોજ છે. કોઈ પણ વખતે પૂલ ઉડાવી દેવો એ

તેમને માટે બહુ કઠિન વાત નથી.

ત્રણ અઠવાડીઆં પછી મને સંદેહ પડયો, કે કોઈએ મારો પીછો પકડયો છે. એક રાત્રે ઘેર પહોંચતાંજ જોઉં છું તો મારાં કપડાં જેવી સ્થિતિમાં મેં મૂકેલાં હતાં તેવી સ્થિતિમાં રહ્યાં ન હતાં, મેં ઘરની માલીકને પૂછ્યું, " શું આજે મારો દરજી આવ્યો હતો કે ?" ઉત્તર મળ્યો, "નહિ ડાક્ટર."

આથી મેં દમ ભરાવીને કહ્યું, "તો તમને મારાં કપડાં અહીં-તહીં કરવાનો શો અધિકાર હતો ?"

તેનું મોં લાલચોળ થઈ આવ્યું. તે બોલી, " હું તમારા ઓર-ડામાં ગઈજ નથી. હં મને યાદ આવ્યું, તમારો દરજી આવ્યો હતો, અને તેને તમારાજ નોકરે અંદર જવા દીધો હતો."

થોડી વાર પછી હું દરજી પાસે પહોંચ્યો. તેણે ચોખ્ખું કહ્યું, કે હું આજે તમારે ત્યાં ગયોજ નથી. હવે મારી ખાત્રી થઈ ચૂકી કે કોઇએ મારી પૂંઠ પકડી છે. બીજે દિવસે હું એક પ્રસિદ્ધ હોટેલમાં ગયો, ત્યાં લખવાના એક ઓરડામાં જઇને મેં કેટલીક ચિઠ્ઠીઓ લખી અને જાણીબુઝીને તેમાંની એક ચિઠ્ઠી જમીનપર પડવા દીધી; એ પછી હું નહાવાની ઓરડીમાં ચાલ્યો ગયો. ૧૫ મિનિટ પછી ત્યાંથી પાછો આવીને જોઉં તો ચિઠ્ઠી ગેબ! ચપરાસીને પૂછતાં જણાયું કે કોઇ ગૃહસ્થે તે ઉઠાવી લીધી હતી, અને વાંચ્યા વગરજ ગજવામાં મૂકીને તે ચાલતો થયો હતો. હવે તો પૂરેપુરી ખાત્રી થઈ ચૂકી કે મારી પૂંઠ પકડવામાં આવી છે. જે માણસે મારી ચિઠ્ઠી ઉઠાવી લીધી હશે તે પ્રથમ તો રાજી રાજી થઈ ગયો હશે પણ જ્યારે કલાકોના પરિશ્રમ પછી તે વાંચવામાં આવી હશે ત્યારે તેનો સઘળો આનંદ ચૂરેચૂરા થઇ ગયો હશે; કારણ કે તેમાં યુનાની ભાષામાં એક કહાણી સિવાય બીજું કશુંજ લખેલું ન હતું !

ઠીક, હવે મને એક ઉંડી બુદ્ધિ સૂઝી આવી. "ચોર કોટવાળને દંડે," એવી ગતિ મેં કરી. હું એડિનબર્ગના પોલિસ ખાતામાં પહોં-ચ્યો. તેના વડાનું નામ **રાસ** હતું. મેં તેની પાસે મારા નામનું કાર્ડ મોકલ્યું. મને અંદર બોલાવવામાં આવ્યો. મેં અંદર જતાંજ તોપ મારી, "શું આપની પાસે એવો કોઈ પુરાવો છે કે હું જર્મન જાસૂસ છું ?"

આ ગોળાથી તે ઝાંખો પડી ગયો, અને ચોંકીને બોલ્યો. "નહિ. સાહેબ નહિ. એવું કંઈ પણ છે નહિ."

"તો શું આપના હુકમથી મારો પીછો નથી પકડવામાં આવ્યો ?"

"નહિ સાહેબ, પણ આપને એવો સંદેહ ક્યાંથી પડ્યો ?"

મેં ઉત્તર આપ્યો, "સંદેહ પડવા જેવી અનેક વાતો બની ચૂકી છે. મારા ઘર અને કપડાંની જડતી લેવાઈ ચૂકી છે. એ વાત અંગ્રેજી કાયદાથી બીલકુલ વિરુદ્ધ છે. જો એમ કરવાની તમને જરૂર જણાઈ હતી તો એક વારંટ મેળવવું હતું. જો આપને મારા ઉપર શક છે તો સીધી રીતે કેમ પકડતા નથી ? આવા અત્યાચારનું પ્રયોજન શું ? અત્યાર સુધી તો આ વાત મશ્કરીમાં ખપી હતી, પણ તેનીએ સીમા હોય છે !"

હવે તો **રાસ** પણ ગંભીરતાથી બોલ્યો, "ડાક્ટર, ચોખ્ખી વાત તો એ છે કે અમે તો હુકમના ગુલામ છીએ. પણ આપને ખાત્રી આપું છું કે કંઇક ભૂલ થઈ ગઈ હશે. હવેથી આપને એવી ફરિઆદ કરવાનો પ્રસંગ નહિ આવશે."

હું ચાલતો થયો. હવે મારી પૂંઠ છોડી દેવામાં આવશે એવી ખાત્રી તો મને ન હતી, પણ એટલું તો માનતો હતો કે આવી ધમકીથી પોલિસવાળા કંઇક ઢીલા પડશે. મેં મારું કામ ફરી શરૂ કરી દીધું. એક અઠવાડીઆ પછી ખબર મળી કે **ગ્લાસગો** શહેરની

એક કંપની અંગ્રેજ સરકારને માટે ૧૪ ઇંચની તોપ બનાવી રહી છે. આથી હું **ગ્લાસગો** પહોંચ્યો, અને બે ત્રણ અઠવાડીઆમાં તેની સઘળી માહીતી મેળવી લીધી. પૈસાએ સઘળાં કામ સિદ્ધ કરી દીધાં. **ગ્લાસગો**માં મેં મારું નામ **જેમ્સ સ્ટેફોર્ડ** રાખ્યું હતું. મારા પત્રો પણ એ નામથીજ આવતા હતા. એક દિવસ પોસ્ટ ઑફિસમાં જતાં માલૂમ પડ્યું કે **એ. સ્ટેફોર્ડ**ના નામનું એક કવર છે. મેં કલાર્કને કહ્યું કે એ મારું છે. તેણે કહ્યું પણ તમને તો **જેમ્સ સ્ટેફોર્ડ**ના નામનાં પત્રો આપવામાં આવતાં હતાંને? અને આની ઉપર તો **એ. સ્ટેફોર્ડ**નું નામ છે, તેથી પોસ્ટ ખાતાના નિયમ પ્રમાણે હું એ પત્ર તમને આપી શકતો નથી.

હું કંઇ પણ બોલી શક્યો નહિ. ઘર તરફ પાછો ફર્યો. મને જરા પણ ખ્યાલ સરખોએ આવ્યો ન હતો કે આ કવર મારું સત્યાનાશ વાળશે.

મારાં પત્રો મારા ડૉક્ટર તરીકેના શિરનામે આવતાં હતાં. '**બરોજ વેલકમ**' નામની દવા વેચનારી એક પ્રસિદ્ધ કંપની છે, તેની છાપનાં કેટલાંક કવરો તૈયાર કરાવવામાં આવ્યાં હતા. મારા **લંડન**વાળા મળતીઆઓ એજ કવરમાં **જર્મની**થી આવેલા પત્રો મને એડિનબર્ગ મોકલતા હતા. આથી મારા વિષે કોઇને જરાએ શક પડી શકતો નહિ; કારણ કે ડાક્ટરો અને દવા વેચનારાઓને ઘણો સંબંધ હોય એ સ્વાભાવિકજ છે.

જ્યારે હું **ગ્લાસગો** પહોંચ્યો ત્યારે મારી સૂચના પ્રમાણે **લંડન**-વાળાઓ મારા કાગળો સાદાં કવરોમાં **જેમ્સ સ્ટેફોર્ડ**ના નામપર મોકલવા લાગ્યા. આ પત્રમાં તેઓએ **જેમ્સ** સ્ટેફર્ડને **એ. સ્ટેફોર્ડ** બનાવી દીધો, **અને** સાદા કવરને ઠેકાણે "**બરોજ** વેલકમ" નું પાકીટ વાપર્યું. પાછળથી મને ખબર મળી કે એ બન્ને બાબતોમાં

છળ કરવામાં આવ્યો હતો, મને ફસાવવાને માટે જાણી-બૂઝીને આવું કરવામાં આવ્યું હતું.

ઠીક, હવે એ પત્રની હકીકત સાંભળો, જ્યારે એ નામનો બીજો કોઈ માણસ મળ્યો નહિ ત્યારે તે પત્ર પેલા છાપેલા નામવાળી કંપની ઉપર પાછો મોકલવામાં આવ્યો, ત્યાં તે ખોલવામાં આવતાં તેમાંથી ૧૦-૧૦ પૌંડની પાંચ નોટ અને જર્મન ભાષામાં ટાઇપ કરેલો એક પત્ર નીકળ્યો, કંપનીને આમાં કંઇક સંદેહ પડયો અને તેણે તે પત્ર પોલિસને સોંપી દીધો.

૧૪ મી એપ્રિલના સંધ્યા સમયે કપડાં પહેરીને મારા ઉપરના ઓરડામાં બેઠો બેઠો હું કેટલાક નિમંત્રિત ગૃહસ્થોની વાટ જોઈ રહ્યો હતો, એટલામાં નીચેથી એક માણસ આવ્યો. તેણે કહ્યું, " ડાક્ટર, કોઇ ગૃહસ્થ આપને નીચે બોલાવે છે."

મને શંકા પડી ચૂકી, કારણ કે હું જેની વાટ જોતો હતો તે મને નીચે શા માટે બોલાવે? હું સમજી ગયો કે હવે પકડાઇ જવાનો વખત આવી પહોંચ્યો. મેં તરતજ મારી રાસાયનિક વસ્તુઓની પડીકી કોટ નીચે છુપાવી લીધી, અને એક હાથ તેના ઉપર રાખીને-વખતે જલદીજ તેનો ઉપયોગ કરવો પડે એ હેતુથી નીચે ઉતર્યો. મુશ્કેલીથી છેલ્લું પગથીઉં છોડયું હશે એટલામાં ચાર જણ મારાપર કુદી પડયા. મેં જરા પણ સામા થવાનો પ્રયત્ન કર્યો નહિ. હું તેમનાપર રાસાયનિક પદાર્થો નાખીને તેમને બેહોશ અને કલાકભરને માટે આંધળા બનાવી શકત, અને નાશી જવામાં સફળતા પણ મેળવી શકત; પરંતુ નાશીને જવું ક્યાં? ઇંગ્લાંડમાંથી નાશી જવાનું તો અસંભવિતજ હતું તોપણ મેં જરા ધમકાવીને તેમને પૂછ્યું, " અરે! આ શો મામલો છે?"

ઇન્સ્પેક્ટરે જવાબ આપ્યો, " હમણાજ માલમ પડશે."

મારી જડતી લેવામાં આવી. મારી પાસેથી રીવોલ્વર નહિ નીકળવાથી તેઓ આશ્ચર્ય પામ્યા. હવે સામાનની તપાસ શરુ થઇ. મેં બે ત્રાહિત માણસો સમક્ષ મારી જડતી લેવા દીધી, અને દરેક રીતે હોશિઆર રહ્યો. મને વારંટ વંચાવવામાં આવ્યું, તે નવા કાયદા પ્રમાણેનું હતું; તેમાં મને જાસૂસ ગણવામાં આવ્યો હતો અને બ્રિટિશ સામ્રાજ્યને હાનિ પહોંચાડવાનો આરોપ મારાપર મૂકાયલો હતો.

રાત કેદખાનામાં ગુજારી. બીજે દિવસે મેજીસ્ટ્રેટની સામે મને ખડો કરવામાં આવ્યો. ત્યાંથી શેરિફની અદાલતમાં મોકલવામાં આવ્યો, અને અંતે એડિનબર્ગની હાઇકોર્ટમાં મુકદ્દમો પહોંચ્યો. ૧૦૫ દિવસ સુધી કેદમાં પડી રહ્યો. એ દરમિયાન પોલિસે મારું ઠેકાણું શોધી કાઢવાને બહુએ માથાફોડ કરી, પણ તેમને કશોજ પત્તો મળી શક્યો નહિ. આખા સ્કૉટલાંડનાં વર્તમાનપત્રોમાં મારો મુકદ્દમો છપાયો હતો. તેણે ઘણીજ અસરકારક લાગણી ફેલાવી દીધી હતી. તમે તે વખતનાં વર્તમાનપત્રો વાંચીને એ વાત સારી પેઠે જાણી શકશો. હવે હું સંક્ષેપમાં મારા છુટકારા સુધીની કથા સંભળાવું છું.

મારી વિરુદ્ધ ૪૫ સાક્ષીઓ ઉભા કરવામાં આવ્યા હતા. અદાલતમાં ઘણીજ ભીડ થઇ રહી હતી. 'જર્મન જાસૂસ' ની ધરપકડને લીધે ઘણો ચર્ચાભર્યો મામલો ઉભો થયો હતો. ૧૨ જુરરો બેઠા હતા. અદાલતના દમામની શી વાત કરવી? બ્રિટિશ અદાલતો એને માટે તો પ્રસિદ્ધજ છે. મારા બચાવને માટે કોઇ પણ વકીલ ન હતો. ખુદ કોર્ટ તરફથી એક વકીલ આપવા જણાવવામાં આવ્યું, પણ મેં એવું કહીને તેનો અસ્વીકાર કર્યો કે હું જાણતો પણ નથી કે મારો ગુન્હો શો છે, તો પછી મારે વકીલની શી જરુર? આથી ન્યાયાધીશે કહ્યું, કે કાયદાની દૃષ્ટિએ તમારા લાભ જોવાનું કામ હું કરીશ, અને બેશક તેણે પોતાનું વચન અક્ષરે અક્ષર પાળ્યું. તેણે મને કેટલીએ

વાર સરકારી વકીલની આંટીમાંથી બચાવી લીધો હતો.

પહેલે દિવસે સરકારી વકીલે મારાપર અંગ્રેજી તોપોનો ભેદ જાણવાનો ગુન્હો સાબીત કરવાનો પ્રયત્ન કર્યો; અને તે માટે નૌકાખાતાના છેક એડમિરલ સાહેબ સુધીનાં માણસોની સાક્ષી પુરાવવામાં આવી હતી. નિઃસંદેહ મેં તોપોનો ભેદ મેળવ્યો હતો અને તે પણ એડમિરલ સાહેબનાજ અમલદારોને મળનારી સ્ત્રીઓદ્વારા. પરંતુ મેં ઉલટ તપાસમાં એડમિરલ સાહેબને તોડી નાખ્યા, અને છેવટ તેમને કહેવું પડયું કે તોપોના સંબંધમાં ખુલ્લી અદાલતમાં કંઇ પણ કહી શકાય એમ નથી; કારણ કે તેથી સામ્રાજ્યને હાનિ પહોંચવાનો ભય રહે છે.

બીજે દિવસે 'બરોજ વેલકમ' વાળો પત્ર રજુ થયો. તેનો સાર આ પ્રમાણે હતો—"વ્યાપારની સફળતા જાણીને આનંદ થયો. નમૂનો જલદી મોકલશો. પત્તો નથી. બીજું કામ ઘણું ઉપયોગી છે, તો પણ અમારી પેઢી તમને ૧૦૦ પૌંડથી વધારે આપી શકે એમ નથી." વ્યાપાર એટલે હું જે કામ કરી રહ્યા હતો તે. નમૂનો મંગાવ્યો હતો તે ૧૪ ઇંચની તોપના દારુનો. બીજું કામ હતું એક અંગ્રેજ અમલદારને લાંચ આપીને ફોડવાનું અને તેને માટે ૧૦૦ પૌંડ માસિક આપવાના હતા. સરકારી વકીલે બહુએ અર્થ કાઢયા પણ પરિણામ મેં ધાર્યું હતું તેવુંજ આવ્યું, અર્થાત્ જ્યુરીએ વકીલની દલીલ ઉપર કંઇ પણ ધ્યાન આપ્યું નહિ. કેસનું આવું પરિણામ જોઇને હું ઘણો રાજી થઇ ગયો. પણ એટલામાં કોઇ માણસે સરકારી વકીલને એક કાગળ આપ્યો. એ કાગળને જોતાંજ હું અધમુઓ થઇ ગયો. મારી ખાત્રી થઈ ગઈ કે હવે આવીજ બન્યું. અદાલતમાં તે કાગળ રજુ કરવામાં આવ્યો.

વકીલે કહ્યું, આ કાગળ ઇંગ્લાંડને માટે એક મહા ભયંકર

ચીજ છે. ખરી રીતે વાત પણ તેવીજ હતી. એક નોટબૂકનાં બે પાનાંપર દુરબીનની મદદથી મેં ઇંગ્લાંડના તમામ જહાજોનાં નામ અને નંબર એટલા નાના અક્ષરોથી લખ્યાં હતાં કે ઉત્તમ દુરબીન વિના તે વાંચી શકાવાં પણ અસંભવિતજ હતાં. લગભગ દશ હજાર નામ હશે! એમાં નૌકાસૈન્યને લગતી અન્ય વાતોના પણ સાંકેતિક શબ્દો લખેલા હતા. એ નંબરો અને શબ્દોમાંજ હું જર્મનીને નૌકા-સૈન્યને લગતી વાતોના તાર મોકલતો હતો. એ કાગળ પકડાઇ જવાથી હું નિરાશામાં ડૂબી ગયો, તો પણ છેક હતાશ થઇ ગયો ન હતો. જજમેંટ ( ફેંસલો ) સંભળાવાય તે પહેલાં મેં અન્ય દિવસોની પેઠે બેપરવાઇથી મારો નાસ્તો લીધો. ચૂકાદો અપાય તે પહેલાં એક બીજી વાત બની. એક અંગ્રેજ ઉમરાવ મુખ્ય ન્યાયાધીશને મળ્યો. ન્યાયાધીશે તેનો સારો આદર-સત્કાર કર્યો. એ બન્ને વચ્ચે બે મિનિટ સુધી ધીમે ધીમે કંઇક વાતચીત થઈ. અંતે ન્યાયાધીશે હુકમ સંભળાવ્યોઃ-" સઘળી વાતોપર વિચાર કરીને કોર્ટ તમને ૧૮ માસની સજા ફરમાવે છે."

મારા મોંપર જરા આનંદ પ્રસર્યો. ક્યાં ૭ વરસ અને ક્યાં ૧૮ માસ! સઘળાને આ ફેંસલાથી ઘણું આશ્ચર્ય થયું.

મને ગ્લાસગોની જેલમાં મોકલી દેવામાં આવ્યો. ત્યાં મારી સગવડને માટે ઘણું ધ્યાન આપવામાં આવતું હતું. હું સમજી ગયો કે એ સઘળું મતલબસરજ થઇ રહ્યું છે. કેદખાનાવાળાઓ પોતાની મતલબનો ચરખો ફેરવ્યા કરતા હતા. તેમની વાતોનો સાર એ હતો, કે "અરે, અહીં પડયા પડયા શા માટે સડો છો? નીકળી કેમ જતા નથી?" હું કંઇક સમજી તો ગયો પણ ચૂપ રહ્યો. કેદમાં પડયા પછી પાંચ અઠવાડીએ જેલનો ગવર્નર એક લશ્કરી અમલદારને મારી પાસે તેડી લાવ્યો. તેણે મને પૂછ્યું,—" કેમ, કોઈ જાતનું દુઃખ તો

નથીને ?" મેં ઉત્તર આપ્યો, "મને ફરિઆદ કરવા જેવું કંઇ પણ કારણ નથી."

"કેદથી તકલીફ તો પડતી હશે ?"

"એ તો ઠીક છે, પણ કમાન સાહેબ, હું એક દાર્શનિક છું, એટલે એ સઘળી વાતો ભાગ્યની છે."

તે બોલ્યો, "અરે ! તમે કેવી રીતે જાણી ગયા કે હું કમાન છું!"

"આપ જાણો છો ? મેં જિંદગીભર એવુંજ કામ કર્યું છે !"

મારો આ જવાબ સાંભળી તે હસ્યો. આગળ વાતચીત જારી રહી. અંતે તેણે કહ્યું, "અત્યાર સુધી તમે જર્મનીને માટે કામ કર્યું છે તો હવે અમારું શા માટે નહિ કરો ?"

મેં ઉત્તર આપ્યો, "કેવળ પૈસાને ખાતર કે છુટકારો મેળવવાને માટેજ પોતાના માલિકની વિરુદ્ધ કામ કરવું એ મારા જેવાને માટે યોગ્ય નથી."

તેણે કહ્યું, "પરન્તુ અમને નવાઇ લાગે છે. (જરા થોભીને) શું આ નામની સજાથી તમને આશ્ચર્ય લાગતું નથી ?"

મેં કહ્યું, "મને કોઈ પણ વાતમાં આશ્ચર્ય થતુંજ નથી."

તે બોલ્યો, "પણ ધારો કે અમે તમને સિદ્ધ કરી આપીએ કે તમારા માલિકે તમને જાણી-બુઝીને પકડાવી દીધા છે, તો ?"

મને આ વખતે પણ આશ્ચર્ય થયું નહિ, કારણ કે એ વિષે મને પહેલેથીજ સંદેહ પડી ચૂકયો હતો, પરંતુ મેં જવાબ દીધો, "જો એમજ હોય તો હું આપનું કામ કરવા સંબંધે વાતચીત કરી શકીશ; પણ જ્યાં સુધી હું કારાગૃહની કોટડીમાં પૂરાએલો છું ત્યાં સુધી મારાથી કશું પણ બની શકે એમ નથી."

કપ્તાન બોલ્યો, "સારી વાત, હમણાંજ બધું ઠીક થઇ જશે. હું જાઉં છું, અને જલદીજ પાછો આવીશ."

કેદમાં હું બહુ શાંતપણે રહેતો હતો, કમાન સાથે પણ મેં દૃઢતાથી વાત કરી હતી; પરન્તુ તેમ કરવામાં મારા હૃદયને ઘણું જોર પહોંચતું હતું. બીજે અઠવાડીએ રોબિન્સને મને જેલના ગવર્નરની ઑફિસમાં બોલાવ્યો. તેણે કહ્યું, "હું એ વાતની સાબીતી આપી શકું એમ છું, કે જર્મનીએ તમને જાણી-બૂઝીને અમારા હાથમાં સપડાવી દીધા છે. હજી તમારી સજાના ૧૬ માસ બાકી છે. એ ૧૬ માસ ક્યાં તો કેદમાં ગુજારો કે ક્યાં તો એ દરમિયાન અમારી નોકરી સ્વીકારો, ચ્હાય તે કરો."

તેણે મુદ્દાઓ રજૂ કર્યા અને તેપરથી મારી ખાત્રી થઇ ગઇ કે જર્મનીને લીધેજ હું અહીં પકડાઈ ગયો છું. જર્મની મને ભયંકર સમજવા લાગ્યું હતું, કારણ કે હું તેના ઘણાખરા ભેદ જાણી ગયો હતો, તેથી મને સાત વરસ સુધી જેલની હવા ખવડાવવાની તેણે બાજી ખેલી હતી. મેં રોબિન્સનની વાત સ્વીકારી લીધી, સઘળી વાતો ગુપ્ત રાખવાને માટે મને ગુપચૂપ લંડન રવાના કરી દેવામં આવ્યો, ત્યાં હું કેદમાંથી છૂટો થયો.

રોબિન્સન મને એક બંધ કવર-જેમાં કેટલીક નોટો અને આગળ કામ કરવાની સમજૂતીનો પત્ર હતો-તે આપીને ચાલ્યો ગયો. હું એક હોટેલમાં જઇને ઉતર્યો, કવરમાંથી દશ પૌંડની એક નોટ મળી, તે દિવસે રોબિન્સન મને ડાઉનિંગ સ્ટ્રીટમાં લઇ ગયો. 'ડાઉનિંગ સ્ટ્રીટ' નાં રજીસ્ટરપર મારી સહી થયેલી તે હજી સુધી મોજૂદ હશે, જેમની ઇચ્છા થાય તેમણે ત્યાં જઇને જોઈ લેવી. તેમં મારું નામ મેં "ટ્રેન્ટન સ્નેલ" લખ્યું હતું.

અહીં સહી કર્યા પછી ૨૦ મિનિટે મને ઇંગ્લાંડના પરદેશ ખાતાના પ્રધાન સર એડવર્ડ ગ્રેની સામે ખડો કરવામાં આવ્યો સર એડવર્ડ ગ્રે ઘણોજ કાબેલ માણસ છે. તેના મનની વાતો જાણવ

ઘણીજ મુસ્કેલ છે. તેણે મને **જર્મની**ના સંબંધમાં ઘણાજ આડા-અવળા સવાલો પૂછ્યા. મારા ધારવા પ્રમાણે આ સવાલોથી તે **જર્મની**, **ઇંગ્લાંડ** અને **ફ્રાંસ**ની અમુક અમુક બાબતોમાં તુલના કરવા માગતો હતો. તેણે ઉલટાવી ઉલટાવીને અનેક પ્રશ્નો કર્યાં પણ મારી ચાલાકીથી તેને અધિક સફળતા મળી શકી નહિ.

એ પછી ત્યાંથી હું વિદાય થયો—હવે મને કામ સોંપાઈ ગયું અને હું તે બજાવવા પણ લાગ્યો. એક કામને માટે મારે અમેરિકા આવવું પડયું ત્યારથી હું **ન્યૂયોર્ક**માં બેઠો છું, અને અહીંથી મેં મારી નોકરીનું રાજીનામું લખી મોકલ્યું છે.



# મૂળ લેખકનું નિવેદન

**પ્રિયદેશબન્ધુ !**

આજે હું 'ફિજીદ્વીપમાં મારાં ૨૧ વર્ષ' નામનું પુસ્તક લઇને આપની સેવામાં ઉપસ્થિત થાઉં છું. આ ક્ષુદ્ર પુસ્તકમાં ફિજીની વાસ્તવિક સ્થિતિની આલોચના કરવાનો પ્રયત્ન મેં કર્યો છે. જો કોઈ યોગ્ય મનુષ્યે ત્યાંનો વૃત્તાંત આપને કહ્યો હોત તો તે બહુ રુડી વાત હતી, પરન્તુ ખેદની વાત છે કે એવો યત્ન કોઈ સુયોગ્ય વ્યક્તિએ કર્યો નથી. આમ હોવાથી પોતાની અલ્પમતિ અનુસાર ત્યાંની થોડી-ઘણી હકીકત નિવેદન કરવાનું મેં પોતેજ ઉચિત માન્યું છે.

કેટલાક એવા લોકો પણ હશે કે જેઓ એ વાત જાણવા માટે ઉત્સુક હશે કે ફિજીમાં આપણ ભારતવાસી ભાઇઓ શું કરે છે? એમની સાથે કેવું વર્ત્તન રાખવામાં આવે છે? એમની ધાર્મિક, નૈતિક અને આર્થિક સ્થિતિ કેવી છે? આવી બાબતો જાણવા ઇચ્છનાર લોકોની સેવામાં આદરપૂર્વક આ પુસ્તક અર્પણ કરવામાં આવે છે.

પોતાના જીવનની ખાસ ખાસ ઘટનાઓનું વર્ણન કરવાની જે ધૃષ્ટતા મેં કરી છે તે આત્મશ્લાઘાના લક્ષ્યથી નહિ, પણ કેવલ એજ ઉદ્દેશથી કે ડિપોવાળાની ધૂર્તતા સર્વસાધારણની સમજમાં આવી જાય.

પ્રથમ તો હું અતિસામાન્ય મનુષ્ય છું, તેમજ કાંઈ વધુ ભણેલ-ગણેલ પણ નથી, અને વળી ડિપોવાળાની દુષ્ટતાને લીધે મારા જીવનનો ઉત્તમ ભાગ મજૂરી કરવામાંજ વીત્યો છે; તો આશા છે કે સુજ્ઞ વાંચકો આ બાબતનો વિચાર કરી ભૂલો માટે ક્ષમા આપશે.

ફિરોઝાબાદ ભારતી ભવનનો હું ઘણો આભારી છું કે જેના સભાસદોએ આ પુસ્તક (હિન્દી ભાષામાં) લખવામાં તથા પ્રકાશિત કરવામાં ખાસ સહાયતા અપાવી છે.

નિવેદક

**તોતારામ સનાઢ્ય.**

# મારો સંક્ષિપ્ત જીવન વૃત્તાંત

મારો જન્મ ઇ. સ. ૧૮૭૬ માં **હિરનગૌ** ( ફિરોઝાબાદ ) માં **સનાઢ્ય** કુલમાં થયો હતો. મારા પિતા પંડિત રેવતીરામ સને ૧૮૮૭ માં દેવલોક પામ્યા; અને હું, મારી મા, મારા ભાઇ **રામનાથ** અને દુર્ગાપ્રસાદ અનાથ થઇ પડયાં. મારા પિતાજી ઘરેણાં વગેરે મળીને સુમારે ચાર હજાર રૂપીઆની દોલત મૂકી ગયા હતા, પરંતુ તે સઘળી એક વરસમાંજ ઉડી ગઇ કેમકે જે શેઠીઆઓને ત્યાં ઘરેણાં ગીરો મૂકીને અમે રૂપીઆ ઉપાડયા હતા તેમણે બહુજ ઓછી કિંમતે તે ખંડી લીધાં; આથી ૪૦૦૦ નાં ઘરેણાં ઘણાજ થોડા વખતમાં ખરચાઇ ગયાં. દરિદ્રતાના તે દિવસો હજી પણ મને યાદ છે; અને જ્યારે જ્યારે તેની કલ્પના મારી સામે ખડી થાય છે ત્યારે ત્યારે મારા હૃદયપર દુઃખની ઘટા છવાઇ જાય છે. હા ! નિર્ધનતા ઘણીજ દુઃખદાયક છે.

મારો મોટો ભાઇ **રામલાલ** આ દુઃખોથી ત્રાસ પામીને કલકત્તા ચાલ્યો ગયો; અને ત્યાં ૮ રૂપીઆના મહીનાથી રાલી બ્રધર્સને ત્યાં નોકરીએ રહ્યો. મારી માતા આ નિર્ધનતાથી ઘણુંજ દુઃખ પામતી હતી. રૂા. ૮ ના મહીનામાં મારો ભાઇ પોતાનો ખર્ચ નિભાવતો અને તે ઉપરાંત થોડું ઘણું બચાવીને ઘેર પણ મોકલતો. એ વખતે હું **હિરનગૌની** એક પાઠશાળામાં ત્રીજા ધોરણમાં પંડિત કલ્યાણપ્રસાદ પાસે ભણતો હતો. મારી માતા મને વારંવાર કહ્યા કરતી કે, "બેટા ! હવે તો ઉદરનિર્વાહનો કોઇ પણ રસ્તો શોધવો જોઇએ." માતાનું દુઃખ મારાથી જોઇ શકાયું નહિ; તેથી સને ૧૮૯૩ માં હું નોકરીને માટે ઘરમાંથી પગપાળો ચાલી નીકળ્યો. તે વખતે મારી પાસે કુલ સાત આનાના પૈસા હતા. માર્ગમાં અનેક સંકટો

વેઠતો વેઠતો હું સુમારે ૧૯ દિવસે પ્રયાગ પહોંચ્યો. બસ, અહીંથીજ મારા ક્ષુદ્ર જીવનની દુઃખદ કથાનો આરંભ થાય છે.

પ્રયાગમાં પહોંચ્યા પછી મેં ભાગીરથીમાં સ્નાન કર્યું. એ પછી દારાગંજના બચ્ચા નામના એક આહીર સાથે મારો મેળાપ થઈ ગયો. તેને મારો સઘળો વૃત્તાંત સાંભળીને ઘણી દયા આવી; અને મને પોતાને ત્યાં લઇ ગયો. હું લગભગ બે મહીના તેને ત્યાં રહ્યો હતો. તેણે મારી સાથે જે માયાળુ વર્તન રાખ્યું હતું તે હું જિંદગીભર ભૂલીશ નહિ. તીર્થરાજ ( પ્રયાગ )માં રહેતાં ઘણા દિવસ વીતી ગયા છતાં મને નોકરી મળી નહિ, એટલે મેં પાછા ઘેર ચાલ્યા જવાનો વિચાર કર્યો; પરંતુ બીજીજ ક્ષણે મને એમ લાગ્યું કે હમણાં ઘેર જઇશ તો માતાનું દુઃખ મારાથી જોઈ શકાશે નહિ. તેને કાંઈ પણ મદદ નહિ કરી શકવા ઉપરાંત કેવળ બોજારૂપ થઈ પડવું ઠીક નથી. એક તરફ માતાનો પ્રેમ મને ઘર તરફ ખેંચી રહ્યો હતો, અને બીજી તરફ તેના દુઃખની સ્મૃતિ ત્યાં નહિ જતાં કોઇ પણ સ્થળે નોકરીએ રહી જવાની પ્રેરણા કરી રહી હતી. આ પ્રમાણે હું મનની બન્ને સ્થિતિ અનુભવી રહ્યો હતો.

એક દિવસ પોલીસ ચોકી પાસેના મેદાનમાં હું પૈસા સંબંધી ફિકરમાં નિમગ્ન થઇને બેઠો હતો, એટલામાં એક અપરિચિત માણસ મારી પાસે આવ્યો. તેણે મને પૂછ્યું: " શું તમે નોકરી કરવા ચાહો છો ? " મેં કહ્યું:–" હા. " તેણે જવાબ આપ્યો: " ઠીક, હું તમને ઘણી સારી નોકરી અપાવીશ કે જેથી તમારો જીવ ખુશ થઇ જાય." મેં કહ્યું: હું "નોકરી તો કરીશ પણ તે છ મહીના કે વરસ દહાડાથી વધારે વખતની નહિ. " તેણે કહ્યું: " બહુ સારૂં, કંઈ હરકત નહિ, જ્યારે તમારી ઇચ્છા થાય ત્યારે છોડી દેજો. ચાલો જગન્નાથજીનાં દર્શન તો કરી લઇએ. " હું તે વખતે પરિપક્વ બુદ્ધિનો ન હતો, એટલે તેની વાતોમાં ફસાઈ પડ્યો.

વાચકગણ! હા! આજ પ્રમાણે ફસાઈ પડીને હજારો ભારતવાસી જન્મપર્યંત દુઃખ ભોગવતા રહે છે. મારા સુશિક્ષિત દેશબંધુઓ! શું તમે એક દિવસ પણ તમારા એ ભાઇઓને માટે જરા પણ વિચાર કર્યો છે? શું તમારા હૃદયમાં એ દુઃખી બંધુઓ માટે જરા પણ દુઃખ થયું છે? શું આ સુજલા સુફલા માતૃભૂમિનાં સંતાનોને મજુરોની ભરતી કરનાર આડતીઆઓની દુષ્ટતાથી દૂર દેશોમાં ચઢાવી દેવાય છે તે વિષે તમે કંઈ પણ સાંભળ્યું છે? શું એ લોકોનો આર્તનાદ સાંભળીને તમારૂં હૃદય ભેદાઇ જતું નથી? ધ્યાનમાં રાખવું જોઇએ કે કેવળ આપણુંજ પેટ ભરી લેવું એટલુંજ આપણું કર્ત્તવ્ય નથી.

**यस्मिञ्जीवति जीवन्ति बहवः सोऽत्र जीवतु ।**
**वयांसि किं न कुर्वन्ति चञ्च्वा स्वोदरपूरणम् ॥**

હવે મારી કથા આગળ ચલાવીશ. પેલો દલાલ છળ કરીને મને પોતાને ઘેર લઇ ગયો. ત્યાં એક ભાગમાં લગભગ ૧૦૦ પુરુષ અને બીજામાં સુમારે ૬૦ સ્ત્રીઓ બેઠેલી મારા જોવામાં આવી. કેટલાંક માણસો લીલાં લાકડાંથી રસોઈ કરી રહ્યાં હતાં, અને ચૂલો ફૂંકતાં હેરાન હેરાન થઈ જતાં હતાં. પેલા માણસે મને એક મેજપર બેસાડ્યો. પેલી સ્ત્રીઓને જોતાં મને વિચાર થયો કે આ પુરુષો તો નોકરી કરવાને જતા હશે, પણ બિચારી આ સ્ત્રીઓ ક્યાં જવાને માટે આવી હશે? પરન્તુ તે વખતે ત્યાં એ સ્ત્રીઓ સાથે વાતચીત કરવાની સખત મનાઈ કરવામાં આવી હતી, એટલે નાચાર! વળી ત્યાંથી કોઈ પણ માણસ બહાર આવી શકતું નહિ કે કોઈ બહારથી અંદર પણ જઈ શકતું નહિ.

પેલા એજંટે મને કહ્યું: "તમે અહીં ભાત રાંધી લો, હું તમને ચોખા આણી આપું છું." મેં કહ્યું: "મને ભાત રાંધતાં આવડતું

નથી; આ બ્રાહ્મણ રસોઇ બનાવે છે તેની સાથે હું ખાઇ લઇશ.” એ વખતે પેલો એજંટ, સઘળા લોકોને સમજાવવા લાગ્યો, કે “જુઓ ભાઈ! જ્યાં તમે નોકરીએ જવાના છો ત્યાં તમને આવું કંઇ પણ દુ:ખ વેઠવું પડશે નહિ, ત્યાં કોઈ પણ વાતની તકલીફ રહેશે નહિ. સારી પેઠે પેટ ભરીને શેરડી અને કેળાં ખાવાનાં મળશે અને ચેન-બાજી ઉડાવશો.”

તે પછી ત્રીજે દિવસે પેલો એજંટ અમને સઘળાંને મેજીસ્ટ્રેટ પાસે લઇ જવાની તૈયારી કરવા લાગ્યો. સ્ત્રી પુરુષ મળીને કુલ ૧૬૫ માણસો હતાં. સઘળાંઓને બંધગાડીમાં બેસાડવામાં આવ્યાં અને સુમારે અર્ધા કલાકે અમે કચેરી આગળ આવી પહોંચ્યાં. પેલા આડ-તીઆએ અમને સૌને પહેલેથીજ કહી મૂક્યું હતું, કે સાહેબ તમને નોકરીએ જવા સંબંધે જે કંઇ પૂછે તેનો હકારમાંજ જવાબ દેજો. જો કોઇએ ના પાડી તો તેનાપર ફરિઆદ માંડવામાં આવશે, અને તેને જેલમાંજ જવું પડશે. એક પછી એક સઘળા લોકોને મેજીસ્ટ્રેટ સામે લાવવામાં આવ્યા. મેજીસ્ટ્રેટ દરેકને પૂછતા, “કેમ, તમે ફિજી જવાને રાજી છોને?” પણ તેઓ ફિજી ક્યાં આવેલું છે? ત્યાં શું કામ કરવું પડશે? અને કામ નહિ કરવાથી કેવી સજા ભોગવવી પડશે? તે સંબંધે કશું પણ કહેતા ન હતા. મેજીસ્ટ્રેટ સાહેબે ૧૬૫ માણસોની દફતરી નોંધ—રેજીસ્ટ્રેશન—૨૦ મિનિટમાંજ પતાવી દીધી! આ ઉપરથી વાચક અનુમાન કરી શકશે કે તેઓ સાહેબ જેમ બને તેમ વહેલા આ પીડામાંથી છૂટવા માગતા હતા; નહિ તો આ કામ આટલું બધું જલદી કેવી રીતે થઈ શકે?

અહીંથી લઈ જઇને અમને સઘળાંને આગગાડીમાં ભરવામાં આવ્યાં. એ ટ્રેન સ્પેશિઅલ હતી અને વચમાં કોઇ પણ સ્થળે નહિ રોકાતાં સીધી હાવરા (કલકત્તાનું સ્ટેશન) જવાની હતી. અમને

બહારના કે અંદરના કોઈ પણ માણસ સાથે વાતચીત કરવા દેવામાં આવતી ન હતી. હાવરા સ્ટેશનથી સઘળા લોકોને બંધગાડીમાં બેસાડી ડેપોમાં લઈ જવામાં આવ્યા. ત્યાં ઇમિગ્રેશન અમલદારે અમને સૌને એક હારમાં ઉભા રાખ્યા અને કહ્યું: "તમે ફિજી જાઓ છો. ત્યાં તમને બાર આનાનો રોજ મળશે અને પાંચ વર્ષ સુધી ખેતીનું કામ કરવું પડશે. જો તમે ત્યાંથી પાંચ વર્ષ પછી પાછા ફરશો તો પોતાના ખરચે આવવું પડશે, અને દશ વર્ષ પછી નીકળશો તો ભાડું સરકાર આપશે. તમે ત્યાંથી ઘણાક રૂપીઆ કમાઇ લાવી શકશો. રોજના બાર આનાજ નહિ પણ તે કરતાંએ વધારે કમાશો; અને ઘણા આનંદથી રહી શકશો. ફિજી શું છે? તે એક સ્વર્ગજ છે." આ પ્રમાણે તેણે અનેક ગળી ચોપડી વાતો કહી. અમે અજ્ઞાન લોકો પહેલેથીજ કંઇક તો ભોળવાઇ ગયા હતા, અને રહ્યા સહ્યાને આ અમલદાર સાહેબે પૂરા ભમાવ્યા. તેમણે અમને પૂછ્યું હતું, કે "તમારામાંના કોઈની પાસે કંઈ પૈસા તો નથીને?" પેલો દલાલ જે સાહેબની પાછળ ઉભો હતો તેણે અમને હાથના ઇશારાથી જણાવ્યું, કે એ સંબંધે તમારે કંઈ કહેવું નહિ. હું હમણાજ તમારી ચીજો તમને સોંપી દઇશ. પરંતુ સાહેબના જતાંજ તે પણ ચાલ્યો ગયો. પછી કોણ આપે, અને કોણ લે? કેટલાંએ માણસોનાં વાસણ-કુસણ, કપડાં-લત્તાં અને પૈસા-ટકા તે એજંટ પાસેજ રહી ગયાં.

જ્યારે અમલદાર સાહેબ અમને આ પ્રમાણે સમજાવતા હતા ત્યારે મારા મનમાં એક શંકા ઉત્પન્ન થઇ. મને લાગ્યું કે પાંચ વર્ષ તો બહુજ વધારે છે. ફિજી જઇને કોણ જાણે કેવું સખત કામ કરવુ પડશે, અને તે ન થાય તો કેટલો માર ખાવો પડશે? આવા વિચારથી મેં જણાવ્યું: "હું ફિજી જવા રાજી નથી, મેં ખેતીનું કામ કદી પણ કર્યું નથી, મારા હાથ તરફ તો જુઓ, એનાથી ખેતીનુ

કામ થઇ શકશે નહિ, હું ફિજી જઇશ નહિ." એ સાંભળીને તે અમલદારે મને એ બંગાળી બાબુઓને હવાલે કર્યો, અને તેમને કહ્યું કે, "આને સમજાવો." મેં તેમને પણ નાજ પાડી, અને કહ્યું: "મારો ભાઇ અહીં કલકત્તામાં કોઇએક મહોલ્લામાં રહે છે, મને તેને મળી લેવા દો. પછી જે થશે તે જોઇ લેવાશે." પણ સાંભળેજ કોણ? ઉલટા હવે તો ચોકીદાર મારી સાથે ને સાથે રહેવા લાગ્યા. હું સમજાવવામાં આવ્યા છતાં કોઇ પણ રીતે રાજી થયો નહિ, એટલે મને એક કોટડીમાં પૂરી દેવામાં આવ્યો. હું એક દિવસ અને એક રાત એજ કોટડીમાં ભૂખ્યો-તરસ્યો પડી રહ્યો. અંતે મારે લાચાર થઇને કહેવુંજ પડ્યું, કે 'હું ફિજી જવાને ખુશી છું.' શું કરૂં? ત્યાં કોઇ પોતીકું માણસ પણ ન હતું કે જેને મારો દુઃખદ વૃત્તાંત સંભળાવું.

જ્યારે મને કોટડીમાંથી બહાર કાઢવામાં આવ્યો ત્યારે મારા જોવામાં આવ્યું કે ચમાર, સાળવી, બ્રાહ્મણ ઇત્યાદિ સઘળી નાતનાં માણસોને જબરદસ્તીથી એકજ સ્થળે બેસાડીને જમાડવામાં આવે છે. લગભગ સઘળાંઓને માટીનાં એંઠાં-જૂઠાં વાસણોમાં જમાડ્યાં અને પાણી પણ તેણેજ પાયું. કોઇએ જરા પણ ચૂંચાં કર્યું, કે બસ માર! બીજી વાતજ નહિ! મેં આવી વ્યવસ્થા જોઇને કહ્યું: "ચાહે તો ભૂખે મરી જઇશ પણ હું આ લોકો સાથે ભોજન કરી શકીશ નહિ." પેલા અમલદારે કહ્યું: "બેલાશક, મરી જા, કંઇજ હરકત નથી. તને નદીમાં ફેંકી દઇશ." છેવટે મને કહેવામાં આવ્યું કે તારે દરરોજ ભંડારીની સાથે જમવું.

અમારી પાસે જે કંઈ સારાં સારાં કપડાં હતાં તે સઘળાં ધોવાને બહાને લઇ લેવામાં આવ્યાં, અને તે પછી એક ભંગી સ્નાન કરાવવા માટે અમને સઘળાંને ઘાટ પર લઈ ગયો.

અમને સઘળાંને સાબુનો એક એક ટુકડો આપવામાં આવ્યો.

બિચારા ઘણાક ભોળા ભલા માણસો તો આપણે દૂરથી આવ્યા છીએ માટે જલપાન માટે મિઠાઇ આપવામાં આવી છે એમ સમજ્યા,* અને તેમાંના કેટલાક તો તે ખાવા પણ મંડી ગયા; પણ પાછળથી થૂ થૂ કરી ઉઠયા. વાચક ! બિચારાં કેવાં અજ્ઞાન અને ભોળાં માણસોને એજંટો ભમાવીને લઈ જાય છે. તે આ ઉપરથી માલૂમ પડી આવશે. એ બિચારાઓ સાબુને પણ બરફી સમજે છે ! કેટલું અજ્ઞાન ! જેઓ અમારા ધર્મસ્તંભ અને ધર્મધુરંધર બન્યા છે તથા શહેરોમાંજ ભાષણો આપી આપીને પ્લેટફોર્મ ઘસી રહ્યા છે, તેઓએ આ રંક બુદ્ધિના, ગામડાંઓમાં વસનાર લોકો ઉપર શું કદી પણ કૃપાદષ્ટિ કરી છે ? શું એમનાં ગંદાં ગામોમાં ઘુમીને એમના ઉદ્ધાર માટે પ્રયત્ન કરવાનું કર્ત્તવ્ય કોઇ પણ સમજ્યા છે ? શહેરોમાં તો દરરોજ નવા નવા ઉપદેશકો ઉભરાતા જાય છે, પણ બિચારા ગામડીઆઓને માટે ઉપદેશ કરનાર દુર્લભ છે, અને તેથીજ તેઓ સાબુને પણ બરફી સમજતા રહ્યા છે.

જ્યારે વહાણપર ચઢવાને બે ત્રણ દિવસ બાકી રહ્યા ત્યારે અમારા સઘળાની દાક્તરી પરીક્ષા લેવાઇ. પુરુષો તેમજ સ્ત્રીઓની પરીક્ષા સુદ્ધાં પુરુષ ડાક્ટરોએજ લીધી. તે પછી પહેરવાને માટે કેદીઓના જેવાં પહેરણ, ટોપી અને પાયજામા આપવામાં આવ્યાં; તેમજ પાણી પીવાને ટીનના લોટા, જમવાને માટે ટીનની થાળી અને સામાન રાખવાને માટે એક એક નાનો સરખો કોથળો એટલું અપાયું.

## વહાણપરની હકીકત

પછી અમારાં નામ પોકારાયાં અને અમને સર્વને વહાણપર ચઢાવી દેવામાં આવ્યાં. એ સમયે ૫૦૦ ભારતવાસીઓ પોતાની માતૃભૂમિ છોડીને કેદી અથવા ગુલામની સ્થિતિમાં ફિજી તરફ જઈ

* બંગાળા તરફ પાણી આપતાં પહેલાં કંઇક મિઠાઇ આપવાનો રિવાજ છે. અનુવાદક.

રહ્યા હતા. હા ! કોણુ જાણતું હતું કે ત્યાં જઇને અમારે અસંખ્ય દુઃખો સહેવાં પડશે ! એ વખતે અમારામાંનાં કેટલાંએ માણુસો પોતાનાં માબાપ, ભાઇબેન વગેરેનો પ્રેમ સાંભરી આવતાં આંસુની ધારાઓ વહેવડાવતાં હતાં; પરંતુ તેમના દુઃખની વાત સાંભળનાર ત્યાં કોઇજ ન હતું. જે લોકો બંગલાઓમાં શીતળ હવા ખાતા પડયા રહે છે, અને જેમના જીવનનો ઉદ્દેશ '**Eat, drink and be merry**' " ખાવું, પીવું અને મોજ ઉડાવવી " એટલોજ છે, તેઓને આ બિચારા ૫૦૦ ભારતવાસીઓની દુર્દશાની ક્યાંથી ખબર હોય ? એ તો જેમણે "**परोपकाराय सतां विभूतयः**" નેજ પોતાના જીવનનો મહામંત્ર બનાવી લીધો હોય તેમનુંજ ધ્યાન તેમનાં દુઃખો તરફ ખેંચાય.

વહાણુમાં અમને દરેકને ૧॥ ફીટ પહોળી અને ૬ ફીટ લાંબી જગ્યા આપવામાં આવી. આટલી જગ્યા એક માણુસને કેવી રીતે પૂરતી હોઇ શકે તેનો તમે પોતેજ ખ્યાલ કરી શકશો. અમારામાંના કેટલાકે જણાવ્યું કે, આટલી જગ્યામાં અમારાથી રહી શકાય એમ નથી. ત્યારે ગોરા ડાકટરે પોકારીને કહ્યું: "સાલા, તુમકો રહના હોગા." જ્યારે અમે સઘળા પોતપોતાની જગ્યાએ બેસી ચૂકયા ત્યારે દરેક જણુને ચાર ચાર બિસ્કીટ અને અર્ધો અર્ધો અધોળ ખાંડ આપવામાં આવી. અમને જે બિસ્કીટ આપવામાં આવ્યાં હતાં તેને ગોરા લોકો 'ડૉગ બિસ્કીટ' કહે છે, અને તે કૂતરાને ખવડાવવાના કામમાં આવે છે. હા પરમાત્મન્ ! શું અમે ભારતવાસીઓ અને કૂતરાં સરખાંજ ? બિસ્કીટના સંબંધમાં પૂછવુંજ શું ? તે એટલાં બધાં સખ્ત હતાં કે જોરથી મૂક્કો મારીએ ત્યારેજ તૂટે અને પાણીમાં પલાળી રાખીએ ત્યારેજ ખાઈ શકાય. લગભગ ચાર વાગ્યે વહાણુ હંકારાયું. હવે માતૃભૂમિને અમારા આ અંતિમ નમસ્કાર હતા ! ૭ વાગ્યે સૂર્યભગવાન્

અસ્ત થયા. જાણે તેમનાથી અમારૂં દુઃખ જોઈ શકાયું નહિ! રાતના આઠ વાગતાં અમે લોકો સૂઇ ગયા.

પ્રાતઃકાળમાં પહેરેગીરોએ અમને જગાડી દીધા; તે વખતે અમારૂં વહાણુ સમુદ્રમાં ઝોલા ખાતું આગળ ચાલી રહ્યું હતું. ચારે તરફ અથાગ જળ અને ભૂરા આકાશ સિવાય બીજું કશું પણ દેખાતું ન હતું. એ વખતે અમારા હૃદયમાં અનેક ભાવો ઉછળી રહ્યા હતા. જેમ કોઈ સ્વતંત્ર પંખીને પિંજરામાં પૂરવામાં આવે તેમ અમને પણ પૂરવામાં આવ્યા હતા. હા! પરાધીનતા! તું અત્યંત દુઃખજનક છે.

સવાર થતાંજ વહાણુના એક અમલદારે અમારામાંથી કેટલાકને રસોઈ કરવાને માટે અને કેટલાકને પહેરા ભરવાને ચૂંટી કાઢયા, તેમજ કેટલાક જણુને 'ટોપસ'નું કામ કરવાને માટે નિમ્યા. પ્રથમ અમને પૂછવામાં આવ્યું, કે 'ટોપસ'નું કામ કરવા કોણુ કોણુ રાજી છે? અમારા બિચારા ભોળીઆ ભાઇઓ જાણુતા ન હતા કે 'ટોપસ' શી બલા છે? તેથી કેટલાએ માણુસોએ ટોપસનું કામ કરનારની યાદીમાં પોતાનાં નામ નોંધાવ્યાં. પછી જ્યારે વહાણુના અમલદારે તેમને કહ્યું કે, "તમે તમારૂં કામ કરવા માંડો." ત્યારે તેમણે પૂછ્યું કે, "કયું કામ કરીએ?" હુકમ મળ્યો કે, "તમારે જાજરાં સાફ કરવાનાં છે." બધા લોકો મુંઝવણુમાં આવી પડયા. તેમણે એ કામ કરવા ના પાડી, પણુ તેમની પાસે મારી ઠોકીને મેલું ઉપડાવવામાં આવ્યું! આથી આખા વહાણુપર ત્રાહિ ત્રાહિનો પોકાર ફેલાઈ રહ્યો. શું અમારો શિક્ષિત-જન-સમાજ આ દુઃખિત ભાઇઓના આર્ત્તનાદ તરફ ધ્યાન નહિ આપે? આપણા ભાઇઓ વહાણુપર મેલું ઉઠાવે અને આપણે ચુપચૂપ બેસી રહીએ, એ શું આપણે માટે શરમની વાત નથી? આ હજારો બંધુઓનો કરુણુરવ સાંભળીને પણુ જો આપણું હૃદય પીગળે નહિ તો આપણે ખરેખર કર્ત્તવ્યભ્રષ્ટજ છીએ.

વહાણમાં પીવાને માટે દિવસમાં બે વખત એક એક બાટલી પાણી આપવામાં આવે છે; તે પછી કોઈ ભલેને તરસે મરી જતું હોય તોપણ પાણી અપાતું નથી. ખાવાના સંબંધમાં પણ એવીજ હકીકત છે. જ્યાં મચ્છી પકાવાતી ત્યાં ભાત પણ રંધાતો હતો, અને તેજ સૌને ખાવો પડતો. Sea-Sickness દરીઓ લાગવાથી પણ ઘણાંક માણસો પીડાતાં હતાં; કેટલાક તો બિચારા ઉલટી કરી કરીને આ સંસારમાંથી સદાને માટે વિદાય થઇ ગયાં, અને તેમના દેહ સમુદ્રમાં ફેંકી દેવાયા.

આ પ્રમાણે દુઃખે પાપે ૩ મહીના અને ૧૨ દિવસ પછી અમારૂં વહાણ **સિંગાપુર**, **બોર્નિયો** ઇત્યાદિના કિનારે થઇને ફિજી પહોંચ્યું. વાચકોની જાણ માટે અહીં ફિજી વિષે કેટલીક હકીકત લખીશું.

## ફિજીદ્વીપ

ફિજી દ્વીપસમૂહ વિશાળ દક્ષિણ મહાસાગરમાં આવેલો છે. તેની પશ્ચિમે ન્યૂહેબ્રિડીજ છે. એનો ઉત્તર દક્ષિણ વિસ્તાર વિષુવવૃત્ત (ભૂમધ્ય રેખા)થી દક્ષિણે ૧૫° અક્ષાંશથી ૨૨° અક્ષાંશ સુધીનો અને પૂર્વ પશ્ચિમ વિસ્તાર ૧૭૫° રેખાંશથી ૧૭૭° સુધીનો છે. એમાં સઘળા મળીને ૨૫૪ બેટો આવેલા છે. તેમાંના લગભગ ૮૦ ટાપુઓમાં મનુષ્યની વસ્તી છે. ફિજી દ્વીપસમૂહનું ક્ષેત્રફળ ૭,૪૩૫ ચોરસ માઇલ છે; અને સને ૧૯૧૧ ની વસ્તીગણત્રી પ્રમાણે ત્યાંની વસ્તી ૧,૩૯,૫૪૧ માણસની છે. એ દ્વીપોમાંના **વીતીલેવુ** ( Viti Levu ) અને **વનુઆ લેવુ** ( **Vanua levu** ) નામના બે બેટો સૌ કરતાં મોટા છે. એ સિવાય **કન્દાવુ** અને **તબયૂની** નામના ટાપુઓ પણ મોટા છે. અહીંની જમીન ઘણી ફળદ્રૂપ છે, અને તેમાંએ ખાસ કરીને પૂર્વ તરફનો ભાગ વધારે લીલો જણાય છે. અહીં ઘણાક પહાડો પણ આવેલા છે, અને તેમનાં શિખરો હજારો ફીટ ઉંચાં ગયલાં છે.

સમુદ્રકિનારાપર નાળિએરીનાં ઝાડો પુષ્કળ થાય છે. અહીં રતાળુ, શક્કરીઆં અને નારંગી બહુજ જોવામાં આવે છે. પહેલાં તો એ પ્રદેશમાં જાનવર ઘણાંજ ઓછાં હતાં, પણ હમણાં હમણાં ત્યાં પુષ્કળ જાનવરો લાવવામાં આવ્યાં છે. ગાય, બળદ, ઘોડા, બકરાં, જંગલી સૂઅર વગેરે થોડાં ઘણાં જોવામાં આવે છે. તેમજ બતક, કબૂતર તથા પોપટ વગેરે ગરમ પ્રદેશમાં થતાં પંખીઓ પણ ત્યાં નજરે પડે છે. સને ૧૮૬૬ થી ન્યૂઝિલાંડ અને આસ્ટ્રેલિઆમાંથી ઘણાક યુરોપિઅનો આવી આવીને અહીં વસવા લાગ્યા છે.

ઇ. સ. ૧૮૭૪ માં આ દ્વીપસમૂહ બ્રિટીશ સરકારના હાથમાં આવ્યો અને ત્યારથી તે અંગ્રેજ લોકોનું સંસ્થાન કહેવાય છે. ફિજીની રાજધાની સૂવા છે, અને તે **વી**તીલેવુના દક્ષિણ કિનારાપર આવેલું છે. ફિજી સંબંધે આગળ ઉપર વિસ્તારપૂર્વક લખવામાં આવશે.

## બગીચાઓ (Estatis)માં વહેંચણી

ફિજીમાં નુકલાઓ નામનો એક ટાપુ છે. તેમાં પણ એક ડેપો છે. કુલી લોકોને અહીં ઉતારવામાં આવે છે. જેવું અમારૂં વહાણ ત્યાં પહોંચ્યું એટલે તરતજ પોલીસે આવીને તેને ઘેરી લીધું કે જેથી અમે નાશી જવા પામીએ નહિ. અમારી સાથે ત્યાં આગળ ગુલામોના કરતાં પણ ખરાબ વર્તન ચલાવવામાં આવ્યું હતું. લોકોને મોંએ સાંભળીએ છીએ કે જગતના સઘળા સભ્ય દેશોમાંથી ગુલામગીરીનો રિવાજ નાબૂદ થઇ ગયો છે આ વાત ઉપર ઉપરથી તો સાચી લાગે છે, પરન્તુ ખરી રીતે બેશક ભ્રમમૂલકજ છે. શું તમે આ ગિરમિટીઆ પદ્ધતિ ગુલામગીરીના રિવાજ કરતાં ઓછી સમજો છો? ન્યાયશીલ બ્રિટિશ સરકારના રાજ્યમાં આ પ્રથા જારી રહે એ કેટલા ખેદની વાત છે? શું બર્ક અને બ્રાડલો જેવા નિષ્પક્ષ અંગ્રેજો હવે ઇંગ્લાંડમાં નથી રહ્યા?

હવે મૂળ વિષયપરજ આવીશ. થોડીવાર પછી ડાક્તર આવ્યો,

અને તેણે અમારા સઘળાની પરીક્ષા લીધી. સઘળાઓનાં કપડાં એક સાથે હોજમાં નાખીને ગરમ કરવામાં આવ્યાં. દરેક બગીચાવાળાને એજંટ જનરલે અગાઉથીજ ખબર આપી દીધી હતી, કે દરેક જણે આવીને પોતપોતાના કુલીઓને નુકલાઓ ડેપોમાંથી લઇ જવા.

બગીચાવાળાઓએ દરેક માણસ દીઠ ૨૧૦ રૂપીઆ ઇમિગ્રેશન ખાતામાં પહેલેથીજ ભરી દીધા હતા. એજન્ટ જનરલની આજ્ઞા પ્રમાણે તે લોકો નુકલાઓ ડેપોમાં આવ્યા. ત્યાં કુલીઓના સબ એજંટે અમને સઘળાને જુદા જુદા બગીચાઓમાં મોકલી આપવાને જૂદા પાડી નાખ્યા. પછી દરેક જણને બોલાવીને કહ્યું, કે "તું આજથી પાંચ વર્ષને માટે અમુક સાહેબનો નોકર થયો છે." મેં કહ્યું: "હું નોકરી નહિ કરીશ. હું કંઈ વેચાયલો નથી. મારા બાપ કે ભાઇએ કોઇની પાસેથી કંઈ પણ લઇને મને વેચી દીધો નથી. તેમજ મેં પણ કોઈ પાસેથી કશું લીધું નથી." આ પ્રમાણે મેં બે પાંચ કરવા માંડી એટલે તો બે ગોરા સિપાઇએ આવીને મને ધક્કા મારી મારીને વહાણપર ચઢાવી દીધો. આ પ્રમાણે સઘળાઓને જુદે જુદે સ્થળે વહેંચી દેવામાં આવ્યા.

એ બગીચાઓમાં રહેવાને માટે કોટડીઓ મળે છે. દરેક કોટડી ૧૨ ફીટ લાંબી અને ૮ ફીટ પહોળી હોય છે. જે કોઇ પુરુષ સાથે તેની પોતાની સ્ત્રી હોય તેને એવી એક કોટડી આપવામાં આવે છે. નહિ તો સામાન્ય રીતે ત્રણ પુરુષ અથવા ત્રણ સ્ત્રીને રહેવાને માટે એવી એક ઓરડી મળે છે. બતાવવાને માટે તો એવો નિયમ ઘડી મૂકાયો છે કે:—
"Employers of Indian labourers must provide at their own expense suitale dwellings for immigrants. The style and dimension of these buildings are fixed by regulations."—"જે લોકો હિંદી મજુરોને નોકરીમાં રાખશે તેમણે પોતાને ખરચે તે મજુરોને રહેવાને માટે

સગવડવાળાં મકાન પૂરાં પાડવાં પડશે. એ મકાનોની રચના, લંબાઇ, પહોળાઇ, ઉંચાઇ વગેરે કાયદા પ્રમાણે નક્કી કરવામાં આવી છે.”

વાચક ! ત્રણ માણસોને રહેવાને, સૂવા બેસવાને, તેમજ રાંધવા ખાવાને આ ૧૨ ફીટ લાંબી અને ૮ ફીટ પહોળી કોટડી suitable dwelling–સગવડતાભર્યું મકાન છે! પરમાત્મા આવા સગવડવાળા મકાનમાં કોઇને પણ રહેવાનો વખત નહિ આપે! વળી જે ત્રણ માણસો વચ્ચે એ કોટડી આપવામાં આવે છે તેમાંનો એક હિન્દુ, એક મુસલમાન અને એક ચમાર પણ ક્યાં ન હોય, તેની હરકત નહિ ! આવું થતાં બિચારા બ્રાહ્મણની મુશ્કેલીનો પાર રહેતો નથી, અને ઘણું ખરૂં બને છે એવુંજ કે બ્રાહ્મણોને ચમારોની સાથેજ રહેવું પડે છે!

આરંભના છ મહીના સુધી દાણોપાણી બગીચાવાળા તરફથી આપવામાં આવે છે, અને તે બદલ દર અઠવાડિએ ૨ શિલિંગ ૪ પેન્સ પ્રમાણે અમારી પાસેથી કાપી લેવાય છે. દરરોજ ૫૦ તોલા આટો, ૧૦ તોલા અડદની દાળ અને અઢી તોલા ઘી, એ હિસાબે અઠવાડિઆ સુધીનો દાણો એકજ દિવસે એક સામટો મળી જાય છે. જેમને ભારે ભારે પાવડા લઇને દરરોજના દશ દશ કલાક સખત મહેનત કરવાની હોય છે, તેમને ભલા ૨॥ પાશેર* આટો એક દિવસને માટે ક્યાંથી પૂરતો હોઇ શકે ? ૩॥ કે ૪ દિવસમાંજ આખા અઠવાડિયાનો ખોરાક પૂરો થઇ જાય છે, એટલે બાકીના દિવસોમાં ઉપવાસ કરવા પડે અથવા તો કોઇ જૂના હિંદી પાસેથી ઉધારે આટો દાળ મળે તો તે લાવીને પેટ ભરવું પડે.

## કાબૂલી પઠાણોપર અત્યાચાર.

એક વખત એક એજંટે ૫૦ કાબૂલી પઠાણોને ભમાવીને ફિજી ચઢાવી દીધા. ડેપોવાળાએ એ લોકોને જણાવ્યું હતું કે, “તમને પલટનમાં

* શેર=૮૨ તોલા. અનુવાદક.

મોટી મોટી જગ્યા આપવામાં આવશે.” તેઓ ઘણા કદાવર તથા માતેલા હતા; અને લશ્કરમાં નોકરી મેળવવાની ઇચ્છાથીજ ફિજી જવાને રાજી થઇ ગયા હતા; પરંતુ જ્યારે તેઓ ફિજી પહોંચ્યા ત્યારે તેમને કુલીનું કામ કરવું પડયું. વળી તે બિચારાઓને ખોરાક પણ બીજાઓને આપવામાં આવતો તેટલોજ અપાયો. અર્થાત્ ૨ાા પાશેર આટો અને ૦ાા પાશેર દાળના હિસાબે ૭ દિવસનો ખોરાક એક સામટો એકજ દિવસે આપવામાં આવ્યો. તે લોકો ૭ દિવસનો ખોરાક ૪ાા દિવસમાં ચોકખો કરીને બેઠા. પછી જ્યારે તેમને કામ કરવાનું કહેવામાં આવ્યું ત્યારે તેઓ બોલ્યાઃ “ખાવાનું આપો તો કામ થાય.” એ પછી પોલિસને ખબર આપવામાં આવી. પછી પૂછવુંજ શું ? કૉન્સ્ટેબલ અને ઇન્સ્પેક્ટર આવી પહોંચ્યા. બગીચાના ગોરા માલિકે કહ્યુંઃ “જુઓ સાહેબ, આ ૬૦ બદમાશ કુલીઓ અમને મારી નાખવાની અને લૂંટી લેવાની ધમકી આપતા હતા.” કાબુલીઓએ જણાવ્યુંઃ “અમે લોકો ફક્ત ખાવાનુંજ માગીએ છીએ. ખાધા વિના કામપર જઇશું નહિ. એ સિવાય અમે બીજું કંઇ પણ કહ્યું નથી.” પોલિસ ચાલી ગઇ; અને કાબુલીઓ કામપર ન ગયા. ફરીથી પેલા ગોરા બગીચાવાળાએ કાબુલીઓને કામપર જવાને કહ્યું; કાબુલીઓએ આ વખતે પણ તેનો તેજ જવાબ દીધો. ગોરો ફરીથી પોલિસને બોલાવી લાવ્યો. આ વખતે પોલિસે તે બિચારા હથિયાર વિનાના કાબુલીઓપર ગોળી છોડી, અને તેમને ધમકાવ્યા. કાબૂલીઓએ કહ્યું: “અમે એમ તો ભૂખે મરીજ રહ્યા છીએ, તેમાં વળી તમે અમારાપર ગોળી ચલાવો છો !” એ પછી પોલિસ પાછી ચાલી ગઇ, અને ઘાયલ થયલા કાબુલીઓને ઇસ્પિતાલમાં મોકલી દેવાયા.

થોડા વખત પછી તે કાબૂલીઓને કહેવામાં આવ્યું કે, ચાલો, નુકલાઓ ડેપોમાં તમને ખાવા-પીવાનો, રહેવાનો અને નોકરીનો સારો

બંદોબસ્ત કરી આપવામાં આવશે. તેઓ એ વાતમાં સંમત થયા અને સઘળાને લુકલાઓ ડેપોમાં લાવવામાં આવ્યા. તેમને ચોખા વગેરે આપવામાં આવ્યા અને તેઓ પોતાનું ભોજન તૈયાર કરવા લાગ્યા.

આ તરફ ઇમિગ્રેશન ખાતાના ગોરા અમલદારે ફિજીના ૫૦૦ મૂળ વતનીઓને જંગલમાં છુપાવી રાખ્યા હતા. જેવા કાબૂલી લોકો મોંમાં કોળીઓ મૂકવા જતા હતા તેટલામાં એક સીટી વગાડવામાં આવી. જોતજોતામાં ૫૦૦ ફિજીયનો બિચારા નિઃશસ્ત્ર કાબૂલીઓપર તૂટી પડ્યા; અને તેમને પકડી પકડીને સમુદ્ર કિનારે લઈ ગયા! કાબૂલીઓને જબરદસ્તીથી મછવાપર ચઢાવી દેવાયા અને પાંચ છ જુદાં જુદાં ખેતરોમાં વહેંચી દેવામાં આવ્યા.

વાચક! જોઇ આપે ઇમિગ્રેશન ખાતાની ન્યાયપ્રિયતા અને બહાદુરી! આ સંબંધમાં કેટલાંએ નિષ્પક્ષ વર્તમાનપત્રોએ ખરી હકીકત પ્રકટ કરીને ચર્ચા ચલાવી હતી, પણ તે તરફ ધ્યાનજ કોણ આપે?

## કઠોર પરિશ્રમ

સઘળા લોકોને સવારમાં ચાર વાગતાંજ જગાડી દેવામાં આવે છે, અને પાંચ વાગ્યે ખાઇ પરવારીને ખેતરમાં પહોંચવાનું હોય છે. જે સ્ત્રીઓ છોકરાંવાળી હોય છે તેઓ પોતાનાં છોકરાંને ખેતરમાં સાથે લઇ જાય છે. લગભગ દરેક માણસને દરરોજ ૧૨૦૦ ફીટથી માંડીને ૧૩૦૦ ફીટ લાંબી અને ૬ ફીટ પહોળી શેરડીની હારો કોદાળીથી ખોદવાને આપવામાં આવે છે, એને Full task—પૂરૂં કામ—કહેવામાં આવે છે. દાકતર શરીર તપાસીને ઘણું ખરૂં એમજ લખી આપે છે કે "આ લોકોને 'પૂરૂંકામ' આપી શકાશે." જે ડાક્ટર સાહેબ માઇલ દોઢ માઇલ ચાલતાં હાંફી જાય છે અને રૂમાલથી મોં લૂછવા મંડી જાય છે તેજ દાકતર બિચારા ભૂખ્યા લોકો પાસે સખત પરિશ્રમનું કામ લેવાનું સર્ટિફિકેટ આપે છે! ઘણુંખરૂં

એવું બને છે કે લોકોથી પૂરૂં કામ થઈ શકતું નથી; એટલે બીજે દિવસે તરતજ સમન્સ આવી પહોંચે છે, અને મેજીસ્ટ્રેટ આગળ કેસ રજુ થાય છે. મેજીસ્ટ્રેટ પૂછે છેઃ "અમુક તારીખે તમે પૂરૂં કામ કેમ નહિ કર્યું?" બિચારો મજુર કહે છેઃ "કામ એટલું બધું વધારે હતું કે મારાથી થઇ શકેજ નહિ." પરન્તુ મેજીસ્ટ્રેટ એવો જવાબ સાંભળીને કહે છે, કે "મારો સવાલ એવો નથી કે કામ શક્તિ ઉપરાંતનું હતું કે નહિ. હું તો એ જાણવા માગું છું કે, "અમુક તારીખે તમે પૂરૂં કામ કીધું હતું કે નહિ ? બોલો, હા કે ના ? હું જે સવાલ પૂછું તેનોજ જવાબ આપો, વધારે બકો નહિ." બિચારા મજુરને લાચાર થઇને કહેવું પડે છે કે, "હા સરકાર, કામ પૂરૂં થઇ શક્યું ન હતું." પછી પૂછવુંજ શું ? ચાંલ્લો ચોંટીજ ચૂક્યો ! મેજીસ્ટ્રેટ ૧૦ શિલિંગથી માંડીને ૧ પૌંડ સુધીનો દંડ ઠોકી બેસાડે છે. આ પ્રમાણે બિચારાની ૧૫ અથવા ૨૦ દિવસની રોજી દંડમાંજ ચાલી જાય છે. માસિક પગાર 'પૂરૂં કામ' કરે તો ૧ પૌંડ ૨ શિલિંગ આપવામાં આવે છે, પરંતુ સેંકડે પાંચ ટકા કરતાં વધારે માણસો પૂરૂં કામ કરી શકતાં નથી; અને જેઓ કરી શકે છે તેમનાથી પણ લાગલાગટ પાંચ કે છ મહીનાથી વધારે વખત સુધી થઇ શકતું નથી. મારા ૨૧ વર્ષના અનુભવમાં ચાળીસ હજાર ભારતવાસીઓમાંથી એવો એક પણ માણસ મને મળ્યો નથી કે જેણે લાગલાગટ પાંચ વર્ષ સુધી પૂરૂં કામ કર્યું હોય. સાધારણ માણસ દર મહીને ૧૦ શિલિંગ એટલે ૭ાા રૂપીઆથી વધારે કમાઇ શકતો નથી. એ ઉપરાંત ફિજીમાં ખોરાકની વસ્તુઓના ભાવ હિન્દુસ્તાન કરતાં બમણા મોંઘા હોય છે. આથી કેટલાઓને આવો સખ્ત પરિશ્રમ કરવા છતાં અડધા ભૂખ્યાજ રહેવું પડે છે !

## મુકાદમોનો અત્યાચાર

મુકાદમો (ઓવરસિયરો) અમારા ઉપર અત્યંત ત્રાસ વર્તાવે છે.

અમારા કેટલાએ ભાઇઓ ત્યાંના અતિશય સખત પરિશ્રમના ડરથી, મુકાદમનો માર તથા કેદખાનાના ભયથી ફાંસો ખાઇને મરી ગયા છે! થોડાજ વખત ઉપર નબુઆના બગીચામાં કેટલાક મદ્રાસીઓ આ પ્રમાણે મરી ગયા હતા. એમના મરણનું કારણ ત્યાંની મરણનોંધ ઉપરથી માલૂમ પડી આવશે. જો કે દરેક જીલ્લામાં અમારા લોકોનાં સુખ–દુઃખની તપાસ રાખવાને ઇમિગ્રેશન ખાતા તરફથી 'કુલી ઇન્સ્પેક્ટર' નિમવામાં આવ્યા છે, પણ તે ગોરા ઇન્સ્પેક્ટરો અમારી વાસ્તવિક સ્થિતિ કદી પણ પ્રકટ કરતા નથી. બગીચાના માલિકોને ત્યાં બ્રાંડી ઉડાવનારા એ સદ્‌ગૃહસ્થો દીનહીન ભારતવાસીઓનાં દુઃખ નિવારણ કરવાનો પ્રયત્ન ક્યાંથી કરી શકે?

જેના ઉપર મુકાદમની ઇતરાજી થાય છે તેને સજા દાખલ બધાં મજૂરોથી છૂટો પાડીને ઘણુંજ સખત કામ સોંપવામાં આવે છે. તે બિચારો જ્યાં એકલદોકલ કામ કરતો હોય ત્યાં જઇને મુકાદમ તેને પુષ્કળ માર મારે છે. એ વિષે કાંઇપણ ફરિઆદ કર્યા સિવાય તે બિચારો સઘળું મુંગે મોઢે સહન કરી રહે છે, કારણ કે તેને એજ સાહેબના હાથ નીચે પાંચ વર્ષ સુધી કામ કરવાનું હોય છે. જો કોઇક માણસ કદાચ ફરિઆદ નોંધાવે તો સાક્ષી નહિ મળવાથી કેસ હારી જાય છે. એવા કેટલાએ દાખલા મારા જોવામાં આવ્યા છે, કે જેમાં મુકાદમોના ત્રાસને લીધે ભાઇ વગેરે નિકટના સંબંધીઓ પણ સાક્ષી આપી શક્યા નથી. સજા દાખલ છૂટા પાડવાને બહાને મુકાદમો આપણી કેટલીએ દેશભગિનીઓને નિર્જન સ્થાનમાં કામ ઉપર કાઢીને તેમનાપર અત્યાચાર ગુજારે છે. દાખલા તરીકે કુન્તી નામની એક ચમારણની હકીકત આ સ્થળે રજુ કરવી અનુચિત નહિ ગણાશે.

## કુન્તીપર અત્યાચાર.

ગોરખપુર જીલ્લાના લખુઆપુર નામના ગામમાંથી કુન્તી અને

તેના પતિને એજંટાએ ભમાવીને ફિજી મોકલી દીધાં હતાં. એ લોકોને અહીં ઘણાં ઘણાં દુઃખો ખમવાં પડયાં. એ વખતે કુંતીની ઉમ્મર ૨૦ વર્ષની હતી. અનેક મુશ્કેલી વચ્ચે પણ તેણે મહામહેનતે ૪ વર્ષ સુધી પોતાના શિયળનું રક્ષણ કર્યું, પરંતુ એ પછી જમાદાર અને મુકાદમ તેનું સતીત્વ નષ્ટ કરવાને શિરતોડ પ્રયત્ન કરવા લાગ્યા. સને ૧૯૧૩ ના એપ્રિલની ૧૦ મી તારીખે મુકાદમે તેને સઘળાં સ્ત્રી-પુરુષોથી છૂટી પાડીને સાબૂકેરે નામના કેળના બગીચામાં ઘાસ કાપવાનું કામ સોંપ્યું. તે સ્થળ એવું હતું કે જ્યાં કોઈ પણ સાક્ષી મળી શકે નહિ અને બૂમ-બરાડા પાડવામાં આવે તોપણ કોઇ સાંભળી શકે નહિ. ત્યાં તે બિચારીપર અત્યાચાર કરવાને પેલા રાક્ષસો-જમાદાર અને મુકાદમ પહોંચી ગયા. મુકાદમના કહેવાથી જમાદારે કુન્તીનો હાથ પકડયો, પણ તે હાથ છોડાવીને નાઠી અને પાસેની નદીમાં પડતું નાખ્યું! દૈવવશાત્ જગદેવ નામના એક છોકરાનો મછવો પાસેજ હતો. એટલે તે ડૂબતી ડૂબતી બચી ગઇ. જગદેવે તેને મછવાપર ખેંચી લઇને પાર ઉતારી દીધી. જ્યારે કુન્તીએ આ વાત પોતાના બગીચાવાળા ગોરા શેઠને કહી ત્યારે તેણે જવાબ આપ્યો કેઃ—

" ચલા જાઓ, ખેતકા બાત હમ સુનના નહિ મંગતા. "

એ પછી તા. ૧૩ મી એપ્રિલ સુધી કુન્તી કામપર ગઈ નહિ, પરન્તુ ૧૪ મી તારીખે તેને ૨૦ સાંકળ ઘાસ ખોદવાનું કામ સોંપવામાં આવ્યું અને તેના પતિને ત્યાંથી એક માઇલ દૂરની જગ્યાપર કામપર મોકલ્યો. તે બિચારાને પણ ત્યાં એટલો બધો માર પડયો કે તે અધમુઓ થઈ ગયો. કુન્તીએ આ સઘળી હકીકત કોઈ પાસે લખાવીને કલકત્તાના " ભારતમિત્ર "માં છપાવી દીધી. હિંદી સરકારનું ધ્યાન તેના તરફ ખેંચાયું અને કુંતીના કેસની ફિજીમાં તપાસ કરાવવામાં આવી. ઇમિગ્રેશન અમલદાર કુંતી પાસે પહોંચ્યો અને તેને ખૂબ ધમ-

કાવી પણ તેણે ચોકખોજ જવાબ આપ્યો, કે મેં 'ભારતમિત્ર'માં જે કંઈ છપાવ્યું છે તે તદન ખરૂંજ છે. આ સ્થળે કુન્તીના ધૈર્ય અને સાહસનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. જાતની ચમારણ હોવા છતાં પણ તેણે નદીમાં પડતું નાખીને પોતાના સતીત્વનું રક્ષણ કર્યું અને પરાધીન હોવા છતાં પણ તેણે ઇમિગ્રેશન અમલદારને ચોકખું ને ચટ સંભળાવી દીધું! આ કંઇ જેવું તેવું કામ ન કહી શકાય.

કુન્તીનો આ વૃત્તાંત સાંભળ્યા પછી પણ શું અમારા ભાઇઓ આ ગિરમિટીઆ પદ્ધતિને અટકાવવાનો પ્રયત્ન નહિ કરશે?

## નારાયણી

આ નામની એક સ્ત્રી **નાદી** જીલ્લામાં **નાબો** નામના બગીચામાં કામ કરતી હતી. એને એક બાળક જન્મ્યું અને થોડાજ વખતમાં તે મરી ગયું. બાળક જન્મ્યા પછી બીજે ત્રીજે દિવસેજ મુકાદમે તેને કામપર જવાને કહ્યું! જો કે સરકારી નિયમ પ્રમાણે તો પ્રસવ પછી ત્રણ મહીના સુધી કોઇ પણ સ્ત્રીને કામપર ચઢાવી શકાય નહિ; પરંતુ ગોરા મુકાદમને એવા નિયમો શા લેખામાં? **નારાયણીએ** કહ્યું: "મારૂં બાળક મરી ગયું છે, હમણાં મારાથી કામપર જવાશે નહિ." આ સાંભળીને એ નરપિશાચે તે બિચારીને એટલી મારી કે તે એકદમ બેભાન થઇને ઢળી પડી. પોલિસના ગોરા સબ ઇન્સ્પેકટરે આવીને તપાસ કરી અને તેને ઇસ્પિતાલમાં પહોંચાડવામાં આવી. મુકાદમને પકડવામાં આવ્યો અને સુવાનગરની વડી અદાલત ( Suprime court ) સુધી આ મામલો પહોંચ્યો. જ્યારે સુવામાં સ્ટીમરપરથી એ સ્ત્રીને ઉતારવામાં આવી ત્યારે તેનામાં એટલી પણ શક્તિ ન હતી કે તે એક ફર્લાંગ (માઇલનો આઠમો ભાગ) પણ પગે ચાલી શકે. આથી તેને કચેરી સુધી ખાટલા-

પરજ લાવવામાં આવી. કેસને અંતે તે ગોરો મુકાદમ Not guilty બિનગુનેહગાર ઠરીને છૂટી ગયો! બિચારી એ સ્ત્રીપર એટલો તો માર પડ્યો હતો કે તેનું મગજ પણ બગડી ગયું અને ત્યારથી હજી સુધી તે ગાંડી જેવીજ રહી છે. ન્યાયનું આ એક જ્વલંત દૃષ્ટાંત છે! આવી જાતના કેટલાએ અત્યાચાર ત્યાં થતા રહે છે. એ મુકાદમ લોકોને હિંદીઓને જોડાની ઠોકર મારતાં અને ધોલ મારીને દાંત તોડી પાડતાં સારી પેઠે આવડે છે. એ ઉપરાંત કપડાં સળગાવી મૂકવાં, લાત મારીને ખાવાનું ફેંકી દેવું વગેરે અનેક અત્યાચારો અમારે ખમવા પડે છે. આ સઘળાં દુઃખો મુંગે મોંએ સહન કરી, મનમાં ને મનમાં બળીને બેસી રહેવું પડે છે; કારણકે સાક્ષી વિના સરકાર-દરબારમાં જવું નકામું છે.

ઈ. સ. ૧૯૧૨ માં હું એક વખત નાદી જીલ્લાની કચેરીમાં બેઠો હતો. તે વખતે મેજીસ્ટ્રેટ સાહેબ આગળ એક કેસ રજુ થએલો મારા જોવામાં આવ્યો. તેમાં એક મદ્રાસીએ નવકાઇની ઇસ્પિતાલના ગોરા દાક્તર ઉપર ફરિઆદ નોંધાવી હતી. તેની હકીકત આ પ્રમાણે રજુ થઈઃ—

"હું હાથના દર્દથી પીડાતો હોવાથી મારાથી કામ થઇ શકતું નથી, તેથી હું ઇસ્પિતાલમાં આવી રહ્યો. ઇસ્પિતાલના જમાદારે મને બે ડોલો આપી ને કૂવામાંથી પાણી કાઢીને ટાંકી ભરવા કહ્યું. મેં જવાબ આપ્યો કે, "હું હાથના દર્દથી લાચાર છું, એટલે મારાથી પાણી ભરી શકાતું નથી. જો કામ થઈ શકે એમ હોત તો ખેતરમાંજ ન રહેત? ઇસ્પિતાલમાં શામાટે આવત?" આ સાંભળીને જમાદારનો મિજાજ ગયો, તેણે મને નિર્દયતાથી ખૂબ માર્યો. મેં બૂમો પાડી એટલે દાક્તરે મારી પાસે આવીને મને હકીકત પૂછી. જમાદારે આગળ થઇને કહ્યુંઃ "આ માણસ હુકમ માનતો નથી, પાણી ભરવાનું કહું છું તે ભરતો નથી."

મેં દાક્તરને કહ્યુંઃ "મારા હાથ દુઃખે છે એ આપ જાણો છો. દર્દને લીધે મારાથી ખાલી ડોલ પણ ઉપાડી શકાતી નથી તો પછી ભરેલી તો ક્યાંથીજ લેવાય ?" એ સાંભળીને દાક્તરે પણ મને ઠોકરો અને મુક્કા લગાવ્યા. મુક્કાના મારથી મારા દાંત અને નાકમાંથી લોહી વહેવા માંડયું અને પહેરણ તરબોળ થઈ ગયું. હું બેભાન થઇને ઢળી પડયો. એવી અવસ્થામાંજ મને ઉંચકીને જાજરૂની ઓરડીમાં પૂર્યો અને બહારથી તાળું લગાવવામાં આવ્યું. સાંજના ચાર વાગ્યે આ બનાવ બન્યો હતો. જ્યારે મને ભાન આવ્યું ત્યારે હું જાજરૂમાં કેદ પૂરાએલો હતો. જે જગ્યાએ મેલાનું વાસણ મૂકવામાં આવે છે ત્યાંથી મેં દરવાજાનું એક પાટીયું ઉખેડયું અને તે રસ્તેથી નીકળીને હું નાઠો. નાસીને હજુર પાસે આવ્યો. આપે મને જીલ્લા દાકતર પાસે મોકલ્યો, અને ત્યાંથી હમણાં પાછો અહીં બોલાવવામાં આવ્યો છે. આ બનાવ બન્યો ત્યારે ઘણાં માણસો ત્યાં હાજર હતાં, પણ દાક્તરના ભયથી કોઈ પણ માણસ મારી સાક્ષી પૂરે એમ લાગતું નથી. મારા જે સાક્ષીઓ અહીં આવ્યા છે તેમને પણ દાક્તરે ખૂબ ધમકી આપી છે."

મેજીસ્ટ્રેટે બ્યાન સાંભળીને સાક્ષીઓને બોલાવ્યા. દાકતરની ધમકીથી તેઓ ફરી ગયા, અને દાકતર સાહેબના વકીલે ઘણી દલીલો રજુ કરી. લાચાર ! સાક્ષી તુટી જવાથી મદ્રાસી હારી ગયો ! અને દાક્તર સાહેબ નિર્દોષ ઠરી છૂટી ગયા, એટલુંજ નહિ પણ તેણે મેજીસ્ટ્રેટ સાહેબને મુકદ્દમાનો ખરચ અપાવાને વિનતિ કરી !

દયાળુ મેજીસ્ટ્રેટ બોલ્યાઃ—" જ્યારે એ માણસ મારી પાસે આવ્યો હતો ત્યારે મારને લીધે એનું મોં સુજીને ફૂટબોલ જેવું થઇ ગએલું હતું. તે છતાં તમે ખર્ચ મેળવવા માગો છો !" આ સાંભળીને ડાકટર સાહેબે ચાલતી પકડી; અને પેલા મદ્રાસીને તેનો ઉપરી મુકાદમ પકડીને કામપર લઇ ગયો. (Ramdas.)

ફિજીના અંગ્રેજ વેપારીઓ હિંદી લોકોનું કદી પણ સારૂં જોઇ શકતા નથી. પ્રથમ તો અમારા કેટલાએ ભાઇઓ પાંચ વર્ષસુધી કઠોર પરિશ્રમ કરતાં કરતાં યમલોક પહોંચી જાય છે, અને જેઓ પ્રભુ-કૃપાથી પાંચ વર્ષસુધી કામ કરીને જીવતા રહેવા પામે છે તેઓ સ્વતંત્ર થઇને ખેતીનું કામ કરવા ચાહે છે ત્યારે યૂરોપિયન વેપારીઓ તેમના કામમાં અનેક વિઘ્નો નાખે છે! શેરડીની ખેતીમાં ગોરાનો માલ ૧૪ શિલિંગે ટનના હિસાબે લેવાય છે, જ્યારે અમારો માલ તેના કરતાં ગમે તેટલો સારો હોય તોપણ તેના દર ટને ૯ શિલિંગ કરતાં વધારે ઉપજતા નથી! ઘણાક હિંદીઓ ફિજીમાં કેળાંનો વેપાર કરે છે. એ બેટોમાંથી આસ્ટ્રેલિઆ ખાતે પુષ્કળ કેળાં મોકલવામાં આવે છે, પરન્તુ આસ્ટ્રેલિઆમાં તો આપણા લોકોને વેપાર કરવા જવાની છૂટજ નથી, એટલે જે યૂરોપિયન વેપારીઓ ત્યાં કેળાંની એક પેટીના ૧૪ શિલિંગ ઉપજાવે છે, તેજ પેટી અમારી પાસેથી તેઓ ૨ કે ૩ શિલિંગમાં ખરીદી લે છે! મક્કાઇના જે કોથળાને માટે તેઓ અમને ૧૦ શિલિંગ કરતાં વધારે આપતા નથી તેજ કોથળા તેઓ ૧૮ શિલિંગે વેચે છે! આમ છતાં પણ અમારે હારીને એ લોકોનેજ માલ વેચવો પડે છે. ન વેચીએ તો કરીએ પણ શું?

## કાળા રંગ પ્રતિ તિરસ્કાર

સ્ટીમર ઉપર કેવળ કાળા રંગને ખાતરજ અમારે અનેક દુઃખો સહન કરવાં પડે છે. પ્રથમ તો બેસવાને માટે ઘણુંજ ખરાબ સ્થાન આપવામાં આવે છે, અને યૂરોપિયન લોકોની ઓરડી તરફ જવાની સુદ્ધાં મના હોય છે. અમે પૂરેપૂરૂં ભાડું આપવાને તૈયાર થઇએ તોપણ સારૂં સ્થાન મળી શકતું નથી. એક વખત હું 'એન્ડીકેપા' નામની સ્ટીમર મારફતે સુવાથી લતોકા ગયો હતો. તે વખતે મને ફિજીયન લોકો સાથે

બેસાડવામાં આવ્યો હતો. અમે બેઠા તે સ્થળ ડુક્કર વગેરે જાનવરોને માટે પણ વપરાતું હતું. આવાં આવાં કેટલાંક કારણોથી મને તાવ ચઢી આવ્યો. રાત્રિએ વરસાદ પડવા માંડ્યો. એ વખતે મારી પાસે ઓઢવાને કેવળ એક કામળોજ હતો. મારાં સઘળાં કપડાં ભિંજાઈ ગયાં, અને હું ઠંડીને લીધે થરથર ધ્રૂજવા લાગ્યો. મેં ઘણી ઘણી વિનતિ કરી કે મને કોઈ સારી કોટડી આપો, હું તેનું પૂરેપૂરૂં ભાડું આપવા તૈયાર છું. પણ સાંભળેજ કોણ? લાચાર! મારે ત્યાંજ ભિંજાતાં ભિંજાતાં પડી રહેવું પડ્યું. આવું વર્તન મારા જેવા અશિક્ષિત હિંદીઓ સાથેજ રાખવામાં આવે છે એમ નથી, પણ સારા કેળવાયલા ભારતવાસીઓ સાથે પણ એજ રીતે વર્તવામાં આવે છે. કેટલાંએ બંદરપર થર્ડકલાસ (ત્રીજા વર્ગના) ગોરા ઉતારૂઓને એમ ને એમ પસાર થવા દેવામાં આવે છે, જ્યારે હિંદી ઉતારૂ સેકંડ કલાસ–બીજા વર્ગમાં મુસાફરી કરતો હોય તોપણ તેનાં મોજાં, પાટલુન ઇત્યાદિ સઘળાં કપડાં ઉતરાવાય છે, અને **disinfect** (શુદ્ધ) કરવામાં આવે છે.

ફિજીમાં **Cane Sugar Refining** નામની એક ખાંડનો વેપાર કરનારી મોટી કંપની છે. તે અમારી પાસેથી શેરડીના સાંઠા ખરીદે છે. જે માણસની શેરડી લેવામાં આવે છે તેને એક રસીદ આપવામાં આવે છે, અને તે રસીદ પ્રમાણે દર અઠવાડીએ પૈસા ચૂકવી અપાય છે. કંપનીનો ગોરો મુનીમ અમારી પાસેથી જ્યારે રસીદ લે છે ત્યારે, પ્રથમ તે દૂર રહીનેજ એક લોઢાના ચિપીઆમાં તેને એકઠી કરે છે, અને પછી તેને ગંધકનો ધૂપ આપે છે! આમ કરવાનું કારણ તેઓ એવું આપે છે કે તમે કાળા લોકો છો, તમારા હાથમાંની રસીદ લેવાથી અમને રોગ થઇ આવવાનો ભય રહે છે, તેથી અમે પ્રથમથીજ આ રસીદને શુદ્ધ કરી તમારો ચેપ દૂર કરીએ છીએ!

હું એક વખત મારા મિત્ર સાથે એક અંગ્રેજ બેરીસ્ટરની

ાફિસમાં ગયો હતો. ત્યાં એક હિંદી પોતાના કેસની હકીકત લખાવતો તો. બેરિસ્ટર સાહેબે પોતાનાં મડમ સાહેબને કહ્યું, કે " મોં અને ાક આગળ રૂમાલ રાખો, નહિ તો આ કાળા માણસના મોંમાંથી ીકળતી હવા લાગી જશે અને તમે માંદાં પડી જશો. " જોકે પેલો ેચારો હિંદી મેમસાહેબથી ઘણેજ દૂર હતો, છતાં જે શ્વેતાંગ બેરિ- ટર સાહેબ અમારા ભાઇઓને પ્રતાપે દરવર્ષે હજારો પૌંડ કમાય છે મને આવું કહેવાની જરૂર જણાઇ હતી.

કંપનીઓની ઑફિસના ઓટલા સુધી પણ આપણા લોકોથી ઇ શકાતું નથી, કદાચ કોઇ ભૂલ્યો–ચૂક્યો ત્યાં સુધી ચાલ્યો જાય ા ધક્કો મારીને તેને બહાર હડસેલી કાઢવામાં આવે છે.

આવી જાતનાં કેટલાંએ દુઃખ અમારે કાળા રંગના સબબેજ દર- ાજ સહન કરવાં પડે છે. આપણ લોકો આપણને સગર્વ બ્રિટિશ શહેન- ાહતની એક પ્રજા સમજીએ છીએ, પરંતુ જ્યારે આપણે હિન્દુ- તાનની બહાર નીકળીએ છીએ અને આવું વર્તન આપણા તરફ રખાતું નેઇએ છીએ ત્યારે આપણી આંખ ઉઘડી જાય છે.

## ૨૦૦ ભારતવાસીઓ સાથે દગો

ફિજીમાં લાંબા વખતથી બાઇરન સાહેબ નામના એક જમીન- ાર રહે છે. તેમણે ૮૦૦ એકર જમીન ફિજીયન લોકો પાસેથી પટે ીધી. એ જમીનમાં ઝાડી ઝાંખરાં પુષ્કળ હતાં. સાહેબે વિચાર્યું કે એને ાપાવીને સાફ કરાવતાં એક હજાર પૌંડથી ઓછો ખરચ થશે નહિ; માટે કાંઇ યુક્તિથી કામ કાઢી લેવું જોઇએ. આવા વિચારથી તેમણે સુમારે ૨૦૦ ભારતવાસીઓને બોલાવીને કહ્યું: "મારી પાસે ૮૦૦ એકર જમીન છે. જેમને જેટલી જોઇએ તેટલી આપવા હું ખુશી છું. એને સાફ કરો અને ખેડો. " આવી ગળી ચોપડી વાતો કહીને તેણે બધી

જમીન પેલા હિંદીઓને વહેંચી આપી અને તેમને એક કાગળપર લખી આપ્યું કે તમારે આ જમીન પાંચ અથવા દશ વર્ષ ખેડવી અને તે બદલ મને દર એકરે ૧ પૌંડ લેખે સાંથ આપવી. તે બિચારાઓએ ઘણી મહેનત કરીને અને પદરના પૈસા ખર્ચીને જંગલ સાફ કર્યું અને પહેલે વર્ષે ખેતી પણ કરી, પરંતુ બીજું વર્ષ શરૂ થતાંજ બાઇરિન સાહેબે સઘળા હિંદીઓને ત્યાંથી હાંકી કાઢ્યા અને જમીન છીનવી લીધી! તે બિચારાઓએ ઘણું ઘણું કહ્યું પણ સઘળું વ્યર્થ !

આવાં કેટલાંએ દૃષ્ટાંત રજુ કરી શકાય, પરંતુ સ્થળસંકોચથી તે સઘળાં અહીં લખવામાં આવ્યાં નથી. વાંચક સ્થાલી–પુલાક ન્યાયથી તેનું પણ અનુમાન કરી લેશે.

ફિજીમાં જે માણસ પોતાની સ્ત્રીની (Marriage court) લગ્નની કોરટમાં નોંધ કરાવે છે તેનેજ તેનો હક્કદાર પતિ ગણવામાં આવે છે. લગ્ન થયા પછી સ્ત્રી–પુરુષ બન્નેને મેજીસ્ટ્રેટની પાસે જવું પડે છે. ત્યાં મેજીસ્ટ્રેટ બન્નેની આ વિવાહમાં સંમતિ છે કે નહિ તે વિષે પૂછે છે, અને તે પછી એક એક સર્ટિફિકેટ આપે છે; જેને "Certificate of Marriage" "લગ્નનું પ્રમાણપત્ર" કહેવામાં આવે છે. રજીસ્ટર ફી ૫ શિલિંગ ભરવી પડે છે. આપણી ધાર્મિક ક્રિયા પ્રમાણે જે લગ્ન થયાં હોય તે રજીસ્ટર કરાવ્યા સિવાય ફિજીના કાયદા પ્રમાણે ખરાં ઠરતાં નથી. જો કોઇ પુરુષ હિન્દુસ્તાનમાંથી પોતાની સ્ત્રી સાથે ત્યાં જાય અને લગ્નનું પ્રમાણપત્ર મેળવે નહિ તો તે પુરુષના મરણ પછી તેની માલ–મિલકત તેની સ્ત્રીને મળી શકે નહિ, પણ ઇમિગ્રેશન ખાતાના હવાલે કરવામાં આવે છે, તેમજ જેનો કોઇ પણ વારસ ન હોય તેની મીલકત પણ ઇમિગ્રેશન ખાતાની ઑફિસમાં સોંપાય છે. એ ખાતાવાળાઓ તેની કિમંત હિન્દુસ્તાન મોકલે છે; પરંતુ એજંટો જે લોકોને ભમાવીને ત્યાં મોકલી

આપે છે તેમનાં નામ, ઠામ અને જાતિ સુદ્ધાં ખોટાં લખાવે છે, એટલે ઇમિગ્રેશન ખાતાવાળાએ જે નામથી પૈસા મોકલ્યા હોય તેનો કશો પત્તો મળી શકતો નથી અને તે પૈસા પાછા ફિજી જાય છે. આ પ્રમાણે એજંટોની બદમાશીથી મૃત મનુષ્યનું ધન તેનાં માબાપ કે કોઇ સગાં સંબંધીને પણ મળી શકતું નથી.

શું આપણે આશા રાખી શકીશું કે આવી જાતના અન્યાયો રોકવાનો હિંદી સરકાર પ્રયત્ન કરશે ? ફિજીના લગ્નસંબંધી કાયદા વિષે પણ ફિજનિવાસી હિંદીઓ અનેક અરજીઓ કરી ચૂકયા છે, પણ હજી સુધી તેનું કંઈ પણ ફળ નિપજ્યું નથી.

## ગોરા બેરિસ્ટર અને વકીલો.

જો કોઇ હિંદી ગોરા, બેરિસ્ટર કે વકીલ પાસે જાય છે, તો તેઓ એક ગિનિના કામના તેની પાસે દસ દસ ગિનિ માગે છે. કેટલાક બેરિસ્ટરો તો એટલે સુધીની બદમાશી કરવા પણ ચૂકતા નથી કે પ્રથમથી મોં માગ્યા પૈસા લઇને પાછળથી કોર્ટમાં જતાજ નથી ! કેટલાક એમ પણ કરે છે કે પહેલેથી ઠરાવેલી રકમ લઇ લે છે, અને પછી મુકદ્દમાને આગલેજ દિવસે કહેવડાવી મોકલે છે કે " પાંચ ગિનિ વધારે નહિ આપશો તો તમારા કામમાં ઉભા રહી શકાશે નહિ. " બિચારો રાતની રાતમાં બીજો બેરિસ્ટર પણ કયાંથી કરી શકે ? એટલે લાચાર થઇને પાંચ ગિનિ વધારે આપવીજ પડે. જો તેને લીધેલા પૈસા પાછા આપવાનું કહેવામાં આવે છે તો તેઓ એવો જવાબ આપે છે કે, "લીધેલા પૈસા પાછા આપવાનો અમારો રિવાજ નથી." આ પ્રમાણે કેવળ ગોરા બેરિસ્ટરના વખતસર હાજર નહિ રહેવાથીજ હિંદીઓના કેટલાએ મુકદ્દમા હારી જવાયા છે. જો કદાચ કોઈ ગોરા અને હિંદી વચ્ચે મુકદ્દમો ચાલતો હોય તો ઘણું ખરૂં એમજ બને છે

કે ગોરો બેરિસ્ટર હિંદી પાસેથી પૈસા તો સારી પેઠે કઢાવી લે છે, પણ છેવટે બરાબર નહિ લડતાં ગોરાનેજ જીતાડી દે છે ! વાચક! અમારા ભાઇઓ દશ દશ કલાકની પરસેવા ઉતાર મહેનતથી જે કંઇ કમાય છે તે આ ગોરા બેરિસ્ટરો આમ છળ–કપટથી પડાવી લે છે ! બિચારા હિંદીઓ પૈસા પાછા મેળવવા તેમની ઉપર ફરિયાદ પણ માંડી શકતા નથી; કારણ કે ગોરા વકીલ બેરિસ્ટરો પોતાના ધંધાભાઇપરનો કેસ હાથમાંજ લેવાનું સ્વીકારતા નથી.

## એક બેરિસ્ટર રૂ. ૧૬,૮૭૫ હજમ કરી ગયો!

ફિજીની રાજધાની સુવામાં બર્કલે નામનો એક બેરિસ્ટર હતો. એક વખત ૪૫ પંજાબી શીખ તેની પાસે ગયા અને તેને વિનતિ કરી કે અમે દક્ષિણ અમેરિકામાં Argentine Republic આર્જેન્ટાઇન નામના પ્રજાસત્તાક રાજ્યમાં જવા ઇચ્છીએ છીએ. અમે સાંભળ્યું છે કે ત્યાં અમને સારી મજુરી મળશે, પરન્તુ મુસ્કેલી એ છે કે ફિજીથી કોઇ પણ સ્ટીમર દક્ષિણ અમેરિકા જતી નથી. તો અમારે શું કરવું? કેવી રીતે ત્યાં જઇ શકાશે ? ગોરા બેરિસ્ટર સાહેબે વિચાર્યું કે ચાલો ઠીક ભક્ષ મળી ગયો. તેણે પેલા શીખ લોકોને જણાવ્યું: “જો તમારામાંનો દરેક જણ ૪ પૌંડ અનામત, ૫ પૌંડ મારા મહેનતાણાના અને ૧૬ પૌંડ ભાડાના મળી ૨૫–૨૬ પૌંડ અગાઉથી આપે તો હું સ્ટીમર તૈયાર કરાવીને તમને પરભાર્યા આર્જે-ન્ટાઇન મોકલાવી દઉં!” બિચારા શીખ લોકો કબૂલ થઇ ગયા અને દરેક જણે પચ્ચીશ પચ્ચીશ પૌંડ બેરિસ્ટરને ભરી દીધા. એ બદલ તે લોકોને કેવળ સોળ સોળ પૌંડનીજ રસીદ આપવામાં આવી. આ પ્રમાણે તે સાહેબે ૧૧૨૫ પૌંડ એ લોકોના પાસેથી લઇ લીધા અને પોતાની સઘળી માલ–મિલકત પોતાના પુત્રના નામપર ચઢાવી દીધી!

પંજાબીઓએ સુપ્રિમકોર્ટમાં દાવો માંડ્યો. સેંકડો રૂપીઆનો ખરચ થયો ત્યારે હુકમનામું મળ્યું, પરંતુ બેરિસ્ટર પાસે હવે હતું શું કે લે? એક કોડી પણ વસુલ થઇ નહિ. બિચારા રડી–કકળીને બેસી રહ્યા. કેટલાએ જણ છેક લાચાર સ્થિતિમાં આવી પડયા અને એક શીખ તો આ દુઃખને લીધે મરી પણ ગયો!!

## હિંદી બેરિસ્ટરને નિમંત્રણ

વકીલ બેરીસ્ટરો તરફથી આવાં આવાં સંકટો વેઠવાં પડયાં ત્યારે અમે વિચાર કર્યો, કે "જો કોઈ હિંદી બેરિસ્ટર ફિજીમાં આવી જાય તો ઠીક પડે. ગોરા બેરિસ્ટરો લખ્યું હોય કંઈ અને વાંચી સંભળાવે કંઇક. સહાનુભૂતિની વાત તો દૂર રહી પણ ઉલટા તેઓ આપણા તરફ તિરસ્કારની નજરથી જુએ છે; માટે આપણે કંઇક એવો પ્રયત્ન કરવો જોઇએ કે જેથી કોઇ હિંદી બેરિસ્ટર અહીં આવીને વસે." અમે લોકે પ્રાતઃસ્મરણીય શ્રીયુત **ગાંધીજીનું** નામ અનેક દિવસોથી વર્તમાનપત્રોમાં વાંચતા આવ્યા હતા અને તેમનાં પરોપકારી કાર્યો વિષે પણ થોડું ઘણું જાણતા હતા, તેથી શ્રીયુત રૂપરામના પ્રમુખપણા નીચે અમે એક સભા મેળવી. તેમાં સર્વાનુમતે એવો ઠરાવ કરવામાં આવ્યો, કે "શ્રીમાન્ ગાંધીજીને આપણા દુઃખોના સંક્ષિપ્ત હેવાલવાળો એક પત્ર લખવો અને તેમને ફિજીમાં કોઇ બેરિસ્ટર મોકલવાની ગોઠવણ કરવા વિનતિ કરવી." પત્ર લખવાનું કામ મને સોંપવામાં આવ્યું હતું. મેં મારી અલ્પ મતિ પ્રમાણે તેમને એક પત્ર લખ્યો હતો. તેનો સારાંશ આ પ્રમાણે છેઃ–"અમે લોકો ગોરા બેરિસ્ટરો તરફથી અનેક પ્રકારનાં સંકટો ભોગવી રહ્યા છીએ. એ લોકો અમારાપર જાતજાતના અત્યાચાર કરે છે, અને અમારા સેંકડો પૌંડ ખાઇ જાય છે. અહીં એક હિંદી બેરિસ્ટરની ઘણીજ

આવશ્યકતા છે. આપ એક પ્રસિદ્ધ દેશભક્ત છો, તેથી અમને આશા છે કે આપ અમારા ઉપર કૃપા કરી કોઈક હિંદી બેરિસ્ટરને આ તરફ મોકલવાનો બંદોબસ્ત કરશો. આ પરદેશમાં આપના સિવાય અમને કોઈનોજ આધાર નથી."

શ્રીયુત ગાંધીજીએ કૃપા કરીને આ પત્રના કેટલાક ભાગનું ભાષાન્તર વર્તમાનપત્રોમાં છપાવી દીધું, અને મારાપર નીચેનો પત્ર લખ્યો.

श्रावण वदी ८, सं. १९६७.

**आपका खत मीला है। वहांके हिंदी भाइयोंका दुःखकी कथा सुनके में दुःखी होता हुं। यहांसे कोइ बेरीस्टरको भेजनेका मोका नहीं है। भेजने जैसा कोइ देखनेमें भी नहीं आता है।**

**जो इहांपर उसका ब्यान मुजको भेजते रहना मैं वह बात विलायत तक पहुंचा दुंगा।**

**स्टीमरकी तकलीफका ख्याल मुझे बराबर यहां पाता है। यह सब बातोंके लीये वहां कोइ इंगरेजी पढा हुआ स्वदेशाभिमानी आदमी होना चाहिये। कोइ मेरे ख्यालमें आवेगा तो मैं भेजुंगा।**

**आपका दूसरा खतकी राह देखुंगा।**

**मोहनदास करमचन्द गांधीका यथायोग्य पहोंचे।**

જે ગાંધીજીએ પોતાના ભાઈઓને માટે આખું જીવન સમર્પણ કર્યું છે, જેમણે ૪૦૦૦ ની માસિક આવક છોડીને ભારતવાસીઓનાં દુઃખનિવારણને માટે કુલીનું કામ પણ કર્યું છે, જેઓએ પોતાના દેશબંધુઓને માટે કેટલીએવાર જેલ ભોગવી છે, તે શ્રીયુત ગાંધીજીનો આ પત્ર છે. એ પત્રમાંથી પણ ગાંધીજીના મહાન આત્માની અને પૂર્ણ દેશભક્તિની ઝાંખી થઈ આવે છે. ગાંધીજી જેવા મહાન્ પુરુષે આ

પત્ર હિંદીમાં લખ્યો છે એ હિન્દીને માટે કેટલા ગૌરવની વાત છે ? આ પત્રથી હિંદીની રાષ્ટ્રીયતા પણ સાબીત થાય છે.

**ગાંધી**જીએ છપાવેલો પત્ર 'ઈન્ડીઅન ઓપિનિઅન 'માંથી શ્રીયુત **મ**ણિલાલ એમ. એ., એલ એલ. બી., બેરિસ્ટર એટ–લૉ. ના વાંચવામાં આવ્યો. એ વખતે તેઓ **મો**રિશ્યસમાં કાર્ય કરી રહ્યા હતા. શ્રીયુત **મ**ણિલાલ **હિ**ન્દુસ્તાનના એક પ્રસિદ્ધ દેશભક્ત છે. લાંબા વખતથી તેઓ કૉંગ્રેસમાં ભાગ લેતા આવ્યા છે. આપણા દેશના શિક્ષિત ભાઇઓ આગળ આ નાની ચોપડીમાં **મ**ણિલાલજીનો પરિચય આપવો વૃથા છે. એમણે **મો**રિશ્યસમાં ઘણું ઘણું કામ કર્યું છે. આપણા દેશમાંથી ત્યાં કુલી લઇ જવાનો રિવાજ બંધ પડાવ્યો છે. ત્યાંના દુઃખદાયક ફ્રેંચ કાયદા કાનુનોમાં ફેરફાર કરાવીને હિન્દુ–મુસલમાનોને તેના ત્રાસથી મુક્ત કરાવ્યા છે. પ્રથમ **મો**રિશ્યસમાં કેદખાનામાં આપણા ભાઇ-ઓની ચોટલી અને દાઢી કપાવી નખાવાતી હતી, અને ખાવાપીવામાં પણ બહુજ ગોટાળો થતો હતો, તે સઘળું શ્રીમાન્ **મ**ણિલાલજીના પ્રયાસથીજ તદન બંધ થઈ ગયું છે.

શ્રીયુત **મ**ણિલાલે **ગાંધી**જીનો લેખ વાંચીને અમારી સાથે પત્ર-વ્યવહાર ચલાવ્યો. અમે લોકોએ ફિજીમાં એમને માટે ૧૭૨ પૌંડનું ફંડ કર્યું. એમાંથી ૪૫ પૌંડ એમને સ્ટીમરના ભાડા માટે મોકલી આપ્યા અને બાકીનામાંથી એમને માટે કાયદાનાં પુસ્તકો ખરીદ્યાં અને રહેવાને માટે ઘર ઇત્યાદિનો બંદોબસ્ત કર્યો. પરંતુ કેટલાક દિવસ પછી **મ**ણિ-લાલજીનો હિંદીમાં લખેલો એક પત્ર આવ્યો. તેમણે લખ્યું હતું કેઃ—
" મારા સંબંધીઓ મને ફિજી આવવાની વાતમાં સંમતિ આપતા નથી. હમણાં હું **ના**તાલ તરફ જાઉં છું. ત્યાં શ્રીયુત **ગાંધી**જીનો અભિપ્રાય લઇને જે નિર્ણય થશે તે લખી જણાવીશ. જો હું નહિ આવી શકું તો આપના પૈસા પાછા મોકલી દઇશ." જ્યારે શ્રીયુત

મણિલાલનો આ પત્ર અમારા હાથમાં આવ્યો ત્યારે અમારી આશાલતા કરમાઈ જવા લાગી. ફરીથી એક સભા મેળવવામાં આવી. સમાજની આજ્ઞા પ્રમાણે મેં ફરીથી **ગાંધીજી** ઉપર એક પત્ર લખ્યો. એટલામાં શ્રીયુત **મણિલાલ નાતાલ** પહોંચ્યા. **ગાંધીજીએ** તેમને એવી સલાહ આપી, કે તમે જે વચન આપ્યું છે તે પાળવુંજ ઉચિત છે. **મણિ-લાલજી** ફિજી આવવાને રાજી થયા. સ્વનામ ધન્ય **ગાંધીજીએ** કૃપા કરીને ફરીથી અમારાપર નીચે પ્રમાણેનો પત્ર લખ્યો:—

**"आपका पत्र मीला है । मी॰ मणीलाल डाक्तरके लीये मैं तार भेजा था । उसका जवाब आपने न भेजा । इस-परसे मैं समझा कि आप लोग उसकुं मुक्त करनेमें राजी न थे, दूसरे सबबोंके लीये भी मणीलालजीने फ़ीज़ी ही जानेका निश्चय कीया । गत शुक्रके रोज ये भाइ केपसे नीकल चुके हैं, आपको तार भी दिया है । अस्टरेलीया होकर वहां पहोंचेंगे ।**

**मेरी उमीद है के आप सब अब राजी होवेंगे और मी॰ मणीलालजीकी अच्छी तरह बरदास करोगे । उनका रहना खानेका बन्दोबस्त वहांके लोगोंने हाल तुरतमें करना चाहिये । सब भाइयोंका उत्तेजन मीलेगा तो अवश्य मी॰ मणीलालजी वहां स्थायी बनेंगे, फेर कुछ लीखना होगा तो लीखना ।**

**मोहनदास गांधीके यथायोग्य."**

ઈ. સ. ૧૯૧૨ ના **ઑગસ્ટની** ૨૭ મી તારીખે **મણિલાલજી** ફિજીની રાજધાની **સુવામાં** આવી પહોંચ્યા. અમે લોકોએ એમના સ્વાગતનો યથાશક્તિ બંદોબસ્ત કર્યો હતો. જે દિવસે એમનું સ્વાગત કરવામાં આવ્યું હતું તે દિવસે અમે ફિજીવાસી હિંદીઓને જે આનંદ

થયો હતો તે અકથનીય છે. સેંકડો હિંદીઓ તે દિવસે એકત્ર થયા હતા. જુદે જુદે સ્થળેથી પણ સ્ટીમર મારફતે અનેક ભાઇઓ એ પ્રસંગે આવ્યા હતા. ફિજીના મૂળવતનીઓને પણ તે દિવસે ઘણો આનંદ થયો હતો. કઠિન પરિશ્રમ અને દોડ–ધામને લીધે અનેક હિંદીભાઇઓના મુખપર પરસેવાનાં બિંદુ ઝળકી રહ્યાં હતાં. અહા! તે દૃશ્ય કેવું રમણીય હતું? રસ્તાપર તલપૂર જગ્યા પણ ખાલી ન મળે એટલી મેદની જામી હતી! ફિજીના બે એક અંગ્રેજી પત્રોના ખબરપત્રીઓ ગભરાયલા ગભરાયલા અહીંથી તહીં દોડી રહ્યા હતા. તેમને બિચારાને આ શું ચાલી રહ્યું છે તેની કશી ખબર ન હતી.

**મ**ણિલાલજીને ઉતારી લાવવામાં આવ્યા અને બંગલામાં મુકામ અપાયો. તે પછી સન્ધ્યા સમયે ફિજીનિવાસી **ભા**રતવાસીઓ તરફથી તેમને સ્વાગતનું અભિનંદનપત્ર આપવામાં આવ્યું. તે પત્રમાં તેમને એવી પ્રાર્થના કરવામાં આવી હતી કે આપ કૃપા કરીને અમો લોકોને મદદ કરશો, અને અમારી બગડેલી દશા સુધારશો.

**મ**ણિલાલજીએ એક ટૂંકું સરખું ભાષણ કર્યું અને જણાવ્યું કે, "હું આપની યથાશક્તિ સેવા કરવાનો પ્રયત્ન કરીશ." અને ઘણા આનંદની વાત છે કે **મ**ણિલાલજી પોતાની પ્રતિજ્ઞા પૂરેપૂરી રીતે પાળવાને તત્પર છે.

એ પછી ત્રણ દિવસ રહીને ફિજીયન લોકોએ પણ **મ**ણિલાલજીનું સ્વાગત ઘણી ધામધૂમ સાથે કર્યું. એ વખત સુમારે છસો સાતસો ફિજીયનો એકઠાં થયાં હતાં; અને સ્ત્રી અને પુરુષોએ ખૂબ તાનમાં આવીને નૃત્ય તથા ગાન કર્યાં. ફિજીના લોકોમાં એવો રિવાજ છે કે જે માણુસ તરફ એમને સૌ કરતાં વધારેમાં વધારે પ્યાર હોય છે, અને જેનો આદર–સત્કાર ઉત્તમ રીતે કરવા તેઓ ઇચ્છતા હોય તે માણસના ગળામાં પોતાના મુખ્ય સરદારની છોકરીના હાથે હાર પહેરાવરાવે છે. કહેવાની

જરૂર નથી કે **મણિલાલજીને** પણ એ રીતે હાર પહેરાવવામાં આવ્યો હતો. અમે તે લોકોનો આવો ઉત્સાહ જોઇને ઘણું આશ્ચર્ય પામ્યા હતા. તેમાંના કેટલાઓએ પોતાની ભાષામાં જણાવ્યું હતું કે—"અમારા મિત્ર પંડિત **તો**તારામદ્વારા આજે આવા એક ભણેલા-ગણેલા ભારતવાસીનું સ્વાગત કરવાનું સૌભાગ્ય અમને પ્રાપ્ત થયું છે તે અમારે માટે ઘણા હર્ષની વાત છે. જ્યારથી ફિજી દેશ વસ્યો છે ત્યારથી માંડીને આજ સુધીમાં અહીં આવો સુશિક્ષિત ભારતવાસી કોઇ પણ આવ્યો નથી. અહીં આપના જેવા સુશિક્ષિત માણસોની અત્યંત જરૂર છે. ઇશ્વર આપને અને આપના ભાઇઓને આ દેશમાં ચિરાયુ રાખે. આપ અમને પણ આપના ભાઇઓ જેવાજ ગણશો." એ પછી મિ. **મણિલાલજીએ** પણ એક મનોહર ભાષણ કર્યું હતું. મિ. **સામ મુસ્તફાએ** ફિજીયનોના ભાષણનો અંગ્રેજી તરજુમો મિ. **મણિલાલને** સંભળાવ્યો હતો. એ પછી ત્યાંથી વિદાય થયા અને મારે ત્યાં ભોજન લેવાયું.

સવાર થતાંજ દુરૂલુલુના થાણા પાસે શેઠ **અલગૂને** મળવા ગયા, ત્યાં પહોંચતાંજ તેમણે આનંદ પ્રદર્શિત કરવા દારૂખાનું ફોડવા માંડયું; પણ અવાજ થતાંજ મેજીસ્ટ્રેટે 'પરવાનગી નથી' એમ જણાવી તે બંધ કરાવી દીધું. સત્કાર પામીને સાંજે ત્રણ વાગ્યે શ્રીમાન્ બાબુ **રામ-સિંહની** લૉંચ બોટપર સવાર થઇને **સુવા** પાછા ફર્યા.

# ફિજીદ્વીપનો ઇતિહાસ

**ફિજીના** પ્રાચીન ઇતિહાસ વિષે આપણે ઘણુંજ થોડું જાણીએ છીએ; ઘણી ઘણી શોધખોળ ચલાવવા છતાં એ સંબંધે વિશ્વાસપાત્ર હકીકત મળી શકી નથી; કારણકે મિશનરીઓના ત્યાં જવા પહેલાં ફિજીવાસીઓ લખવા-વાંચવાનું જાણતા ન હતા. ઇતિહાસવેત્તાઓનો એવો મત છે કે એ લોકો **ન્યૂગિઆનામાંથી** આવીને અહીં વસ્યા છે.

પરંતુ એ વાત આધારભૂત નથી. એના સમર્થન માટે હજી સુધી કોઈ પણ વિશ્વસનીય પ્રમાણ મળી શક્યું નથી. અલબત પોલિનિશિયન લોકોની ભાષામાં અને એ લોકોની ભાષામાં કેટલુંક મળતાપણું છે ખરું, પણ હજીસુધી એવું કોઇ પણ પ્રમાણ મળી શક્યું નથી કે પોલિનિશિયન લોકો ક્યારે અને કેવી રીતે ફિજીમાં આવી વસ્યા. ઇ. સ. ૧૬૪૩ માં ટાસમેન (Tasman) નામના એક વલંદાએ એ પ્રદેશ શોધી કાઢ્યો હતો; અને આગળ જણાવી ગયા છીએ તે પ્રમાણે ઈ. સ. ૧૮૭૬ થી એ દ્વીપો બ્રિટિશ સરકારના હાથમાં આવ્યા છે. ઇ. સ. ૧૮૭૯માં રતૂમા નામનો દ્વીપ એની સાથે જોડી દેવાયો.

ઇ. સ. ૧૯૧૧ ના એપ્રિલની બીજી તારીખે જે વસ્તીગણત્રી થઈ હતી, તે પ્રમાણે ફિજીની વસ્તી ૧,૩૯,૫૪૧ માણસની છે. જાતિવાર આંકડા નીચે પ્રમાણે:—

| જાતિ. | પુરુષ. | સ્ત્રી. | કુલ. |
|---|---|---|---|
| યૂરોપિયન અને બીજા ગોરા. | ૨,૪૦૩ | ૧,૩૦૪ | ૩,૭૦૭ |
| વર્ણસંકર (Half Cast) અથવા અર્ધા ગોરા. | ૧,૨૧૭ | ૧,૧૮૪ | ૨,૪૦૧ |
| હિંદી. | ૨૬,૦૭૩ | ૧૪,૨૧૩ | ૪૦,૨૮૬ |
| પોલિનિશિયન. | ૨,૪૨૯ | ૩૨૯ | ૨,૭૫૮ |
| ફિજીના મૂળ વતની. | ૪૬,૧૧૦ | ૪૦,૯૮૬ | ૮૭,૦૯૬ |
| ચીના. | ૨૭૬ | ૨૯ | ૩૦૫ |
| રોતૂમન. | ૧,૦૪૩ | ૧,૧૩૩ | ૨,૧૭૬ |
| મિશ્રિત. | ૪૫૭ | ૩૫૫ | ૮૧૨ |
| | ૮૦,૦૦૮ | ૫૯,૫૩૩ | ૧,૩૯,૫૪૧ |

ફિજીની આબોહવા ઘણી સારી છે. વિષુવવૃત્ત પાસેના દેશોમાંથી આવાં સારાં હવા-પાણીવાળા દેશો બહુજ થોડા મળી આવે છે. મેલે-

રિયાનું તો ફિજીમાં નામજ નથી. એ સિવાય બીજા પણ કેટલીએ જાતના રોગોનું ત્યાં નામ નિશાન નથી. ફિજીના અગ્નિકોણમાંથી જે વેપારી વાયુ (trade-wind) આવે છે તેનાથી ત્યાંની ગરમી શાન્ત થઈ જાય છે.

એ પ્રદેશમાં કૉલેરા અને પ્લેગ કદી પણ જોવામાં આવતો નથી. જો કે ત્યાં મચ્છર ઘણાજ થાય છે, પરંતુ તેનાથી મેલેરિયા પેદા થતો નથી. ચિત્તા, સિંહ, સાપ, વીંછી વગેરે ફિજીમાં બીલકુલ જોવામાં આવતા નથી, પરંતુ માખીઓ ઘણીજ વધારે થાય છે; એટલી બધી કે કેટલીક વખત તો શ્વાસની સાથે કદાચ નાકમાં ચાલી જાય, તેથી દમ પણ લઈ શકાતો નથી. ફિજીની રાજધાની સુવામાં વરસ દરમિયાન ૧૦૭ ઇંચ વરસાદ પડે છે. ત્યાં દુષ્કાળનો વધારે ભય રહેતો નથી, કારણ કે દર મહીને થોડો ઘણો વરસાદ પડયાજ કરે છે, પરંતુ ત્યાં આંધી ( વંટોળીઓ ) ઘણા જોરથી આવે છે, તેથી ખેતીને ઘણું નુકસાન પહોંચે છે. અને તેમાંએ કેળની ખેતીને તો ઘણુંજ નુકસાન થાય છે.

## ફિજીના મૂળ વતનીઓ

પહેલાં ફિજીના અસલના વતનીઓ ઘણા જંગલી હતા, પણ જ્યારથી તેઓ બ્રિટિશ સરકારના અમલ નીચે આવ્યા છે, ત્યારથી તે ઘણા સુધરી ગયા છે. પહેલાં એ લોકોમાં ઘણા ઘણા જંગલી રિવાજો પ્રચલિત હતા, પણ હવે તે ક્રમશઃ નાબૂદ થઈ ગયા છે. સુમારે ૨૫૦ વર્ષ પહેલાં એ લોકોમાં એક એવો ભયંકર રિવાજ હતો કે જ્યારે કોઇ માણસ ઘણો વૃદ્ધ થઇ જાય ત્યારે કેટલાક યુવકો ભેગા મળીને તેની પાસે જતા અને કહેતા કે, " કોઇકો સિંગની બીઆ બીજી ન બૂરા બૂરા " અર્થાત્ " શું તમે આ સંસાર છોડવા રાજી નથી ? " આનો જ્યારે તે કંઈ પણ ઉત્તર આપતો નહિ ત્યારે પેલાઓ તેને ભૂંજીને ખાઇ જતા !

લગ્નની જે રીતિ અગાઉ એ લોકોમાં પ્રચલિત હતી તે પણ ઘણીજ અદ્ભુત હતી. એક ગામના લોકો આવીને બીજા ગામની કોઇક કન્યાને નસાડીને પોતાને ત્યાં લઈ જતા. એ પછી તે છોકરીના ગામવાળાઓ પેલા માણસોપર હુમલો કરતા. આ તરફ વરવાળા તરફથી પણ ઘણા માણસો લડવાને તૈયાર રહેતા; એટલે બન્ને વચ્ચે લડાઇ આરંભાતી. તેમાં જો વરના પક્ષવાળા જીતતા તો તે છોકરીનો વિવાહ તે પુરુષ સાથે કરી દેવામાં આવતો, અને છોકરીવાળા વિજયી થતા તો છોકરી પોતાને ગામ પાછી ચાલી જતી. પછી કોઇ બીજા પુરુષ સાથે તેનો વિવાહ કરવામાં આવતો. અગાઉ પતિના શબની સાથે તેની સ્ત્રીને પણ જીવતી દાટી દેવામાં આવતી !

વળી જ્યારે કોઇ માણસનો મિત્ર મરી જતો ત્યારે તે પોતાના ડાબા હાથની ટચલી આંગળી કાપીને તેના શબની સાથે દાટી દેતો; પરંતુ હવે આ સઘળા દુષ્ટ રિવાજો બહુજ ઓછા થઇ ગયા છે, કારણ કે એ લોકોનો મોટો ભાગ ખ્રિસ્તી થઇ ગયો છે. વિવાહની અસલી રીતિને ઠેકાણે હવે કન્યા પોતે પોતાનો પતિ પસંદ કરી લે છે; અને તેનાં માબાપ એ કામમાં માથું મારતાં નથી. હવે તો એ લોકોમાં કન્યાની ઉમ્મર ૧૬ અને પુરુષની ૨૫ વર્ષની થાય નહિ ત્યાં સુધી લગ્ન થતાં નથી. જો કે આંગળી દાટવાનો રિવાજ બંધ પડી ગયો છે, છતાં કેટલાક જણ ચોરી છુપીથી પોતાની આંગળી કાપીને દાટી દે છે. મેં એવા કેટલાએ માણસો જોયા છે કે જેમની આંગળી કપાઈ ગએલી હતી. પોતાના મિત્ર અથવા ભાઇના મૃત શરીર સાથે આ પ્રમાણે આંગળી દાટવાને એ લોકો 'માંતે બાતા' અર્થાત્ પ્રેમને લીધે તેની સાથે મરવાની નિશાની જણાવે છે. વાચક ! આ કહેવાતા જંગલી લોકો પણ પોતાના મિત્રના મરણ પછી પોતાનો પ્રેમ કેવી મુશ્કેલ રીતે દર્શાવી આપતા ? આ જાતિ સાથે પણ આપણી તુલના કરીશું તો

જણાશે કે અહીં તો સગા ભાઇઓ પણ એક બીજા સાથેની તકરારમાં લાખો રૂપીઆની કુરબાની કરી દે છે, પણ પોતાના ભાઇના ઘરમાં રહે તે સહન કરી શકતા નથી! હા! ભારત!!

ફિજીયન લોકો હમેશના ઉપયોગ માટે ભલે વિદેશી વસ્ત્ર વાપરતા હોય તોપણ જ્યારે એમને ત્યાં અવસર આવે છે ત્યારે તો તેઓ પોતાના હાથનીજ બનાવેલી વસ્તુઓનો ઉપયોગ કરે છે. વિવાહ જેવા પ્રસંગોમાં સેંકડો રૂપીઆ વિદેશી વસ્તુઓ ખરીદવામાં ગુમાવી નાખનાર આપણા લોકોએ આ લોકો પાસેથી આ પાઠ શીખવો જોઇએ.

એમને ત્યાં જ્યારે પુત્રજન્મ થાય છે ત્યારે સ્ત્રીઓ ત્રણ રાત્રિ સુધી જાગરણ કરે છે, અને રાત્રે દિવાળીની પેઠે ઘરમાં સારી રોશની કરે છે. જ્યારે ફિજી દ્વીપસમૂહ પહેલ વહેલો શોધાયો ત્યારે એ લોકો એટલા જંગલી અને અજ્ઞાન હતા કે દિવાસળીની એક એક પેટીના બદલામાં એમણે પચાસ પચાસ એકર જમીન આપી દીધી હતી, પરન્તુ હવે તેઓ સારી સમજ ધરાવતા થઈ ગયા છે. એમને માટે ગામેગામ મિશનરીઓએ નિશાળો સ્થાપી દીધી છે, અને તેમાં એમને એમની ભાષામાં ભણાવવામાં આવે છે. બધાજ લોકો માંસાહારી છે. એમનાં હથિઆરો તીર, કમાન અને બરછી એટલાંજ છે. ઘુસ્તા (મુક્કા)મારવામાં એ લોકો ઘણા નિપુણ છે, જંગલી સૂવરને પણ તેઓ એ રીતે મારી નાખે છે.

આપણાં ભાઇબેનો ઉપર જે અત્યાચાર ફિજીમાં ગુજરે છે તેનું વર્ણન કરી ચૂક્યા છીએ, પરન્તુ તેવો અત્યાચાર ફિજીના લોકોપર કરી શકાતો નથી. પહેલી વાત તો એ છે કે ફિજીયન લોકો લખતથી બંધાઇને કામ કરતાજ નથી, અને કદાચ ગિરમિટ (Agreement)-થી કરે છે તો પછી પોતાની સગવડને માટે નોકર રાખનાર પાસેથી કેટલીએ શરત લખાવી લે છે. ગિરમિટવાળો ફિજીયન પ્રથમ તો એ

શરત કરે છે કે, દિનભરમાં ત્રણ વખત ભોજન આપવું, ૬ મહીના પછી કપડાં આપવાં, અને સાબુ, તમાકુ, ધાસતેલ તથા કામળો વગેરે વસ્તુઓ પૂરી પાડવી. જ્યાં સુધી આ શરતો લખાવીને રજીસ્ટર કરાવી લેતો નથી ત્યાં સુધી કોઇ પણ ફિજીયન લખતથી બંધાઇને કામ કરવા કબૂલ થતો નથી.

"Colony of Fiji" નામના પુસ્તકમાં એક યુરોપિયને લખ્યું છે:—

**The native Fijian does not make a reliable plantation labourer, his natural temperament rendering him quite unfitted for the monatonus duties incidental to cane cultivation, but the Indian coolies have proved themselves eminently suitable for the plantors generally.**

અર્થાત્ "ફિજીના મૂળ વતનીઓ ખેતરની મજૂરીનું કામ સારી રીતે કરી શકતા નથી, એમનો સ્વભાવજ શેરડીના વાવેતરમાં કરવી જોઇતી મજુરીને માટે તદ્દન અયોગ્ય છે; પરન્તુ હિંદી કુલીઓ એ કામને માટે સર્વથા યોગ્ય છે, અને જમીનદારો સામાન્ય રીતે તેમનેજ કામે લગાડે છે."

ધણી સારી વાત ! ફિજીના અસલ વતનીને કોણ નોકર રાખે ? પ્રથમ તેમને રાખવામાં ખર્ચજ વધારે પડે છે, અને વળી ગોરા લોકોથી તેમનાપર અત્યાચાર પણ કરી શકાતો નથી. એ તો બિચારા હિંદી મજુરોજ એવાં છે કે જેમને મૂક્કા મારો, લાત લગાવો, પગાર નહિ આપો, કેદમાં મોકલી દો અને ચાહે તે કરો, પણ તેમનું કોઇ સાંભળનારજ નહિ !

નિષ્પક્ષ લેખક હો તો આવાજ હોજો ! "ફિજીના મૂળ વત-

નીઓ એ કામને યોગ્ય નથી." શા માટે ? કારણ કે એમનો સ્વભાવજ એ કામને માટે અયોગ્ય છે ! !

વાચક ! હવે આપણે ફિજીના એક મૂળવતની અને હિંદી મજુર, એ બેની તુલના કરીએ. આપણા લોકોને ત્યાં દર અઠવાડીએ ૫ શિલિંગ ૬ પેન્સ મળે છે, અને તે પણ જ્યારે 'પૂરૂં કામ' કરવામાં આવે ત્યારે; પણ સેંકડે પાંચ માણસ પણ પૂરૂં કામ કરી શકતા નથી. છતાં આપણે જોવું જોઇએ કે અસાધારણ મહેનતુ હિંદી મજુર, દરેક પ્રકારના અત્યાચાર સહીને પણ વધારેમાં વધારે કેટલું કમાઇ શકે છે ? દર અઠવાડિઆના ૫ શિ. ૬ પેન્સ લેખે એક મહીનાના ૧ પૌંડ ૨ શિલિંગ, અને એક વર્ષના ૧૩ પૌંડ ૪ શિલિંગ થયા. એમાંથી ૯ પૌંડ તો લૂખું સુકું ખાવામાં આવે તોપણ પૂરા થાય. શેરભર લોટ અને પાશેરભર દાળ લેખે ૯ મણ લોટ અને ૨। મણ દાળ થઇ. ફિજીમાં લોટ ૪ આને, દાળ ૬ આને અને મરી મશાલો ૧।। રૂપીએ શેર* મળે છે. આ પ્રમાણે ઓછામાં ઓછા ૯ પૌંડ તો ખાવામાંજ વપરાય, અને સાલ ભરમાં એક બે પૌંડનો દંડ થવો કે દસવીસ દિવસ કેદ જવું એ કંઈ મોટી વાત નથી, એટલે એનો પણ એક પૌંડ કાઢી નાખો. વળી ઓછામાં ઓછો ૧।। પૌંડ પરચુરણ ખર્ચને માટે રાખીએ, એટલે કુલ ૧૧।। પૌંડ થયા. આ ઉપરાંત કપડાં લતાં, લાકડાં, તેલ, વાર–તહેવાર વગેરે તો બાકીજ છે, એટલે કોઈ પણ રીતે બાર મહીને એક પૌંડ (૧૫ રૂપીઆ) કરતાં કદી પણ વધારે બચી શકતું નથી. પરન્તુ ફિજીયનોને તો ચોક્ખા ૯ પૌંડ બચે છે, કારણ કે તેમનું ખાવાપીવાનું, કપડાંલતાં, તેલ, સાબુ વગેરે સઘળું શેઠને માથે હોય છે, અને વર્ષ દહાડે ૯ પૌંડ ચોક્ખા લેવાના હોય છે.

ફિજીના વતનીઓ ઘણી ઘણી પૂછપરછ કરીને અને સગવડ

* શેર બંગાળી એટલે આપણાથી બમણો જાણવો. અનુવાદક.

પડતી સઘળી શરતો લખાવી લઇનેજ–એગ્રિમેન્ટ–લખત કરે છે, જ્યારે આપણે ત્યાં એજન્ટો ભમાવીને મેજીસ્ટ્રેટ પાસે લઈ જાય છે, અને તેઓ સાહેબ પૂછે છે કે “કેમ ફિજી જવાને રાજી છોને?” જેવી મોમાંથી ‘હા’ નીકળી કે તરતજ રજીસ્ટર થઇ ગયું! રજીસ્ટર શેનું? કેવળ ‘હા’ કહેવાથી પાંચ વર્ષ સુધી કાળાપાણીની સજા થઇ ચૂકી!

ફિજીના વતનીઓમાં પ્રથમ લખવાની કોઈ પણ ભાષા ન હતી, પરન્તુ જ્યારથી ખ્રિસ્તિઓ આવ્યા ત્યારથી એ લોકો રોમનલિપિમાં લખતા–વાંચતા થયા છે. એમનાં નામ પણ ઘણાં અટપટાં છે. જેમકે માઘૂ, ઇયોમ્બી, લૈબાની, સાબેનાદા, રાતૂસ્રૂરોની, ચ્યૌ, ઇત્યાદિ. ફિજીયન ભાષાના બે ચાર શબ્દો તો જુઓ.

| | |
|---|---|
| તેનાના=મા. | તાદીના=નાનોભાઈ. |
| તમાના=બાપ. | વતીના=પત્ની. |
| તોકાના=મોટોભાઈ. | કલૌ=ઇશ્વર. |

## ફિજીવાસી હિંદીઓના જીવનપર એક દૃષ્ટિ

ફિજીમાં ૪૦,૦૦૦ કરતાં પણ વધારે હિંદીઓ છે. તેમાંથી સેંકડે ૩૫ સ્ત્રી અને ૫૫ પુરુષો છે. જુદે જુદે સ્થળે ફરીને મેં જ્યારે હિંદી સ્ત્રીઓને ફિજી આવવાના સંબંધમાં પૂછ્યું ત્યારે તેમાંની કેટલીકે કહ્યું કે “મારા નિર્ધન પતિને આરકાટીએ* ફસાવી દીધા તેથી મારે પણ તેમની સાથે આવવું પડ્યું.” ઘણીખરીનો જવાબ એવો હતો કે “મારાં સાસુ, સસરા, પતિ વગેરે સઘળાં મરી ગયાં, અને નિકટનાં સગાં–સંબંધીઓએ કંઈ પણ મદદ કરી નહિ, તેથી હું તીર્થયાત્રા કરવા નીકળી પડી હતી, અને ત્યાંથી આરકાટી ફસાવીને અહીં લઈ આવ્યો.” કેટલીક સ્ત્રીઓએ એમ પણ કહ્યું, કે “હું વિધવા થયા પછી ઘરનાં

* ઉત્તર હિંદુસ્તાનમાં ગિરમિટીઆ મજુરોની ભરતી કરનાર દલાલને આરકાટી કહે છે. અનુવાદક.

માણસો મારી સાથે લડવા લાગ્યાં અને મને દુઃખ પડવા લાગ્યું, આથી કંટાળીને હું ઘર બહાર નીકળી ગઈ, વચમાં કમનસીબે આરકાટીઓની જાળમાં ફસાઇ પડી, છેવટે પારાવાર દુઃખો ખમવાને મારે અહીં આવવું પડ્યું."

ઉપરની હકીકતપરથી માલૂમ પડે છે કે ઘરના કજીઆ–કંકાસોથી અને વિધવાઓ સાથે યોગ્ય વર્તન નહિ રાખવાથી અનેક સ્ત્રીઓને દેશ–દેશાન્તરમાં જઇને અનેક કષ્ટો સહવાં પડે છે. એ સ્ત્રીઓ બિચારી ભોળી અને અજ્ઞાન હોય છે, એટલે આરકાટીઓના પંજામાં બહુજ જલદી સપડાઈ જાય છે. ખબર કાઢતાં માલૂમ પડ્યું કે, રેવા અને નાબુઆ જીલ્લાની ૫૦૯ સ્ત્રીઓમાંથી ફક્ત ૩ કે ૪ સ્ત્રી લખીવાંચી જાણતી હતી. જો કે પુરુષોને પણ ફિજીમાં અનેક કષ્ટો વેઠવાં પડે છે, પરન્તુ સ્ત્રીઓને તો તેમના કરતાંએ વધારે ભોગવવાં પડે છે. પ્રથમ તો એમને સવારમાં ૩ાા વાગતાંજ ઉઠીને રોટલા કરવાના હોય છે, એ પછી ૧૦ કલાક ખેતરમાં સખત મહેનત કરવી પડે છે, અને તે પછી ઘેર જઇને વળી રોટલાનું અને ઘરનું બીજું કામ ઉભેલુંજ હોય છે. સ્ત્રીઓ જ્યારે કામપરથી પાછી ફરે છે ત્યારે તેના મોં ઉપર કાળજો ફરી વળેલો હોય છે, એ વખતે તેમના મોં ઉપર છવાએલો શોક જોઈને જે દુઃખ થાય છે તે વર્ણવી શકાય એમ નથીજ. જે સ્ત્રીઓએ દેશમાં પોતાના ગામ બહાર પગલું મૂક્યું નથી, જેમને એટલી પણ ખબર ન હતી કે આ અમારા પ્રાંત સિવાય દુનિયામાં કોઇ બીજા દેશો હશે કે નહિ, જેઓ સ્વભાવથીજ નમ્ર અને કોમળ હતી, અને જેમણે ઘર આગળ કદી પણ સખત કામ કર્યું ન હતું, તેજ સ્ત્રીઓ આજે હજારો ગાઉ દૂર ફિજી, જમૈકા, ક્યૂબા, હોન્ડુરાસ, ગિઆના વગેરે સ્થળોમાં જઇને દસ દસ કલાક કઠોર પરિશ્રમ કરે છે! કેટલીએ બાળવિધવાઓને ભમાવીને ફિજી મોકલી દેવાઈ છે,

તેમનાં દુઃખોની કથા સાંભળીને સખતમાં સખત હૃદયો પણ પીગળી જાય એમ છે. જે વખતે તેઓ નીચું મોં ઘાલીને અશ્રુધારા વહેવડાવતી પોતાનાં દુઃખોની વાત સંભળાવે છે ત્યારે સાંભળનારની આંખમાંથી પણ આંસુ વહેતાં અટકાવવાં અશક્ય થઈ પડે છે.

ગોરા મુકાદમોને લીધે આપણી ભગિનીઓને ત્યાં જે જે દુઃખો ખમવાં પડે છે તે અવર્ણનીય છે. હિંદી સ્ત્રીઓનાં દુઃખો જોઇને ફિજીના લોકો પણ અમને વારંવાર પોતાની ભાષામાં કહેતા, કે "સાદા બકલેબૂ ન વાન્ડા ઈન્દિઆ, સાંગઈ લોકો માઈ, ન યા લેવા વૂ લાંગી માઇ વીતી સાતીકો દા ઈ કે સા વુતૂકા વેસિંગા વેસિંગા ન ઓવાસિઆ સાદા ન કાઈ ઇન્ડિઆ ન મરા મા ક્ષાલાં કો માઇ વીતી વનુઆ વૂલાંગી કૈબક દૂ આ ન આતા માતા સાનકીતાકા વાતા નઈ લૈવા નકીતૌ વક મતીઆ સારા કો કાયા."

એનો અર્થ એવો થાય છે કે "હિન્દુસ્તાન ઘણોજ ખરાબ દેશ છે, કે જ્યાંની સ્ત્રીઓ મજુરી કરવાને માટે આટલે દૂર ફિજીમાં આવે છે, અને અહીં આવીને અનેક અત્યાચાર સહન કરે છે. જેવા અત્યાચારો તમારી હિંદી સ્ત્રીઓપર ગુજારવામાં આવે છે તેવા જો અમારી સ્ત્રીપર ગુજરતા હોય તો અમે અત્યાચારીઓને જડમૂળથી ઉખેડી નાખીએ."

શું ફિજીયનોની આ વાત અક્ષરે અક્ષર સત્ય નથી? શું આપણી બ્હેનો, માતાઓ અને કન્યાઓ ઉપર સાત સમુદ્ર પાર આવા અત્યાચારો ગુજરે એ આપણે માટે શરમની વાત નથી? શું આપણામાં હવે સ્વાભિમાન અને આત્મરક્ષાનો લેશ પણ રહ્યો નથી? જ્યારે અમે ફિજીયનો આગળ આપણા દેશનાં વખાણ કરતા ત્યારે તેઓ તરતજ સંભળાવી દેતા, કે "તમારો દેશ કોડીના કામનો નથી. તમારા હલકા મજુરીઆ દેશની બડાઈ અમારા આગળ ફરી કોઇ દિવસ મારશો નહિ." એમની આ વાત સાંભળીને અમારે નિરુત્તરજ રહેવું પડતું.

# દેશમાં પાછા આવવામાં નાતનો ભય

ઘણાંખરાં સ્ત્રી–પુરુષો એગ્રીમેન્ટ પૂરું કરીને અને પાંચ વર્ષ વધારે ગાળીને માતૃભૂમિમાં પાછાં જવાને ચાહે છે; પરન્તુ તેઓ દેશમાં જઇશું તો આપણને નાતમાં તો કોઇ ભેળવશે નહિ અને ઉલટું મૃત્યુ પર્યંત અપમાન સહન કરવું પડશે, એવા ભયથી ત્યાંથી નીકળી શકતાં નથી. આપણા દેશભાઇઓ સમુદ્રયાત્રાનો દોષ રજુ કરીને ટાપુઓમાંથી પાછા આવેલા ભાઇઓને નાતબહાર મૂકીને તેમને એટલો બધો ત્રાસ આપે છે કે તેઓ બિચારા દુઃખી થઇને પાછા ટાપુઓમાં ચાલ્યા જાય છે. દેશમાં આવતાં એમણે પરદેશમાં ધક્કા મુક્કી ખાઇને અને કેટલાંએ અપમાનો વેઠીને તથા પેટે પાટા બાંધી બાંધીને મહામહેનતે દમડી દમડી કરીને જે કંઇ એકઠું કર્યું હોય તે ભાઇ–ભાંડુઓ લઇ લે છે, અને રહ્યું–સહ્યું લાલચુ પુરોહિતો દયારહિત થઇને ખરચાવી નાખે છે. મારા દેશબંધુઓને આનું એકજ ઉદાહરણ આપીશ.

ફિજીમાં મારા ઘર પાસે એક ગુલજારી નામનો કનોજી બ્રાહ્મણ રહેતો હતો. તેણે ઘણો પરિશ્રમ કરીને ૮ વર્ષમાં લગભગ ૩૦૦ રૂપીઆ એકઠા કર્યા. એને બ્રાહ્મણ જાણીને ઘણાક લોકો પૂર્ણિમાને દિવસે સીધું આપ્યા કરતા. એ કનોજનો વતની હતો; ત્યાંથી તેના ભાઇનો કાગળ આવ્યો કે "તમે અહીં ચાલ્યા આવો. જો આ વર્ષમાં તમે નહિ આવો તો તમને ૧૦૧ ગોહત્યાનું પાપ!" ગુલજારીલાલ ભાઇએ લખેલા આવા સોગનથી બ્રાહ્મણધર્મનો વિચાર કરીને દેશ આવવા નીકળ્યો.

જ્યારે તે પોતાને ગામ પહોંચ્યો ત્યારે તેને જુદા ઘરમાં રાખવામાં આવ્યો. તેણે પૈસા ટકા ભાઇને સોંપી દીધા. ત્રણચાર દિવસ પછી પુરોહિતને બોલાવવામાં આવ્યા. તેઓશ્રી સ્મૃતિનું પુસ્તક સાથે લેતા આવ્યા હતા. ગામના નાના મોટા સઘળા નાતીલાઓ ભેગા

મળીને બેઠા. સમુદ્રયાત્રાપર વિચાર ચાલ્યો. ગુલજારીએ ઘરમાંથી નીકળ્યા પછી ફિજી પહોંચ્યા સુધીની વહાણમાં ખાવા-પીવાની વાત કહી સંભળાવી. ફેંસલામાં બધાં તીર્થોની યાત્રા કરવાનું, ભાગવત સાંભળવાનું અને પાંચ છ ગામ જમાડવાનું કહેવામાં આવ્યું. સાતસો આઠસો રૂપીઆના ખર્ચનો ફેંસલો અપાયો! ગુલજારીએ ખર્ચ કરવાને પોતાના ભાઈ પાસેથી સોંપેલા રૂપીઆ માગ્યા, પણ ભાઇએ કોરો-કકડતો જવાબ દીધો! નાતવાળાઓએ એનો બહિષ્કાર કર્યો. ગામ-વાળાઓ પણ ઘણો તિરસ્કાર કરવા લાગ્યા અને ભાઇઓ તો કટ્ટા શત્રુજ બની ગયા! તેઓ કહેવા લાગ્યા કે, તેં કેટલાક રૂપીઆ અમારાથી છુપાવી રાખ્યા છે તેમાંથી ખર્ચ કર. આ રૂપીઆ તો હવે અમે પાછા આપીશું નહિ. લાચાર, ગુલજારીએ ફિજી માંહેલા પોતાના ઇષ્ટ-મિત્રોને પોતાના દુઃખની વાત લખી જણાવી અને વિનતિ કરી કે કસાઇના હાથમાંથી ગાય છોડાવી મને બચાવી-પુણ્ય મેળવો. ત્યાંથી ઉઘરાણું કરીને લોકોએ ૬૦૦ રૂપીઆ મોકલી આપ્યા, ત્યારે ગુલજારી સને ૧૯૧૪ ના એપ્રિલમાં પાછો ફિજી પહોંચ્યો. આ પ્રમાણે કેટલાએ લોકો પાછા ફિજી ચાલ્યા ગયા છે, અને ત્યાં જઇને કેટલાક તો ખ્રિસ્તિ કે મુસલમાન પણ થઇ ગયા છે!

સમુદ્રયાત્રાના દોષથી અપરાધી ઠરીને આપણા કેટલાએ ભાઇઓ માતૃભૂમિને અંતિમ નમસ્કાર કરીને ચાલ્યા જાય છે, અને ત્યાં પહોંચીને સનાતન ધર્મની જે બોલીને ઈસુનું શરણ લઇ લે છે,! વાચક, જરા વિચાર કરો. શું તમે **રા**માયણ વાંચ્યું છે? શું **ભ**રતના પ્રેમનું શિક્ષણ ગ્રહણ કર્યું છે? શું તમે ભાઇઓ ઉપર પ્રેમ રાખી જાણો છો? હું '**ભા**રત ધર્મ મહામંડળ'ને સવિનય પ્રશ્ન કરૂં છું કે, 'તમે આ પ્રવાસી ભાઇઓને માટે કયો માર્ગ શોધ્યો છે? તમે એમને શી આજ્ઞા ફરમાવો છો? એમણે કુર્બાનીમાં ભાગ લેવો, ઇસાઇઓમાં ભળી જવું,

કે તમે વહાલ દાખવીને એમને છાતી સરસા ચાંપશો?'

શું મને આપણા દેશના વ્યાખ્યાન કર્તાઓ અને ધાર્મિક પુરુષોને એટલું પૂછવાનો હક્ક છે, કે એ લોકોને પુનઃ નાતમાં લઈ લેવામાં શી હાનિ છે? જે માણસો ઘરના જુલમથી ત્રાસ પામીને અને દુષ્ટ આરકાટીઓથી ફસાઈ પડીને નિરુપાયે પરદેશ ચડે છે તેમાં તેમનો શો દોષ?

## શિક્ષણ-સ્થિતિ

આ સંબંધમાં કહેવું પડે છે કે ત્યાં મિશનરીઓની સ્કૂલો છે, પરંતુ છોકરાઓને તેમાં ભણવા મોકલવા એટલે કે તેમને ખ્રિસ્તી બનવાના સંસ્કાર પાડવા. માટે હિન્દુસ્તાનમાંથી કોઈ અંગ્રેજી ભણેલો માણસ ત્યાં જાય અને સ્કૂલ ખોલીને પોતાના ભાઈઓને શિક્ષણ આપે એ ઘણું જરૂરનું છે. ત્યાંના થોડા ઘણા ભાઈઓ વર્તમાનપત્રો વાંચી શકે છે, એ આનંદની વાત છે. હિંદુસ્તાનમાંથી **સરસ્વતી**, **ચિત્રમયજગત્**, **મર્યાદા**, **ભાસ્કર**, **ભારતમિત્ર**, **અભ્યુદય**, **આર્યમિત્ર**, **ભારતસુદશાપ્રવર્તક**, **વીરભારત** અને **વેંકટેશ્વર સમાચાર** વગેરે ઘણાંક પત્રો ફિજીમાં જાય છે. જે લોકો વાંચી જાણે છે તેઓ પોતાના અજ્ઞાન બંધુઓને માતૃભૂમિના સમાચાર વાંચી સંભળાવતા રહે છે. ખાસ કરીને ત્યાંના હિંદીઓમાં **ભારતમિત્ર** ઘણા ઉમંગથી વંચાય છે, અને ખરી રીતે એ પત્રે ફિજીનિવાસી હિંદીઓને માટે ઘણું કામ બજાવ્યું છે. આશા છે કે આપણાં બીજાં વર્તમાનપત્રો પણ પ્રશંસનીય **ભારતમિત્ર**નું અનુકરણ કરશે અને પ્રવાસી ભાઈઓની મદદ-માટે થોડું ઘણું લખતાં રહેશે.

## ધાર્મિક સ્થિતિ

જે પંડિતો અને મોલવીઓ ફિજીમાં જાય છે તેમના સંબંધમાં પહેલી વાત તો એ છે કે તેઓ પોતેજ ભણેલા હોતા નથી; અને

બીજી વાત તેમનો ઉદ્દેશ કેવળ એટલોજ હોય છે કે પોતાના ભોળા ભાઈઓ પાસેથી રૂપીઆ ઠગી લઈને ચાલ્યા જવું. આવા સ્વાર્થી અને અણઘડ મનુષ્યો ફિજીનિવાસી હિંદીભાઈઓનું શું ભલું કરી શકે?

એક વખત અમે લોકોએ ફિજીના ગવર્નરપર એવી મતલબનું પ્રાર્થના–પત્ર મોકલ્યું હતું, કે જો હિન્દુસ્તાનમાંથી કોઈ સારો ઉપદેશક અહીં બોલાવવામાં આવે તો ઘણો લાભ થાય. તેનો આવવા જવાનો ખર્ચ ઇમિગ્રેશનખાતાએ આપવો અને ભોજન વગેરેની ગોઠવણ અમે કરીએ. ગવર્નરે એ માગણી સ્વીકારી અને હિન્દુસ્તાનમાં ખબર આપી; પરંતુ ખેદની વાત છે કે અહીંથી કોઈ પણ માણસ જવાને તૈયાર થયો નહિ. 'ભારતધર્મ મહામંડલ' નું કર્ત્તવ્ય છે કે તે પોતાનો એક ઉપદેશક ફિજી મોકલે; પરંતુ જે લોકો સમુદ્રયાત્રાને પાપ સમજે છે તેઓ પ્રવાસી ભારતવાસીઓનાં દુઃખ મટાડવા ત્યાં કેવી રીતે જઈ શકે? રામમનોહરાનંદ સરસ્વતી નામના એક આર્યસમાજી સજ્જન ત્યાં જઈ પહોંચ્યા છે, અને તેમણે જ્ઞાનપ્રચારનું કામ પણ શરૂ કરી દીધું છે. તેઓ ખરેખર ધન્યવાદને પાત્ર છે. એમનો સંક્ષેપ વૃત્તાંત આગળ લખીશું; પણ હજી ત્યાં એક એવા ઉપદેશકની અત્યંત જરૂર છે કે જે વૈદિક સિદ્ધાંતોનો સારો જ્ઞાતા હોય અને સારી રીતે અંગ્રેજી પણ જાણતો હોય.

ધર્મપ્રચાર કરવાનું કામ કંઈ ખીર ખાવા જેવું સહેલું નથી, તેને માટે સેંકડો કષ્ટો સહન કરવાં પડે છે, અને તેની સાથે સાહસ, આત્મિકબળ, ધૈર્ય અને સહિષ્ણુતાની પણ ઘણીજ આવશ્યકતા છે. અમે જાણીએ છીએ કે આર્યસમાજપર ઘણો બોજો લદાયલો છે, અને સમાજ ઘણાં ઘણાં કામો કરી રહી છે, પરન્તુ જગત–ઉપકારનો શ્વાસ લેનારી આર્યસમાજ પોતાના પ્રવાસી ભાઈઓના હિતને માટે શું એક પણ ઉપદેશક ફિજી મોકલી શકે એમ નથી? મને પૂર્ણ આશા છે કે

ફિજીના હિંદુઓ અહીંથી મોકલાયલા ઉપદેશકને યથાશક્તિ મદદ કરશેજ. અમે લોકોએ ત્યાં બેચાર સ્થળે દર વર્ષે રામલીલા કરવાની પણ ગોઠવણ કરી છે, અને તે પ્રમાણે લંબાસા, નાણ્ડુઆ, લતોકા ઇત્યાદિ કેટલાંક સ્થળોમાં તે દર વર્ષે થયા કરે છે. એથી આપણા ભાઇઓના હૃદયમાં પોતાના જાતીય ઉત્સવો તરફ પ્રેમ ટકી રહેવાનો લાભ થાય છે.

ફિજીમાં પાદરી લોકો કેટલાંએ વર્ષોથી પોતાનું કામ એક સરખી રીતે બજાવી રહ્યા છે; પરન્તુ અનેક પ્રયત્નો કરવા છતાં બહુજ થોડા હિંદુઓને તેઓ ખ્રિસ્તિ બનાવી શક્યા છે. એનું કારણ એ છે કે આપણા ભાઇ ખ્રિસ્તિ ન થવા પામે તેને માટે અમે લોકો ત્યાં સતત પ્રયત્ન કરતા રહીએ છીએ, અને આટલું છતાં પણ જો કોઇ વટલી જાય છે તો અમે તેને પાછો શુદ્ધ કરી લઇએ છીએ.

ફિજીમાં કબીરપંથી, રામાનંદી, સમનામી, ગુસાંઇ ઇત્યાદિ જાતજાતના અનેક સાધુઓ છે, પરન્તુ એ લોકો પોતપોતાના ચેલા મુંડતા ફરે છે. કેટલાએ બાવાઓને ભમાવીને ફિજી ચઢાવી દેવાયા છે. પાંચ વર્ષ સુધી ગિરમિટથી કામ કરીને જ્યારે તેઓ સ્વતંત્ર થાય છે ત્યારે ભીખ માગવાનો પ્રારંભ કરી દે છે. વર્ષમાં એક એક વખત પોતાના ચેલાને ત્યાં ચક્કર મારી આવવું એટલુંજ તેમનું કામ ! આથી મારૂં એમ કહેવું છે કે જો કોઇ સારો ઉપદેશક ફિજીમાં પહોંચી જાય તો ઘણો લાભ થાય.

કેટલાંક વર્ષોથી ફિજીમાં પુનર્વિવાહ પણ થવા માંડયો છે. મૂળ વાત એવી છે કે, પ્રથમ તો ત્યાં સ્ત્રીઓ કરતાં પુરુષોની સંખ્યા લગભગ બમણી છે, અને એટલી સ્ત્રીઓમાંથી પણ કેટલીક તો જે બાળ વિધવાઓને ફસાવીને મોકલી દેવામાં આવી હતી તે છે. આવી સ્થિતિમાં વ્યભિચાર થવો સ્વાભાવિકજ છે. ફિજીમાં એવા કેટલાએ કેસ બનતા રહે છે કે જેમાં પુરુષ પોતાની સ્ત્રીને દુરાચારને લીધે મારી

નાખે છે, અને પછી પોતે પણ ફાંસીએ ચઢે છે. આમાં દોષ બીજા કોઈનો નથી, પણ કેવળ 'Indenture system'—ગિરમિટીઆ પદ્ધતિનોજ છે.

આવી બૂરી અને પતિત દશામાં રહેવા છતાં પણ ફિજીનો ભારતીય સમાજ બહુ બગડયો નથી; એ વાત ખરી રીતે તો આશ્ચર્યજનક જ કહેવાય. જ્યારે ફિજીનિવાસી હિંદીઓના જાણવામાં આવ્યું કે ગુપ્ત રીતે વ્યભિચાર ઘણોજ થાય છે ત્યારે તેમને પુનર્વિવાહનો રિવાજ શરૂ કરી દેવાનો માર્ગ ઉત્તમ જણાયો.

પુનર્વિવાહ શાસ્ત્રસંમત છે કે નહિ એ વિષે હું કહું તે અનધિકારીનું બોલવું ગણાશે, પરંતુ હું એટલું તો કહ્યા સિવાય રહી શકતો નથી કે ફિજીમાં વ્યભિચાર અટકાવવામાં પુનર્વિવાહે થોડી ઘણી મદદ તો અવશ્ય કરી છે.

## આર્થિક સ્થિતિ

ફિજીનિવાસી હિંદી લોકોની પૈસા સંબંધી સ્થિતિ ખરાબ છે. પાંચ વર્ષ સ્વતંત્ર થયા પછી થોડા ઘણા લોકો ખેતી કરવા મંડે છે, પરન્તુ ભાતની ખેતી સિવાય બીજા કોઈ પણ જાતના પાકમાંથી લાભ થવાનો સંભવ નથી. ખાવાના પદાર્થોની મોંઘવારીને લીધે કેટલાક લોકો ભૂખે પણ મરે છે, અને જો ત્યાં ભાત નિપજતું ન હોય તો બીજા પણ કેટલાએ માણસોના એવાજ હાલ થાય. સેંકડે એક બે માણસોજ એવા હશે કે જે વ્યાપાર ચલાવતા હોય. અમે આગળ જણાવી ચૂક્યા છીએ કે full task–'પૂરૂં કામ'–કરવા પછી ૧ શિલિંગ મજૂરી મળી શકે છે, પરંતુ પૂરૂં કામ કરનાર ૧૦૦ માંથી ૫ પણ ભાગ્યેજ નીકળશે; કારણ કે 'પૂરા કામ'ની કોઈ પણ હદ મુકરર કરવામાં આવી નથી. સાધારણ રીતે ૨૦ સાંકળ લાંબા અને ૬ ફીટ પહોળા ખેતરનું કામ full task 'પૂરૂં કામ' કહેવાય છે; પરન્તુ કોઈ માણસ જો આ સખત

કામ પણ એક દિવસમાં કરી પાડે તો બીજે દિવસે "ફુલ ટાસ્ક" ૨૫ સાંકળ લંબાઈ અને ૬ ફીટ પહોળાઇનું બની જાય છે. સાધારણ મનુષ્ય એક મહીનામાં ૧૨ શિલિંગ એટલે ૯ રૂપીઆથી વધારે કમાઈ શકતો નથી. ફિજીમાં ઘઉંનો લોટ ૧ શિલિંગનો ૬ પાઉંડ, ચોખા ૪ પાઉંડ, અને અડદની દાળ પણ ૪ પાઉંડ (૧ પાઉંડ=લગભગ ૧ ગુજરાતી શેર) ના ભાવથી મળે છે. મતલબ કે હિંદુસ્તાન કરતાં ત્યાં બમણો ખર્ચ પડે છે. કેટલાક લોકોને એવો ખ્યાલ છે કે એ દ્વીપોમાં જનાર માણુસ ઘણા રૂપીઆ કમાઇ લાવે છે; પરન્તુ તેમનો એ વિચાર તદ્દન ભૂલભરેલો છે. અમે એટલું કબૂલ કરીએ છીએ કે ફિજીદ્વીપોમાંથી જે સેંકડો માણુસ હિન્દુસ્તાન પાછા ફરે છે તેમાંથી બે ચાર માણુસ તો અવશ્ય કંઇક પેદા કરી લાવતા હશે, પરન્તુ પછી આપણા લોકો દૃષ્ટાન્ત આપવા મંડી જાય છે કે જુઓ અમુક માણુસ કુલી તરીકે ગયો હતો તે ત્યાંથી આટલા રૂપીઆ એકઠા કરી લાવ્યો; પણ તેઓ એટલું વિચારી શકતા નથી કે સોમાંથી પાંચ માણુસ કમાઇને આવ્યા એ તે શી મોટી વાત થઈ? બાકીના ૯૫ ભૂખે મરતા પાછા ફરે છે તેનો કંઇ ખ્યાલ? વળી જે માણુસો પેદા કરી લાવ્યા હોય તેમને પૂછવામાં આવશે તો તેઓ ઘણું ખરૂં એમજ કહેશે કે દેશમાં રહીને પણ જો આટલો પરિશ્રમ અમે કર્યો હોત તો કદાચ એથી વધારે નહિ પણ ઓછું તો નજ પેદા કરી શકત.

તાત્પર્ય કે એ દ્વીપોમાં ગએલો માણુસ માલદાર બનીને આવે છે એવો ભ્રમ લોકોના મનમાંથી અને ખાસ કરીને ગામડાંના લોકોના મનમાંથી દૂર કરાવી દેવો જોઇએ.

## શારીરિક સ્થિતિ.

જે લોકો ગિરમિટમાં કામ કરે છે તેમાંથી સેંકડે ૯૦ માણુસોની

શારીરિક સ્થિતિ શોચનીય હોય છે. ગિરમિટીઆ મજુરો માંદા થાય છે ત્યારે તેમને પ્લેન્ટરો (જમીન વસાવનાર)*ના દવાખાનામાં મોકલી આપવામાં આવે છે, પરંતુ જેઓ એગ્રીમેન્ટથી મુક્ત થઇને સ્વતંત્ર થાય છે તેમને આ સંબંધમાં ઘણીજ મુસ્કેલી વેઠવી પડે છે. છૂટો થયેલો માણુસ સરકારી ઇસ્પિતાલમાં જવા ચાહે તો પ્રથમ તેને ઇમિગ્રેશનખાતાની ઑફિસમાં જવું પડે છે. ત્યાંના કાર્યકર્ત્તાઓ જ્યારે ૧૦ રૂપીઆ અનામત મૂકાવે છે ત્યારે ઇસ્પિતાલમાં જવા માટેનો પત્ર આપે છે. જો રૂપીઆ ન હોય તો ઘરેણાં રાખી લેવાય છે. પ્રથમ તો જેની પાસે પૈસા નથી હોતા તેને ઇસ્પિતાલમાં મોકલવામાંજ આવતા નથી અને જો કૃપા કરીને કદાચ મોકલી આપે તો પણ તેના નામપર દરરોજના આઠ આના લેખે ચઢતા રહે છે; અને તે સઘળા પાછળથી ચૂકવી આપવા પડે છે. જો હિન્દુસ્તાનમાંથી કોઈ સારો વૈદ્ય કે ડાક્ટર ત્યાં જઇને પોતાનું દવાખાનું ઉઘાડે તો કેવું સારૂં? એકંદરે સ્વતંત્ર થએલા માણસોની શારીરિક સ્થિતિ સાધારણ છે.

## ઐક્ય

અહીં મારે હર્ષપૂર્વક જણાવવું જોઇએ કે ફિજીનિવાસી હિંદી ભાઇઓમાં હમણા ત્રણ ચાર વર્ષોથી ઐક્યના અંકુર ફૂટી ચૂક્યા છે. જો કોઇ મહેનત લઇને ફંડ એકત્ર કરવા ધારે તો તે પણ થઈ શકે છે. દક્ષિણ આફ્રિકાના હિંદી ભાઇઓને માટે અમે લોકોએ એકલા સુવા નગરમાંથીજ ૧૮ પૌંડ એકત્ર કરીને મોકલી આપ્યા હતા, અને આખા ફિજી તરફનું ફંડ ગણીએ તો ૪૦ પૌંડ (૬૦૦ રૂપીઆ) થવા જાય. અમે ત્યાં "બ્રિટિશ ઇન્ડિયન એસોસિએશન" નામની એક સભા સ્થાપી હતી, જે હજી સુધી પોતાનું કામ યોગ્ય રીતે બજાવી રહી છે. એ સભાના પ્રમુખ શ્રીયુત મણિલાલ બેરિસ્ટર અને મંત્રી

બાબુ રામસિંહ છે. શ્રીયુત રામમનોહરાનંદ સરસ્વતીએ અત્યંત પરિશ્રમ લઇને ૧૪૦ પૌંડનું ઉઘરાણું કર્યું હતું અને તે વડે તાઇબાક નામના ગામમાં "સરસ્વતી સ્કૂલ" સ્થાપવામાં આવી છે. માન્યવર શ્રીમાન્ મહાશય રામમનોહરાનંદ સરસ્વતી ફિજીમાં પોતાને ખરચે ગયા છે. તેઓ જ્યારે બ્રહ્મદેશમાં હતા ત્યારે ફિજીમાંથી એક વ્યક્તિએ તેમની સાથે એક વર્ષ સુધી પત્રવ્યવહાર ચલાવ્યો હતો, એ પછી સને ૧૯૧૩ ના જાન્યુઆરીની ૬ ઠ્ઠી તારીખે તેઓ ફિજીમાં પધાર્યા. એમણે ત્યાં પહોંચ્યા પછી એક મહીનામાં ભ્રમણ કરવું શરૂ કર્યું. સ્વામીજી જેવા પરોપકારી સજ્જનનું આગમન ઘણું લાભકારક અને આનંદદાયક છે. વિશેષ આનંદની વાત એ છે કે એમણે ફિજીનિવાસી હિંદીઓનાં અશિક્ષિત સંતાનોને શિક્ષિત બનાવવાનો સંકલ્પ કર્યો છે. એમણે સામાકલા નામના સ્થળે ભાષણ કરતાં જણાવ્યું-હતું કે, "મારા આયુષનો શેષ ભાગ ફિજીનિવાસી હિંદી ભાઇઓના સંતાનના ઉદ્ધારને માટેજ છે." આશ્ચર્ય જેવું તો એ છે કે સ્વામીજીના ચરણ સરસવના ફૂલ કરતાં પણ વધારે કોમળ છે; તે ફિજીના વિકટ પહાડો કે જ્યાં, ઘોડા, ટાંગા, ઉંટ, ગાડી, પાલખી, ડોલી વગેરે કશું પણ મળી શકતું નથી તેમાં કેવી રીતે ચાલી શકશે ? સ્વામીજી મૃદુ-ભાષી છે, અશિક્ષિતોની સાથે કામ લેવામાં કેવી રીતે સફળતા મેળવી શકશે ? સ્વામીજી મિતાહારી અને વખતસર ભોજન લેનારા છે; તેઓ જ્યારે મીઠું અને મોટા ટીક્કર સાથે કામ પડશે ત્યારે કેવી રીતે વિજય-પ્રાપ્તિ કરી શકશે ? વાચક ! ગમે તેમ હો, પણ સ્વામીજી એ સઘળું સહન કરી ચૂક્યા છે. પહાડોપર ચઢી ગયા, કમલ જેવા ચરણોમાં કસી કસીને બૂટ બાંધી લીધાં અને અડધોઅડધ મીઠું ભેળવેલા મોટા ટીક્કર ( રોટલા ) સાથે પણ મહાભયંકર યુદ્ધ કરીને ઉત્તીર્ણ થયા ! ક્ષુધા ડાકણને સંતોષના અસ્ત્રથી જીતી લીધી, અશિક્ષિતોને પણ કદ્દ-

મૃદુભાષણથી વશ કરી લીધા. સમયાનુસાર જે જેવું મળ્યું તેની સાથે તેવોજ વ્યવહાર રાખીને પોતાનું કર્ત્તવ્ય–લક્ષ્ય સાધીને આર્યમંદિરને માટે ૨૦૦ પૌંડનું ફંડ પણ એકત્ર કરી દીધું.

ઈશ્વરની મહત્ કૃપાથી સ્વામીજી અવશ્ય સફળમનોરથ થશેજ. અમે અન્ય ઉપદેશકોને પ્રાર્થના કરીએ છીએ કે તમે પણ પ્રવાસી ભાઈઓના ઉદ્ધારના ઉપાય વિચારો, અને સ્વામીજીની પેઠે ત્યાં જઈને જુઓ કે ધાર્મિક સ્થિતિ કેટલી અધોગતિએ પહોંચી ગઈ છે? હું આર્યસમાજી ભાઈઓને સવિનય પ્રાર્થના કરૂં છું કે તમે સ્વામીજીને ઉત્સાહ આપતા રહેશો.

ઘણા આનંદની વાત છે કે ફિજીના મુસલમાન ભાઈઓ હિંદુઓની સાથે સંપસંપીને રહે છે. તેઓ બકરીઈદપર ગાયની કુર્બાની કદી પણ કરતા નથી, અને ફંડો ઉઘરાવવાના કામમાં પણ આગળ પડીને ભાગ લે છે. અભણ માણસોમાં આટલો સંપ હોય એ કંઈ સાધારણ વાત ન કહેવાય.

# ફિજીનિવાસી હિંદીઓના સંબંધમાં કેટલાક નિષ્પક્ષ અભિપ્રાય

ફિજીની રાજધાની સુવામાં કુમારી એચ. ડડલી ( Miss H. Dudley ) નામની એક મિશનરી છે. તેઓ આસ્ટ્રેલિઅન મેથોડિસ્ટ છે, અને ફિજીના હિંદીઓ તરફ ઘણી સહાનુભૂતિ ધરાવે છે. તેમણે ભારતવાસીની દશાપર ખેદ દર્શાવીને 'મોડર્ન રિવ્યુ' નામના માસિકમાં એક પત્ર પ્રકટ કરાવ્યો હતો. વાચકોની જાણ માટે તે સને ૧૯૧૩ ના માર્ચના અંકમાંથી નીચે આપીએ છીએ.

## મિસ ડડલીનો પત્ર–સુવા, ફિજીદ્વીપ.

Sir,

Living in a country where the system called, "Indentured labour" is in vogue, one is continually oppressed in spirit by the fraud, injustice, and inhumanity of which fellow creatures are the victims.

Fifteen years ago I came to Fiji to do mission work among the Indian people here. I had previously lived in India for five years. Knowing the natural timidity of Indian village people and knowing also that they had no knowledge of any country beyond their own immediate district, it was a matter of great wonder to me as to how these people could have been induced to come thousands of miles from their own country to Fiji. The women were pleased to see me as I had lived in India and could talk with them of their own country. They would tell me of their troubles and how they had been entrapped by the recruiter or his agents. I will cite a few cases.

One woman told me she had quarrelled with her husband and in anger run away from her mother-in-law's house to go to her mother's A man on the road questioned her, and said he would show her the way. He took her to a depot for Indentured labour. Another woman said her husband went to work at another place. He sent word to his wife to follow him. On her way a man said he knew her husband and that he would take

her to him. This woman was taken to a depot. She said that one day she saw her husband passing and cried out to him but was silenced. An Indian girl, was asked by a neighbour to go and see the Muharram festival. Whilst there she was prevailed upon to go to a depot. Another woman told me that she was going to a bathing ghat and was misled by a woman to a depot.

When in the depot these women are told that they can not go till they pay for the food they have had and for other expenses. They are unable to do so. They arrive in this country timid fearful women, not knowing where they are to be sent. They are alloted to plantations like so many dumb animals. If they do not perform satisfactorily the work given them, they are punished by being srtruck or fined, or they are even sent to gaol. The life on the plantations alters their demeanour and even their very faces. Some look crushed and broken-hearted, others sullen, others hard and evil. I shall never forget the first time I saw " indentured " women. They were returning from their day's work. The look on those women's faces haunts me.

It is probably known to you that only about 33 women are brought out to Fiji to every one hundred men. I can not go into details concerning this system of legalised prostitution. To give you some idea of the results, it will be sufficient to say that every few months some Indian man murders for unfaithfullness the woman whom he regards as his wife.

It makes one burn with indignation to think of the helpless little children born under the revolting condition of the "indentured labour" system. I adopted two little girls-daughters of two unfortunate women who had been murdered. One was a sweet, graceful child so good and true. It is always a marvel to me how such a fair jewel could have come out of such loathsome environments I took her with me to India some years ago, and there she died of tuberculosis. Her fair form was laid to rest on a hill side facing snow-capped Kinchinchinga. The other child is still with me—now grown up to be a loyal, and true and pure girl. But what of the children—what of the girls—who are left to be brought up in such pollution ?

After five years of slavery—after five years of legalised immorality—the people are "free". And what kind of a community emerges after five years of such a life ? could it be a moral and self-respecting one ? yet some argue in favour of this worse than barbarous system, that the free Indians are better off financially than they would be in their own country ! I would ask you at what cost to the Indian people. What have their women forfeited ? What is the heritage of their children ?

And for what is all this suffering and wrong against humanity ? To gain profits–pounds, shillings and pence for sugar companies and planters and others interested.

I beseech of you not to be satisfied with any reforms to the system of indentured labour. I beg of

you not to cease to use your influence against this iniquitous system till it be utterly abolished.

*—H. Dudley. Suva Fiji November 4.*

ઉપરના પત્રનું ભાષાંતર નીચે પ્રમાણે છે.

સાહેબ,

જે દેશમાં ગિરમિટીઆ પદ્ધતિ ચાલુ છે ત્યાં રહેનાર હરકોઇને, તે દેશમાં પોતાના મનુષ્ય બન્ધુઓ તરફ જે દગો-ફટકો, અન્યાય અને અમાનુષિકતાનો જુલ્મ ચાલી રહ્યો છે તે જોઇને હંમેશાં આંતર વેદના થયાં વિના રહેતી નથી. ફિજી ટાપુઓમાં વસતા હિન્દીઓમાં ખ્રિસ્તિ-ધર્મ ફેલાવવાનું કામ કરવાને હું પંદર વર્ષપર ફિજીમાં આવી હતી. તે પહેલાં હું હિન્દુસ્તાનમાં પાંચ વર્ષ રહી હતી. હિન્દુસ્તાનનાં ગામડાંઓના લોકોની કુદરતી બીક વિષે તેમજ પાસેના તાલુકા સિવાય બહારના દેશોના તે લોકોના તદ્દન અજ્ઞાન વિષે મને માહિતી હોવાથી, હજારો માઇલપર આવેલા ફિજી ટાપુઓમાં આવવાને તે લોકો કેમ લલચાયા હશે તે વિષે મને મોટું આશ્ચર્ય થતું હતું. હું હિંદુસ્તાનમાં રહેલી હતી તેથી અને હિંદુસ્તાનની વાતો હું કરી શકતી તેથી હિન્દી સ્ત્રીઓ મને જોઇને ઘણી ખુશી થઈ. તેઓ મને પોતાનાં દુઃખોની અને ગિરમિટ માટે માણસોની ભરતી કરનારા તેમજ તેમના આડતીઆઓથી તેઓ કેવી રીતે સપડાઇ ગઇ હતી તે વિષે વાતો કરતી હતી. હું થોડા દાખલાઓ આપીશ.

એક સ્ત્રીની એવી હકીકત હતી કે તેને તેના ધણી સાથે કજીઓ થતાં તે પોતાને સાસરેથી પિએર જતી હતી. રસ્તામાં તેને એક માણસ મળ્યો, તેણે સવાલ કર્યો અને પોતે રસ્તો બતાવશે એમ કહ્યું. આ રીતે તે માણસ તે સ્ત્રીને ગિરમિટીઆની ભરતી કરવાની ડેપોપર લઈ ગયો. એક બીજી સ્ત્રીની હકીકત એવી હતી કે તેનો

ધણી કોઇ બીજે ઠેકાણે કામ કરવા જતો. તેણે પોતાની સ્ત્રીને પોતાની પાછળ આવવા કહેવડાવેલું. રસ્તામાં એક માણસે તે સ્ત્રીને કહ્યું કે "હું તારા ધણીને ઓળખું છું અને તને તેની પાસે લઇ જઇશ." આ સ્ત્રીને પણ ગિરમિટની ડેપોમાં લઈ જવામાં આવી હતી. વળી તે સ્ત્રી કહેતી હતી કે એકવાર તેણે તેના ધણીને પાસેથી જતાં જોયો. તેને જોઈ તે સ્ત્રીએ બૂમ મારી પણ તેને ચૂપ કરી દેવામાં આવી. એક બીજી સ્ત્રીને તેના પડોશીએ મહોરમની રમત–ગમત જોવા જવા કહ્યું; અને ત્યાંથી તેને સમજાવીને ડેપોમાં લઈ ગયા. બીજી એક સ્ત્રીને નહાવાના ઘાટપર જતાં, બીજી કોઈ સ્ત્રી ફોસલાવીને ડેપોપર લઇ ગએલી. ડેપોએ લઇ જવા પછી આવી સ્ત્રીઓને જ્યાં સુધી તેઓએ રસ્તામાં ખાધેલા ખોરાક વગેરેના પૈસા તેઓ આપે નહિ ત્યાં સુધી ત્યાંથી જવાની મના કરાય છે. આ સ્ત્રીઓ પૈસા આપવાને તો અશક્ત હોય છે. તેઓ આ દેશમાં–ફિજી ટાપુમાં–ભીરૂ અને ભયભીત સ્થિતિમાં આવે છે, અને જાણુતી પણ નથી કે તેમને ક્યાં લઇ જવામાં આવે છે? મૂંગાં પશુઓની માફક તેઓને જુદા જુદા બગીચાઓમાં વહેંચી નાખવામાં આવે છે. જો તેઓ સોંપાએલું કામ બરાબર બજાવતી નથી તો તેમને ચાબુક વગેરેથી સજા થાય છે, અને કેદમાં પણ મોકલી આપવામાં આવે છે. બગીચાઓના જીવનથી તેમની રીતભાત અને ચહેરાઓ ફરી જાય છે. કેટલીક દબાઈ ગએલી અને ભગ્નહૃદયની જણાય છે. કેટલીક સખ્ત દેખાવની અને કેટલીક મલિન દેખાવની થઈ જાય છે. મેં જ્યારે પહેલવહેલી આ ગિરમિટીઆ સ્ત્રીઓને જોઇ તે દ્રશ્ય હું કદિ પણ ભૂલીશ નહિ. તેઓ પોતાના દરરોજના કામથી પાછી ફરતી હતી. તે સ્ત્રીઓના તે વખતના ચહેરા મારા મગજમાં કોતરાઈ ગયા છે, અને હું તે વિસરી શકતી નથી.

કદાચ આપની જાણમાં હશે કે સો પુરુષો દીઠ માત્ર તે ત્રીસ

સ્ત્રીઓને અહીં લાવવામાં આવે છે. આ કાયદાથી સ્થાપેલ વેશ્યા પદ્ધતિની બધી હકીકત હું આપી શકતી નથી. આનાં પરિણામોનો કંઇક ખ્યાલ આપવાને એટલું જણાવવું બસ થશે કે દરેક થોડા માસમાં હિન્દી પુરુષો પોતાની મનાતી ધણીઆણીની ભ્રષ્ટતા માટે તેનું ખૂન કરે છે.

આ ગિરમિટ પદ્ધતિની ત્રાસજનક અવસ્થામાં જન્મેલાં બાળકોની લાચાર સ્થિતિનો વિચાર કરતાં કોઇ પણ માણસને ક્રોધાગ્નિ પ્રકટ્યા સિવાય રહેશે નહિ.

ઉપર પ્રમાણે મારી નખાયલી બે કમનસીબ સ્ત્રીની બે છોકરીઓને મેં મારા સ્વાધીનમાં લઇ ઉછેરી. તેમાંની એક ઘણીજ ભલી અને સાચા દિલની સુંદર તથા નાજુક બાળા હતી; અને આવી ધિક્કારવા યોગ્ય પરિસ્થિતિમાંથી આવું રત્ન કેવી રીતે જન્મ્યું તે વિષે મને હંમેશાં આશ્ચર્ય થયા કરે છે. મેં તે છોકરીને મારી સાથે હિંદુસ્તાન પાછી આણી અને ત્યાં તે ક્ષયથી મરણ પામી. કીંચીનચીંગાની બરફથી ઢંકાએલી ટેકરીની સામેની ટેકરીપર આ નાજુક છોકરીને મરણ પછી દાટવામાં આવી હતી. બીજી છોકરી હજુ મારી પાસે છે, અને મોટી થતાં પણ તે પવિત્ર, સાચા દિલની અને નિમકહલાલ રહેલી છે. પણ જે છોકરાંઓ એ ભ્રષ્ટ સ્થિતિમાંજ ઉછરી મોટાં થાય છે તેઓની સ્થિતિની શી વાત કહેવી? પાંચ વર્ષ ગુલામગીરિ ભોગવ્યા પછી—કાયદાથી સ્થપાએલી ભ્રષ્ટતાનાં પાંચ વર્ષ ગાળ્યા પછી—આ લોકો "છૂટાં—સ્વતંત્ર" થાય છે. આવા જીવનનાં પાંચ વર્ષ પછી કેવા પ્રકારનો સમાજ આમાંથી ઉત્પન્ન થાય છે? શું તે લોકો નીતિમાન અને સ્વમાન સમજનારાં હોઈ શકે? અને છતાં કેટલાકો આ જંગલી કરતાં પણ ખરાબ પદ્ધતિનાં વખાણ કરતાં કહે છે કે આ હિન્દીઓ, તેમના દેશમાં પોતે હોત તેના કરતાં પૈસા ટકે ઘણા સુખી છે! (કદિ આ

સાચું હોય તોપણ) હિન્દુસ્તાનના લોકોને આથી કેટલું બધું નુકસાન થતું હશે તે વિષે હું તમને પ્રશ્ન પૂછું છું. તેમની સ્ત્રીઓએ શું ગુમાવ્યું છે? તેમનાં બચ્ચાંઓને કેવો વારસો મળ્યો છે? અને છતાંએ મનુષ્યત્વની વિરુદ્ધનો આ અન્યાય અને આ સઘળું દુઃખ શા હેતુને માટે? સાકર બનાવનારી કંપનીઓ, બગીચાવાળાઓ અને તેમના લાગતા-વળગતાઓને પૌંડ, શિલિંગોનો નફો અપાવવાને (!!!)

આ ગિરમિટ પદ્ધતિમાં કોઇ પણ જાતના સુધારાથી કદિ પણ સંતોષ ન પામવાને હું આપને વિનતિ કરૂં છું, અને આ અન્યાયી પદ્ધતિ સદંતર બંધ ન કરવામાં આવે ત્યાં સુધી આપની લાગવગ સતત જારી રાખવાને આપને આજીજી કરૂં છું.

એચ. ડડલી. સુવા—ફીઝી. નવેમ્બર ૪ થી.

આની ઉપર નોંધ લખતાં "ઇન્ડિયા"ના તંત્રીએ શ્રીમતી ડડલીના સંબંધમાં લખ્યું છે કેઃ—

Miss Dudley, the writer of this pathetic letter, is the pioneer Indian missionary in Fiji. She is an Australian Methodist and has done admirable and devoted service in undertaking the care of Indian orphan-girls whose mothers have been murdered and their fathers hanged as the result of sexual jealousy produced by the scarcity of women, which is one of the many blots upon the system of indentured labour."

"આ હૃદયદ્રાવક પત્ર લખનાર મિસ ડડલી, ફિજીમાં એક આગેવાન હિન્દી મીશનરી છે. તેઓ એક ઓસ્ટ્રેલીઅન મેથોડીસ્ટ છે; અને ગિરમિટ પદ્ધતિની એક દૂષણરૂપ સ્થિતિ કે જેથી સ્ત્રીઓની ઓછી

સંખ્યાને લીધે, પુરુષોમાં અરસ્પરસમાં અદેખાઈ અને ઝેર થવાને પરિણામે મારી નાખવામાં આવેલી સ્ત્રીઓ અને તેમનાં ખૂન કરવાથી ફાંસીએ ચઢેલા પુરુષોની નિરાધાર છોકરીઓની સંભાળ લેવાનું કામ માથે ઉપાડી લઇને તેણે ઘણી વખાણવા લાયક અને મુશ્કેલ સેવા બજાવી છે."

"મિસ ડડલીના પત્રપર ટીકા કે ટિપ્પણી આપવાની જરૂર નથી; પણ અમે સમજી શકતા નથી કે આમ છતાં પણ આપણી સરકાર મજુરોને ફિજી જવાનું શા માટે બંધ કરતી નથી?

ફિજીમાં મિ. જે. ડબ્લ્યુ. બર્ટન ( Mr. J. W. Burton ) નામના એક ઘણા નિષ્પક્ષ અને પ્રસિદ્ધ ખ્રિસ્તિ લેખક છે. તેઓ ફિજીમાં કદી કદી મારે ત્યાં આવતા હતા. તેમને કોણ જાણે શાથી એવો વિશ્વાસ બેસી ગયો હતો કે હું ખ્રિસ્તિ થઇ જઇશ. એક વખત તેમણે મને ખ્રિસ્તિ થવાને કહ્યું પણ હતું. મને સારી રીતે યાદ છે કે મેં તેમને એવો ઉત્તર આપ્યો હતો કે "પાદરી સાહેબ, આપ કંઇ ભ્રમમાં ફસાઈ પડ્યા લાગો છો, હું ખ્રિસ્તિ થાઉં એવો માણસ નથી. ઠીક, બીજી વાત તો બાજુએ રહી પણ મારે ત્યાં કામ કરનાર આ છોકરાનેજ તમે સમજાવીને ખ્રિસ્તિ બનાવી લ્યો જોઇએ." આથી પાદરી સાહેબ તે છોકરા સાથે વાત કરવા મંડ્યા, પણ તે છોકરાએ એવા તો યુક્તિસંગત પ્રશ્નો કર્યા કે સાહેબ દંગ થઇ ગયા. પાદરી સાહેબે એક પુસ્તકમાં એ છોકરા વિષેની નોંધ કરતાં લખ્યું છે કે, જે ભારતવાસીઓનાં નાનાં નાનાં બચ્ચાંઓમાં આટલી તર્ક-બુદ્ધિ રહેલી છે તેઓમાં ખ્રિસ્તિધર્મનો પ્રચાર થવો મુશ્કેલ છે.

એજ બર્ટન સાહેબે "Fiji of To-day"-"હાલનું ફિજી" નામક પુસ્તક લખ્યું છે. એ પુસ્તકમાં તેમણે ફિજીની વાસ્તવિક સ્થિતિની આલોચના કરી છે. જો કે અમે બર્ટન સાહેબના બધા વિચારો સાથે સંમત નથી, પણ તેમના આત્મિકબળની પ્રશંસા કર્યા

સિવાય રહી શકતા નથી. સત્ય અને તે વળી અપ્રિય હોય તેવી બાબતના લખનારને માટે ઘણાજ આત્મબળની જરૂર છે; અને "હાલનું ફિજી" વાંચીને આપણે જાણી શકીએ છીએ કે **બર્ટન** સાહેબ ઘણા સાહસિક છે. જે બગીચાવાળાઓના ડરથી આપણી સરકાર કુલી–પ્રથાનો અટકાવ કરતાં સંકોચાય છે, તેજ બગીચાવાળાઓની વિરુદ્ધ ખરેખરી વાતો **બર્ટન** સાહેબે બેધડક લખી છે. દાખલા તરીકે એ પુસ્તકમાંની બે ચાર વાત અહીં ટાંકીશું.

ગોરા લોકોના અમાનુષિક અત્યાચારો વિષે **બર્ટન** સાહેબ લખે છેઃ–

"The young and brutal overseers on sugar estates (of Australian and New Zealand origin) take all sorts of liberties with good looking Indian women and torture them and their husbands in case of refusal. Sometimes compounders of medicines will call an Indian woman into a closed room (prtending to examine her, though she may protest there is nothing the matter with her) and then torture her most indencently for the gratification of their lust and even for getting her to swear a charge against some Indian who may have incurred their displeasure. Women are known to have been fastened in a row to trees and then flogged in the presence of their little children."

"ઑસ્ટ્રેલીઆ અને ન્યુઝીલાંડના જુવાન અને અમાનુષી મુકાદમો રૂપાળી હિન્દી સ્ત્રીઓ સાથે સઘળી જાતની છુટ લે છે, અને જો

તેઓ આનાકાની કરે છે તો તેમને તથા તેમના ધણીને અત્યંત પજવે છે. કેટલીકવાર દવાખાનાના કંપાઉન્ડરો—સ્ત્રીની આનાકાની છતાં તેની પરીક્ષા કરવાને બ્હાને—સ્ત્રીઓને બંધ ઓરડામાં લઈ જાય છે, અને પછી પોતાની કામવૃત્તિની તૃપ્તિ કરવાને અને છેવટે પોતાના વિરોધવાળા કોઈ હિન્દીને પાયમાલ કરવાને તેની સામે તોહમત નાખવા તે સ્ત્રીને ફરજ પાડવાને, તે સ્ત્રી ઉપર જૂલ્મ ગુજારે છે. એવું જાણવામાં આવ્યું છે કે કેટલીકવાર સ્ત્રીઓને હારબંધ ઝાડો સાથે બાંધવામાં આવે છે, અને તેમનાં છોકરાં દેખતાં તેમને ચાબુકવતી માર મારવામાં આવે છે.”

હા ! ભારતીય નિઃસહાય અબળાઓ ઉપર આવા અત્યાચારો થાય છે, અને આપણા અહીંના ધનવાન અને સુશિક્ષિત માણસો પણ એવું કહેતા સાંભળવામાં આવે છે, કે “અરે ! હિન્દુસ્તાનની વસ્તી ઘણીજ વધી ગઈ છે, માટે જરૂરતું છે કે અનેક સ્ત્રી પુરુષોએ બીજા દેશોમાં અને દ્વીપોમાં જઇને વસવું; ત્યાં મજૂરોની જરૂર છે, એટલે તેઓ મોજથી રહી શકશે.” આવા સુશિક્ષિત મનુષ્યોને ( જો અમે તેમને સુશિક્ષિત કહી શકીએ તો ) અમારી નમ્ર પ્રાર્થના છે કે તેઓ જરા આંખો ખોલીને ઉપર જણાવેલા અત્યાચારોપર વિચાર કરે.

સ્ત્રીઓની સંખ્યા ઓછી હોવાના સંબંધમાં બર્ટન સાહેબે પણ શ્રીમતી ડડલીના જેવુંજ લખ્યું છે. તેમનું કથન છે, કે “ભારતવાસીઓ સંબંધે સૌથી મોટી ખામી એ છે, કે અહીં સ્ત્રીઓ ઘણી થોડી છે. એનું કારણ ગિરમિટીઆ પદ્ધતિ છે. દર સો પુરુષે ૩૦ સ્ત્રી અહીં લાવવામાં આવે છે. એનું પરિણામ એ આવે છે કે બળાત્કાર, અપહરણ અને વ્યભિચાર ઇત્યાદિના કેસો અદાલતમાં જોવામાં આવે છે. ન્યાયસભાની દરેક બેઠકમાં બે ચાર કેસ તો એવાજ આવતા રહે છે કે જેમાં પુરુષે પોતાની સ્ત્રીને વ્યભિચારને લીધે મારી નાખી હોય.

સમાજશાસ્ત્ર પ્રમાણે જો વિચાર કરવામાં આવે તો આ દોષનું મૂળ Indenture System અર્થાત્ ગિરમિટિઆ પદ્ધતિજ છે. સુમારે એક ડઝન ભારતવાસીઓ દર વર્ષે આ પ્રમાણે ફાંસીએ ચઢાવાય છે.*"

માજીસ્ટ્રેટોની બાબતમાં બર્ટન સાહેબે ચોકખું લખ્યું છે. સ્થળ-સંકોચને લીધે તેમના લખાણનો સારાંશજ અત્ર આપીશું. "ફિજીમાં કાયદા ભણેલા મેજીસ્ટ્રેટો ઘણાજ થોડા છે. ગોરા રંગના હોય અને થોડું ઘણું લખતાં વાંચતા આવડતું હોય એટલે મેજીસ્ટ્રેટ થવાને લાયક ગણાય છે; અને ઘણીખરી જગ્યાએ તો મેજીસ્ટ્રેટજ મેડિકલ ઑફિસર–ડાકટરનું કામ કરે છે. તાવીન્ની (Tavinni) નામના એક સ્થળમાં એકજ માણસ મેજીસ્ટ્રેટ, જીલ્લા–ડાક્ટર (District medical officer) પોલિસ–ઇન્સ્પેકટર, જેલ–સુપ્રિન્ટેન્ડન્ટ, કસ્ટમ–ઑફિસર, રસ્તાઓનો સુપરવાઇઝર અને તેની સાથે પોતાના એક નાના વહાણનો કમાન પણ છે."

વાચક, જોયું? ફિજીની સરકારે પોતાના ઑફિસરોને કેવા સર્વ-શક્તિમાન્ બનાવ્યા છે! એવા સર્વ શક્તિમાન પુરુષો પાસેથી કર્તવ્ય-પાલન અને ન્યાયની આશા રાખવી વ્યર્થ છે.

બર્ટન સાહેબનું કહેવું છે, કે ફિજીમાં પોલિસનો બંદોબસ્ત સારો નથી, અને જરૂરિઆત કરતાં પોલિસની સંખ્યા પણ બહુજ ઓછી છે. એક તો ફિજીની વસ્તી ઘણીજ ઓછી છે, અને તેમાં પણ

* In Fiji every sitting of the Assizes in bound to have two or three cases of tragedy to be traced sociologically to the root-evil of the Indenture system i.e. the paucity of women. Nearly a dozen Indians are thus hanged here every year.

—*Fiji of to-day*.

થાણું અને કચેરીઓ વીસ વીસ માઈલ કરતાં વધારે દૂરનાં સ્થળે સ્થાપવામાં આવ્યાં છે.

The Inspector of Indian coolies only pays two visits a year to their miserable barracks where men and women are penned together like cattle and even these inspectors are for the most part not very keen about the grievances of Indians, as some of them are ex employees of the C. S. R. Co., (Colonial Sugar Refining Company) which is the real king of colony.

"જે નાની કોટડીઓમાં સ્ત્રીઓ અને પુરુષોને ઢોરની પેઠે ગોંધવામાં આવે છે તેની વરસમાં બે વાર તપાસ કરવાને હિન્દી મજુરોના ઇન્સ્પેક્ટરો જાય છે. વળી આ ઇન્સ્પેક્ટરોમાંના કેટલાક, કોલોનીની સાકર શોધનારી કમ્પનીના આગળના નોકરો હોઈ, તેમને હિન્દીઓનાં દુઃખો વિષે ઝાઝે ભાગે કંઇ લાગણી હોતી નથી. ખરી રીતે જોતાં આ કંપનીજ આ સંસ્થાનની સત્તાધિકારી છે.

બગીચાઓમાં ભારતવાસીઓને કેવું જીવન ગુજારવું પડે છે તે સંબંધમાં **બર્ટન સાહેબ** લખે છે કે:—

"The difference is small between the state he now finds himself in, and absolute slavery... The coolies themselves, for the most part frankly call it 'Nark' (hell)! Not only are the wages low, the tasks hard, and the food scant, but it is an entirely different life from that to which they have been accustomed, and they chafe,

especially at first at the bondage......No effort is made either by the Government or by the employers to provide the coolie will any elevating influence......A company of course has no soul. So long as its labour is maintained in sufficient helth to do its tasks, no more is required. The same may be said of its mules and bullocks. The children are allowed to run wild. No educational privilages are given. As soon as they reach the age of twelve they, too, must go to the field."

"પોતાની હાલતમાં અને સંપૂર્ણ ગુલામગીરિમાં તેને બહુ ઓછો તફાવત માલુમ પડે છે. મજુરો પોતેજ આ સ્થિતિને ઝાઝે ભાગે ખુલ્લા દિલથી 'નરક' નામ આપે છે. મજુરી હલકી હોવા સાથે, સખ્ત કામ અને ખોરાક હલકો અને ઓછો હોય છે, એટલુંજ નહિ પણ પોતે જે જાતની જીંદગી ગાળી હોય છે તેનાથી જુદુંજ જીવન અહીં તેને ગાળવાનું હોય છે, અને તેથી તેઓ આ સ્થિતિથી—શરૂઆતમાં ખાસ કરીને—બહુ અસંતોષી થાય છે. રાજ્ય તેમજ માલિકો તરફથી, ઉંચી પરિસ્થિતિ કરવાને કંઇજ પ્રયત્ન કરાતો નથી. બેશક કમ્પની તો હૃદયશૂન્યજ હોય છે. જેથી કામ કરવાને પુરતી તન્દુરસ્તીવાળા મજુરો રહે તેથી વિશેષ કંઇ તેમને જોઇતું નથી. તેના બળદો અને ખચ્ચરો માટે પણ એમજ કહી શકાય. છોકરાંઓને બિલકુલ કેળવણી આપવામાં આવતી નથી. તેઓ બાર વર્ષના થયાં કે તુરતજ તેઓને પણ ખેતરોમાં મોકલવામાં આવે છે!'

બર્ટન સાહેબનું આ કથન અક્ષરે અક્ષર સત્ય છે. ફિજીની સરકાર

અમારી ઉન્નતિ માટે કશું પણ કરતી નથી; પરન્તુ જ્યારે આપણી સરકારજ અમને આરકાટીઓના ફંદમાં ફસાવા દે છે અને થોડા ગોરા જમીનદારોની પ્રસન્નતાને ખાતર ૩૦ કરોડ હિંદીઓની લાગણીનો કંઈ પણ ખ્યાલ કરતી નથી ત્યારે અમે ફિજીની સરકારનો દોષ કાઢવા ક્યાં જઈએ ?

ખેતરના કામ સંબંધે બર્ટન સાહેબ એક સ્થળે લખે છેઃ—

"The system of tasks prevails on the estates So many chains of sugar-cane weeding or planting are counted, for example, as a task. For the satisfactory performance of this amount of work the coolie receives one shilling. He is expected to accomplish it in one day and the basis is that of an average man's ability. The women are placed on the same footing: but their tasks are lighter and the payment proportionately less. If a man fails to perform the task set him within the day, he is liable to be summoned to the court and may be fined or imprisoned for his slothfulness........... When the coolie judges that the task is too hard, he has the right of appeal to the coolie inspector (a Government official) but as that gentleman is not seen oftener than once or twice a year, it is a somewhat limited privilege. Of course there is the magistrate to whom complaint can be made: but the court-house may be twenty or thirty miles away, and that is practically an impossible distance. It is not surprising, therefore, that under such conditions it frequently happens, that the coolie takes the law into his own hands and tries the edge of his cane-knife upon the skull of the English overseer."

"અમુક નિયત કામ નિયત વખતમાં કરવાની પદ્ધતિ પણ આ બગીચાઓમાં ચાલુ છે. દૃષ્ટાંત તરીકે, અમુક સંખ્યામાં શેરડીનું કપાણ કે વાવેતર દરેક માણસને સોંપવામાં આવે છે. આ કામ સારી રીતે બજાવતાં મજુરને એક શિલિંગ રોજ મળે છે. આ કામ તેણે એક દિવસમાં પૂરૂં કરવાનું હોય છે, અને તે કામનું ધોરણ સાધારણ માણસની કામ કરવાની શક્તિ ઉપરથી બંધાય છે. સ્ત્રીઓને માટે પણ આજ પદ્ધતિ છે, પણ તે કામ જરા હલકું હોય છે અને મજુરી પણ પ્રમાણમાં કમી હોય છે. જો કોઇ માણસ ઠરાવેલી મુદ્દતમાં પોતાનું કામ પૂરૂં કરી શકતો નથી તો તેને કોર્ટમાં લઇ જઇ શકાય છે, અને ત્યાં તેને સુસ્તી માટે દંડ કે સજા કરવામાં આવે છે. જો મજુરને લાગે કે કામ ઘણું સખ્ત છે તો તેને, રાજ્ય તરફથી નિમાએલા મજુરોના ઇન્સ્પેક્ટર પાસે ફરિઆદ કરવાનો હક્ક છે, પણ તે ઇન્સ્પેક્ટર વરસમાં એક બે વારજ માત્ર ત્યાં જોવામાં આવે છે, તેથી તે હક્ક કંઈ ઉપયોગનો નથી. બેશક, આને માટે મેજીસ્ટ્રેટની પાસે પણ ફરિઆદ લઇ જઈ શકાય છે, પણ કોર્ટ વીશ કે ત્રીશ માઇલ દૂર હોવાથી સાધારણ રીતે તે સગવડ પણ નકામી છે. આવી સ્થિતિમાં, મજુર જો કાયદો પોતાના હાથમાં લે અને અંગ્રેજ મુકાદમના માથા ઉપર શેરડી કાપવાની છરીનો ઉપયોગ કરે એવું વારંવાર બને તો તેમાં આશ્ચર્યજનક કશું નથી."

બર્ટન સાહેબ યોગ્યજ લખે છે, કારણ કે આપણે કોઈ જાનવરને પણ ચારે તરફથી ઘેરી લઇએ અને તેને બચવાનો કોઈ પણ માર્ગ ન રહે તો અંતે તે "મારવું અને મરવું" એવાજ નિશ્ચયપર આવે છે, તો પછી માણસ તેવો માર્ગ ગ્રહણ કરે એમાં શી નવાઈ? કુલી ઇન્સ્પેકટર મૂળે તો વરસમાં એકાદ વખત આવે છે, અને ત્યારે પણ અમારા લોકોની ફરિઆદ સાંભળતા નથી; અને આગળ મેજીસ્ટ્રેટ

પાસે તો જઇજ કેવી રીતે શકાય ? કારણ કે રજા તો કંપની આપતીજ નથી; અને વગર રજાએ નાશીને ફરિઆદ કરવા જવું એ પોતે પોતાની જાતને કેદમાં મોકલવા સમાન છે. વળી ફરિઆદ પણ કેવી રીતે કરાય ? જેને ત્યાં ખચીત પાંચ વરસ સુધી નોકરી કરવાની છે તેની સામા ફરિઆદ કેવી ? આજે અમે ફરિઆદ કરી કે કાલેજ ખાસડાં ખાવાં પડે અને કામ પણ વધારે સખત મળે. રજીસ્ટરમાં મજુરી ૧ શિલિંગ નોંધાય અને મળે ૬ પેન્સ ! વાચક ! આ અમારી ફરિઆદનું પરિણામ !

**બર્ટન** સાહેબ લખે છે કે, ઇ. સ. ૧૯૦૭ માં ૧૧,૬૮૯ કુલીઓમાંથી ૧,૪૬૧ ઉપર કામમાં આળસ કરવા બદલ કેસ માંડવામાં આવ્યા અને તેમને કેદની સજા થઇ. **બર્ટન** સાહેબ આગળ લખે છે કે:—

"Probably an even greater proportion of dissatisfaction did not make its appearance before the bench".

"અર્થાત્ એ કરતાં પણ વધારે માણસો પોતાના કામમાં અસંતુષ્ટ હતા, પરંતુ તેમને કચેરીમાં લાવવામાં આવ્યા ન હતા. તાત્પર્ય એ છે કે મારઝુડ કરીને તેમની પાસે કામ લેવાયું હતું."

એજ સાહેબ લખે છે કે:—

"One of the saddest and most depressing sights, a man can behold if he have any soul at all is a "coolie line" in Fiji."

"જો જોનારના હૃદયમાં આત્મા હોય તો દુઃખદમાં દુઃખદ અને હૃદયને દાબી દેનારો દેખાવ ફિજીના મજુરોના ટોળાનો છે."

**બર્ટન** સાહેબે હિંદી મજુરોને "Human agricultural instruments" અર્થાત્ "મનુષ્યના રૂપમાં ખેતીનું યંત્ર" **કહ્યાં**

છે એ પણ વાસ્તવિકજ છે, કારણ કે ખેતરના માલિકો અમારી સાથે તેવીજ રીતે વર્ત્તે છે.

બર્ટન સાહેબ લખે છે કે, જે લોકો બગીચામાં કામ કરે છે તેમાંના ઘણાક તો થોડું ઘણું લખી વાંચી જાણનાર, ઉંચી નાતના અને સભ્ય પણ હોય છે. એ લોકોને હિન્દુસ્તાનમાં મજુરોની ભરતી કરનાર આડતીઆ તરફથી લાલચ આપવામાં આવે છે કે, તમે થોડાજ દિવસમાં ખૂબ માલદાર બની જશો. તેઓ બિચારા આવી ગળી ચોપડી વાતોપર વિશ્વાસ મૂકે છે, પણ જ્યારે ફિજી પહોંચે છે ત્યારે તેમને સખતમાં સખત પરિશ્રમ કરવો પડે છે અને મુકાદમની લાતો ખાવી પડે છે, ઇત્યાદિ.

કેટલીક વખત તો દુષ્ટ આડતીઆઓ ભણેલા-ગણેલા માણસને પણ ફસાવી દે છે. આરા જીલ્લાનો એક મેટ્રિક પાસ છોકરો આ પ્રમાણે ફસાઇ પડયો હતો. જ્યારે તે ફિજી પહોંચ્યો ત્યારે તેને પણ બગીચાનું કામ સોંપવામાં આવ્યું. જેમ તેમ કરીને મરી પીટીને તેણે કેટલાક દિવસ સુધી તો તે કામ કર્યું, પણ તે પછી તેણે મારાપર એક પત્ર લખ્યો અને તેમાં જણાવ્યું કે, "હું ફાંસો ખાઇને મરી જઇશ, નહિ તો મને બચાવવાનો કોઈ ઉપાય કરો, મારાથી આટલું સખત કામ થઇ શકતું નથી." મેં તેને મારી અલ્પમતિ પ્રમાણે લખી જણાવ્યું કે, "તમારા પિતાને એક પત્ર લખીને તેમની પાસે ઇમિગ્રેશન ખાતાપર દાવો નોંધાવરાવો. જો તમારા પિતા તમારો ખરચ ઇમિગ્રેશન ખાતાને ભરી દેશે તો કદાચ તમે ઇશ્વરકૃપાથી છૂટકારો મેળવી શકશો." તેણે એ પ્રમાણે કર્યું, અને ઘણા પ્રયત્નને અંતે દાસત્વમાંથી તેનો છૂટકારો થયો. હિન્દુસ્તાન આવતી વેળા હું તેને મારી સાથે લેતો આવ્યો હતો.

બર્ટન સાહેબે હિંદીઓનાં બીજાં પણ કેટલાંએ દુઃખો વર્ણવ્યાં છે. તે પૈકી બે ચાર બાબતો અહીં જણાવવી ઠીક થઈ પડશે.

(૧) ફિજીમાં દરેક જાનવરને ઓળખવાને માટે તેનાપર ગરમ લોઢાવડે ચિહ્ન પાડવામાં આવે છે. કહેવાની જરૂર નથી કે ગાયો ઉપર પણ આવો અત્યાચાર કરવામાં આવે છે. આ બીના ખરી રીતે હિન્દુ-ઓને દુઃખદાયક છે.

(૨) નબુઆ જીલ્લામાં કેટલાક સ્વતંત્ર ભારતવાસીઓ મોટી મોટી હોડીઓમાં માલ ભરીને નદીકિનારાના બગીચાઓમાં વેચતા હતા. આ પ્રમાણેનો રોજગાર કરતાં તેમને પંદર વીસ વર્ષ વીતી ચૂક્યાં હતાં. સને ૧૯૧૩ માં એક ગોરાએ નબુઆ નામના સ્થળમાં એક દુકાન ખોલી, પરન્તુ તેનો માલ હોડીવાળાઓના મુકાબલે ઓછો વેચાતો હતો. આથી તેણે મેનેજરને કહીને નદીમાંથી સઘળી હોડીઓ ખસેડી દેવડાવી. તે બિચારાઓ લાચાર થઇને પાછા ફર્યા અને ધંધા-રોજગારથી હાથ ધોઇને બેઠા.

(૩) મોરિશ્યસમાં-કે જ્યાં મજુરોને લઇ જવા દેવાની હમણાં બંધી કરવામાં આવી છે.-હિંદીઓને ધારાસભાના સભાસદ ચૂંટવામાં મત આપવાનો અધિકાર છે, પરન્તુ ફિજીમાં એ અધિકાર પણ નથી. ફિજીમાં હિંદીઓને મ્યુનિસિપાલિટિના મેમ્બરની ચૂંટણીમાં મત આપ-વાનો અધિકાર છે તે પણ વધારા પડતો ગણવામાં આવે છે, અને ફિજીમાં ગોરા લોકો એ તુચ્છ અધિકાર પણ છીનવી લેવાની ફિકરમાં પડયા છે. તેઓ એક એવું બીલ રજુ કરવા ધારે છે કે મત આપ-વાનો અધિકાર મેળવનારે એક પરીક્ષા અંગ્રેજીમાં આપવી જોઇએ; અને તેમાં પાસ થાય તોજ અધિકાર મળી શકે.*

---

* જો ફિજીની સરકાર એ બીલ સ્વીકારે તો વાસ્તવિક રીતે તેથી ભારે અન્યાય થશે હિંદીઓને માટે એક પણ સ્કૂલ નહિ તે છતાં તરંગ એવો કે કેળવણી-મર્યાદા અને તે પણ અંગ્રેજીમાં ઠરાવવી ! ! શું હિંદુઓ માતાના ગર્ભમાંથીજ અંગ્રેજી ભણીને નીકળવાના હતા ? **લેખક.**

(૪) જે હિંદીઓ શેરડી પકવે છે તેમને પોતાના સાંઠા કંપની જે કિમ્મતે માગે તેટલીએજ આપવા પડે છે, કારણ કે બીજો કોઈ પણ ખરીદનાર મળી શકતો નથી. જે હિંદીઓ ન્યૂઝિલાંડ અથવા આસ્ટ્રેલિયા કેળાં ચઢાવવા માગતા હોય તેમને ગોરા આડતીઓ અવશ્ય કરવોજ પડે છે. એ આડતીઓ લાભનો અધિકાંશ પોતાને માટેજ રાખે છે.

(૫) ફિજીમાં એવો કોઈ પણ શ્રીમંત ભારતવાસી નથી કે જે મુંબઈ અથવા કલકત્તાથી પરભાર્યો પોતાના નામપર માલ મંગાવી શકે. આથી કેટલાક યૂરોપિયન લોકોની કંપનીજ એ કામ કરે છે. એ કંપની નાના નાના હિંદી દુકાનદારો પાસેથી મનમાન્યો નફો લે છે.

આ વાતો ઉપર ટીકા કે ટિપણી કરવાની આવશ્યકતા નથી.

આગળ ચાલતાં બર્ટન સાહેબ ગિરમિટીઆ પદ્ધતિ વિષે લખે છે કેઃ—" The system is a barbarous one, and the best supervision can not eliminate cruelty and injustice. Such a method of engaging labour may be necessary in order to carry out the enterprises of capital, but there is something dehumanising and degrading about the whole system: it is bad for the coolie: it is not good for the Englishman."

"અર્થાત્ ગિરમિટીઆ પદ્ધતિ અત્યંત જંગલી છે, અને સારામાં સારી દેખરેખ પણ તેમાંથી નિર્દયતા અને અન્યાયને દૂર કરવા શક્તિમાન નથી. ધનના સાહસિક વ્યવસાય માટે ભલે મજુર રાખવાની આ પદ્ધતિ આવશ્યક ગણાતી હોય, પણ તે આખી પ્રથા ભ્રષ્ટ, અપકૃષ્ટ અને મનુષ્યત્વ નષ્ટ કરનારી છે. મજુરોને માટે તો એ ખરાબજ છે, પણ અંગ્રેજોને માટે પણ સારી નથી."

ઉપર જણાવેલાં કષ્ટો સહન કરવા છતાં સ્વતંત્ર ભારતવાસીઓ ફિજીપર કેટલો ઉપકાર કરી રહ્યા છે તે કહેવાની જરૂર નથી. ૨૦ હજાર એકર જમીન ભારતવાસીઓ ખેડે છે, જેમ કે ૫૫૮૦ એકરમાં શેરડી, ૨૦૦૦ એકરમાં કેળાં, ૧૧૫૮ એકરમાં મકાઈ અને ૯૩૪૭ એકરમાં ધાન્ય ઇત્યાદિ.

## રાજ્યપ્રબંધ

ફિજી બ્રિટિશ સરકારનું એક સંસ્થાન છે. ત્યાં એક ગવર્નર મોકલવામાં આવે છે. ગવર્નરને મદદ કરવાને માટે કાયદા બાંધનારી અને કાયદા ચલાવનારી સભાઓ છે. એ સભાઓનો પ્રમુખ ગવર્નર હોય છે. કાયદા બાંધનારી સભામાં ગવર્નરના ચૂંટેલા ૧૦ સરકારી અમલદારો હોય છે. ફિજિયન લોકોના સરદારોની સભા બે સભાસદો ચૂંટી મોકલે છે, અને ૬ સભાસદો પ્રજા તરફથી ચૂંટાય છે. કાયદા ચલાવનારી સભાનું કામ ચીફ જસ્ટિસ, એટર્નિ જનરલ, નેટિવ કમિશ્નર, ઇમિગ્રેશન ખાતાનો એજન્ટ જનરલ અને રિસિવર જનરલ એટલાની સહાયતાથી ગવર્નર ચલાવે છે. બહારથી આયાત થતા માલ ઉપર જે કર લેવામાં આવે છે તેજ ત્યાંની મોટા ભાગની આમદાનીનું સાધન છે. ઈ. સ. ૧૯૧૧ માં કુલ આવક ૨,૪૦,૩૦૪ પૌંડ. ૧૪ શિ. થઈ હતી, તેમાંથી ૧,૪૬,૬૨૮ પૌંડ ૬ શિ. ૩ પેન્સ બહારની વસ્તુઓપર નાખવામાં આવેલી જકાતમાંથી ઉત્પન્ન થયા હતા. જે માણસ વેપાર કરે છે તેને લાઇસન્સ લેવું પડે છે. આવક ઉપર પણ કર (ઇન્કિમટેક્સ) લેવામાં આવે છે. ઇ. સ. ૧૯૧૧ માં "Building Tax Ordinance ઘરવેરાનો કાયદો પસાર થયો અને દરેક ઘર ઉપર કર નખાવા માંડ્યો. ફિજીના મૂળ વતનીઓ પૈકી દરેક જુવાન પુરુષને ૧૦ શિ. થી ૧ પૌંડ સુધીનો કર ભરવો પડે છે. ફિજીની જમીન-

પર ત્યાંના અસલ વતનીઓનો અધિકાર છે. એ જમીન પટે લેવાય છે. સરકાર પટાના રૂપિઆ એકત્ર કરીને ફિજિયન જમીનદારોને વહેંચી આપેછે.

## ખેતી અને વેપાર

ફિજીમાં ત્રણ વસ્તુની ખેતી વધારે પ્રમાણમાં થાય છે. શેરડી, કેળાં અને નારિએળ. ફિજીની જમીન ખાસ કરીને શેરડીના પાકને માટે વધારે અનુકૂળ છે, અને નદીઓ તથા સમુદ્રકિનારાની જમીનમાં તો ઘણા મોટા જથામાં શેરડી પાકે છે. ખાસ કરીને નીચેના છ જીલ્લાઓ શેરડીના વાવેતરને માટે પ્રસિદ્ધ છે.

| નામ. | કેટલા એકરમાં શેરડીની ખેતી ? |
|---|---|
| રેવા. | ૧૦,૦૦૦ |
| વા. | ૧૪,૦૦૦ |
| લતૌકા. | ૧૫,૦૦૦ |
| નબુઆ. | ૬,૦૦૦ |
| રાકીરાકી. | ૧,૨૦૦ |
| લવાસા. | ૧૦,૫૦૦ |

એકલી સી. એસ. આર. કંપનીજ ૬૦ હજાર ટન ખાંડ દરવર્ષે તૈયાર કરે છે. કેળાં પણ ફિજીમાં પુષ્કળ થાય છે. સામાન્ય કેળાં તો ફિજીમાં સેંકડો વર્ષથી થતાં આવ્યાં છે, પરન્તુ ઇ. સ. ૧૮૪૮ માં ખાસ **ચીનથી** કેળના રોપા લાવવામાં આવ્યા હતા. ચીની રોપા કદમાં ઘણાજ નાના હોય છે, અને વાવાઝોડાં કે વંટોળીઆથી તેને વિશેષ હાનિ પહોંચી શકતી નથી. ઇ. સ. ૧૯૦૯ થી ૧૯૧૧ સુધીમાં ૪૧,૧૭૨ ડબ્બા કેળાં **આસ્ટ્રેલિઆમાં** અને ૧,૧૭,૪૭૯ ડબ્બા **ન્યૂઝિલાંડમાં** ચઢાવવામાં આવ્યાં હતાં.

આ સિવાય કપાસ, બૂંદ, મક્કાઈ, તમાકુ, ભાત વગેરેનો પાક પણ ફિજીમાં થાય છે. રેસા કાઢવા માટેની કેતકી પણ ત્યાં ઉત્પન્ન કરવામાં આવી છે.

## ઇમિગ્રેશન ખાતું

ફિજીમાં શરતબંધીથી કામ કરનાર ઘણે ભાગે ત્રણ જાતના લોકો છે:—(૧) હિંદી. (૨) ફિજિયન. (૩) પોલિનીશિયન.

એમાં ફિજીઅનોને રાખવામાં ખર્ચ ઘણો પડે છે, અને તેઓ કામ પણ કરતા નથી; પોલિનીશિયન લોકો અત્યાચારોને લીધે હવે બહુજ થોડા પ્રમાણમાં આવે છે અને તેમણે લખતથી બંધાઇને કામ કરવાનું બંધ કર્યું છે; એટલે બિચારા હિન્દવાસીઓનેજ સેંકડો મુશિબતો સહેવા છતાં અને માર ખાતાં છતાં મજુરીનું કામ કરવું પડે છે. કલકત્તા અને મદ્રાસમાં સરકારી ઇમિગ્રેશન એજન્ટો છે. તે લોકો માણસની ભરતી કરવાને માટે બીજા દેશી એજન્ટો નીમે છે, તે લોકો આપણા ભોળા ભાઇઓને લલચાવતા ફરે છે. કોઈ ચોબાના વેશમાં મથુરામાં ભટકે છે, તો કોઈ હરદ્વારમાં 'પંડયા' બનીને બેસે છે. કોઇ અમલદારરૂપે કહે છે કે "મજુરોને હું દર મહીને ૨૨ રૂપીઆની નોકરી અપાવું છું. મારૂં કામ ખાનગી નહિ પણ સરકારી છે." તો કોઇ કાનપુરમાં શેઠ બનીને ગજવામાં ઘડિઆળ ઘાલી અને હાથમાં લાકડી પકડીને કહે છે કે, "હું તમને નોકરી આપીશ. કલકત્તામાં અમારી જમૈકા નામની એક ધર્મશાળા હાલ બંધાય છે; તેના કામમાં તમને હું નવ આનાનો રોજ આપીશ." કોઈ ડાક્ટર થઈ બેસે છે, તો કોઇ સિપાઇના વેશમાં ગામડાંઓમાં ઘુમીને લોકોને ફસાવે છે. તાત્પર્ય કે એ ધૂર્ત એજન્ટો પ્રાચીનકાળના રાક્ષસોની પેઠે બહુરૂપી બનીને આપણા અજ્ઞાન ભાઇઓને ફસાવતા ફરે છે. 'કેપીટલ' નામના એક વર્ત્તમાનપત્રના અધિપતિએ પોતાના એક અગ્રલેખમાં લખ્યું છે કે:—

"In no country in the world would this state of matters be tolerated for a moment and we think the position serious."

"બીજા કોઇ પણ દેશમાં એક ક્ષણ પણ આવી સ્થિતિ ચલાવી લેવાય નહિ, અને અમે ધારીએ છીએ કે સ્થિતિ બહુ ગંભીર થઇ ગઇ છે."

આગળ ચાલતાં એજ અધિપતિએ લખ્યું છે કે:—

"There is now a number of recruiting Agents......who have done all that man can do to ledge the labourers as a preserve for them to plunder.

Contractors are every where plundering and seizing the labourer and selling him for some-thing like Rs. 210 or more per head, of which the poor labourer receives not even a pinch of salt. This the very essence of scoundrelism, an absolute trafficing in human flesh, of which the responsible Government takes no notice, is tolerated every where, while schemes permitting of the labourer, proceeding to the labour districts in a state, that permit all the comfort which he desires, are sternly suppressed."

"હમણાં એવા ઘણા કુલી-એજંટો મળી આવે છે કે જેઓ એવીજ સમજ ધરાવતા હોય કે મજુરો અમારે લૂંટવાને માટેજ સર-જાવાયાં છે, અને જેમણે તેમને ફસાવવાનો એક પણ ઉપાય બાકી

રાખ્યો નહિ હોય. એ કન્ટ્રાક્ટરો ઠેકઠેકાણે મજુરોને ભમાવી ભમાવીને પકડતા રહે છે, અને માથાદીઠ ૨૧૦ રૂપીઆ પ્રમાણે તેમને વેચી દે છે. એ ૨૧૦ રૂપીઆમાંથી બિચારા મજુરને એક ફૂટી બદામ પણ મળતી નથી. આ બદમાશી, આ મનુષ્યોના ક્રય-વિક્રય તરફ દરેક ઠેકાણે આંખ આડા કાન કરવામાં આવે છે. સરકાર જે અમારા રક્ષણની જવાબદાર છે તે આ તરફ લક્ષ પણ આપતી નથી; અને બીજા જે ભાગોમાં મજુરીની જરૂર છે અને જ્યાંનું રાજ્ય મજુરને સુખચેન અને સગવડ આપવાને તૈયાર છે ત્યાં મજુરને જઇ શકવાની છૂટ આપનારી યુક્તિઓને દાબી દેવામાં આવે છે."

ઉપર્યુક્ત કથન સર્વથા સત્ય છે, પરન્તુ સાંભળે કોણ? સુવ્યવસ્થિત રાજ્યમાં શા માટે મજુરો મોકલવાં ન જોઇએ? કારણ કે તેમ કરવાથી હિન્દુસ્તાનવાસીઓને લાભ થવાનો સંભવ છે!! અમારા કુલી-એજંટ શેઠોની જે ટ્રિનીડાડ, જમૈકા, ક્યૂબા, નાતાલ, હોન્ડુરાસ, ફિજી ઇત્યાદિ નામની જે ધર્મશાળાઓ છે (કારણ કે તે લોકો એ ટાપુઓને પોતાની ધર્મશાળા જણાવે છે) તેમાંજ મજુરોને મોકલવાની આવશ્યકતા છે!

વધારે શું? આ વિષયને અત્યારે તો આટલેથીજ છોડીએ છીએ. ઉપસંહારમાં એ સંબંધે વિસ્તારથી લખીશું.

## કમિશન નિમાવું

ઇ. સ. ૧૯૧૩ માં હિંદુસ્તાનમાંથી એક કમિશન નિમવામાં આવ્યું. સરકારે એ કમિશનમાં બે પુરુષની નિમણુક કરી હતી. એક મિ. મેકલીન સાહેબ, અને બીજા ખુરજા નિવાસી શેઠ નથ્થીમલના ભત્રિજા શ્રીયુત ચીમનલાલ. જ્યારે અમારા સાંભળવામાં આવ્યું કે, કમિશનના મેમ્બરો આ તરફ આવે છે ત્યારે અમને ઘણો આનંદ

થયો. એ લોકો સપ્ટેમ્બર માસમાં ફિજી આવી પહોંચ્યા. જો કે અમે એ કમિશનના કાર્યની સમાલોચના કરવી ઉચિત સમજતા નથી, તો પણ એ સંબંધમાં અમારે થોડુંક જણાવવાની તો જરૂર છેજ. જ્યારે બગીચાના ગોરા માલિકોને કમિશન આવનાર છે એવી ખબર પડી એટલે કેટલાક દિવસ અગાઉથીજ તેમણે અમારા ભાઇઓને ધમકાવવા માંડવાની શરૂઆત કરી. તેમણે હિંદીઓને કહ્યું:–" જુઓ, તમારે માટે કમિશન આવે છે, જો તમે અમારી વિરુદ્ધ એક શબ્દ પણ કહ્યો તો આવીજ બન્યું સમજજો. કમિશનવાળા તો બે ચાર દિવસ પછી અહીંથી ચાલ્યા જશે અને તમારે તો પાંચ વરસ સુધી અમારે ત્યાં કામ કરવાનું છે, માટે યાદ રાખજો કે એક પણ વાત મોંમાંથી બહાર કાઢી તો મોંજ ભાગી નાખીશું." આ પ્રમાણે ભય આપ્યા પછી લોકોએ કમિશન આગળ શું કહ્યું હશે તે વાચકજ વિચારી શકશે.

કમિશનના સભાસદો જ્યારે લતોકામાં પહોંચ્યા ત્યારે મિ. મેક-લીન તો મુસાફરીએ નીકળ્યા, પરન્તુ શ્રીયુત ચીમનલાલ કંઇક અસ્વ-સ્થ હોવાથી લતોકા–હોટેલમાંજ થોભ્યા. એક દિવસ એવું બન્યું કે એક ગોરા મુકાદમે એક હિંદી મજુરને એટલો માર્યો કે તે બિચારો અધમુઓ થઇ ગયો. લપડાકોના મારથી તેના મોંમાંથી લોહી નીક-ળવા લાગ્યું અને તેના બે દાંત પણ તુટી પડયા. તે માણસ એવી સ્થિતિમાં બન્ને દાંત હાથમાં લઇને ચીમનલાલજી પાસે આવ્યો અને તેમને સઘળી હકીકત કહી સંભળાવી. શ્રીયુત ચીમનલાલે તેને એક ચિઠ્ઠી આપી અને તે લઇને થાણામાં જવા કહ્યું.

તે માણસ થાણા તરફ જતો હતો એટલે રસ્તામાં મુકાદમ સાહેબ આવી મળ્યા, અને તેને સારી પેઠે ધમકાવીને કહ્યું:–" સબુર કર, ચાર દિવસ પછી ચીમનલાલ ચાલ્યા જશે. શું ચીમનલાલ તારા

બાપ છે? પાંચ વર્ષને માટે તો હું તારો બાપ છું. કમિશન જવા પછી હું તારો મિજાજ અવળો કાઢીશ." તે બિચારો આ ધમકીથી ડરી ગયો અને આગળ કંઇ પણ પગલાં નહિ ભરતાં શાંત રહ્યો.

જે જે બગીચાઓમાં કમિશન ગયું ત્યાં ત્યાં ગોરા માલિકોની હાજરીમાંજ અમારા ભાઇઓને પ્રશ્નો પૂછવામાં આવ્યા હતા. જુલમગારની સમક્ષજ તેની વિરુદ્ધ સાક્ષી આપવી એ બહુ કઠિન કામ છે, અને તેમાંએ જ્યારે પાંચ વરસ સુધી તેજ જુલમગારના હાથ નીચે રહીને કામ કરવાનું હોય એવા પ્રસંગે તો તે અત્યંત મુશ્કેલ થઈ પડે છે. કમિશનના સભાસદો નોકોમોદો પણ ગયા હતા, જ્યાંથી વાઇનીવકાસી નામનું સ્થળ કેવળ એકજ માઇલ દૂર હતું. એ સ્થળે કુન્તી નામની ચમારણ રહેતી હતી, પરન્તુ ખેદની વાત છે કે કમિશનના સભ્યોએ કુંતીને પૂછપરછ કરવાની તસ્દી લીધી ન હતી.

અમે લોકોએ શ્રીયુત ચીમનલાલજીની સેવામાં એક પત્ર રજુ કર્યો હતો. એ પત્રમાં અમારાં દુ:ખોનું વર્ણન કરવામાં આવ્યું હતું અને તેમાં સુધારો કરાવવા પ્રાર્થના કરવામાં આવી હતી. પત્રનો સારાંશ આ પ્રમાણે હતો:—

જેટલા મુકાદમો (ઓવરસિયરો) હોય તે સઘળા પરણેલા હોવા જોઇએ. વળી એ લોકોને હિંદી રીત રિવાજ અને ભાષાનો પણ થોડો ઘણો પરિચય હોવો જરૂરનો છે; કે જેથી તેઓ અમારાં સુખ દુ:ખ સમજી શકે.

સામાન્ય રીતે મજુરોના ઇન્સ્પેકટરો અને મુકાદમો મોટા સાહેબને ઘેર જઇને બ્રાન્ડી ઉડાવનારા હોય છે. તેમની ફરજ છે કે ખેતરોમાં જઇને અમારાં દુ:ખોની તપાસ કરવી અને તેના નિવારણને માટે પ્રયત્ન આદરવા. જે માણસે અગાઉ મુકાદમનું કામ કર્યું હોય તેને ઇન્સ્પેકટર તરીકે નિમવો ન જોઇએ, કારણ કે જેણે એ કામ

કર્યું હોય છે તેનામાં દયા અને શીલનો લેશ પણ રહેતો નથી. મજુરોનો ઇન્સ્પેક્ટર પણ વિવાહિત હોવો જોઇએ. તેને માટે તો એ વાત અત્યંત જરૂરની મનાવી જોઇએ કે તેને હિંદી ભાષા બોલી અને સમજી શકતાં આવડવું જોઇએ.

હિન્દુસ્તાનમાંથી આવેલા જે લોકો અહીં અવસાન પામ્યા* છે તેમની મીલકત સરકારી ખજાનામાં જમા થયલી છે. અમે પૂછીએ છીએ કે સરકારે તેનો કયા કામમાં ઉપયોગ કર્યો ? શું સરકારની ફરજ નથી કે એ પૈસામાંથી એકાદ બે સ્કૂલ બંધાવે કે જેથી અમને અમારાં બચ્ચાંઓને ભણાવવાની અનુકૂળતા મળે ?

મિ. બર્ટન સાહેબે પોતાના " **Fiji of to-day** " (હાલનું ફિજી ) નામના પુસ્તકનાં ૨૪૩ મા પૃષ્ઠે લખ્યું છે કે, " કંપની " એવું ચાહતી નથી કે " હિંદીઓ ભણે." ત્યારે શું " કંપની " એવું ઇચ્છે છે કે અમારે ભારતવાસીઓએ સદા અશિક્ષિત અને ગોરા ખેડુતોના ગુલામજ થઇ રહેવું ?

અમારા જે હિન્દી ભાઇઓ પોતાની જુવાનીમાં કંપનીનું કામ કરે છે તેઓ જ્યારે ઘડપણમાં આવે છે ત્યારે તેમનું પોષણ કરનાર કોઈ પણ રહેતું નથી. ફિજીમાં તે બિચારાઓને ભૂખે મરવું પડે છે. મજુરોના એજંટોની ફરજ છે કે અશક્ત માણસોને હિંદુસ્તાન મોકલી આપવા, અને તેનો ખર્ચ જે મૃત ભારતવાસીઓની મીલકત સરકારી ખજાનામાં જમા છે તેમાંથી અપાવો જોઇએ.

હિન્દુસ્તાનવાસીઓને અહીં જે પગાર આપવામાં આવે છે તે ઘણોજ ટુંકો હોય છે, અને તે ઉપરાંત સરકાર ખાદ્યપદાર્થો ઉપર ભારે જકાત લે છે. દાખલા તરીકે દાળ ઉપર દરેક ટને ( ૫૬ મણે ) ૩ પોંડની જકાત છે. આથી આટલા ટુંકા પગારમાં કેવી રીતે ગુજારો થઈ શકે ? અહીંના ખાદ્યપદાર્થોના ભાવ સાંભળો:—લોટ એક શિલિંગ

( બાર આના )નો ૬ પૌંડ, ચોખા ૪ પૌંડ અને દાળ પણ ૪ પૌંડ.

જે ગોરા લોકો આપણા દેશની સ્ત્રીઓપર પાશવિક અત્યાચાર કરે છે તેમને સખતમાં સખત સજા થવી જોઇએ.

જમાદાર પણ ખુદ મજુરોના એજન્ટેજ પસંદ કરેલો અને જેને તે પોતે બગીચા સુધી મોકલી શકે એવો હોવો જોઇએ. જમાદારનો સંબંધ સીધો મજુરોના એજન્ટની સાથેજ હોવો જોઇએ નહિ કે મુકાદમો સાથે; કારણ કે મુકાદમો લાલચ અથવા ધમકી આપીને ગિરમિટીઆ જમાદાર પાસે કોઇ ખૂબસુરત સ્ત્રી મંગાવે છે, અને જો તે નથી લાવતો તો તેને નોકરીમાંથી દૂર કરાવે છે. દરેક જમાદારોને તેમના કર્ત્તવ્યની સારી પેઠે સમજ અપાવી જોઇએ, અને મજુરોના એજન્ટોએ જમાદારના કામ તરફ બરાબર નજર રાખવી જોઇએ.

શ્રીયુત **બર્ટન** સાહેબે "ફિજી ઑફ ટુ-ડે"ના ૨૧૦ મા પૃષ્ઠે લખ્યું છે કે, એક મુકાદમે એક જમાદારને એક સુંદર સ્ત્રી લઇ આવવાને કહ્યું. તે જમાદાર કંઇક ભણેલો ગણેલો અને હોંશિયાર હતો, તેથી તેણે તેનો ઇન્કાર કર્યો. આથી મુકાદમે તે બિચારાને ખૂબ માર્યો અને તેના ઉપર ઉલટી ફરિઆદ નોંધાવી. બિચારા જમાદારને છ મહીનાની સજા મળી. પાદરીઓએ આ સંબંધે ગવર્નર સાહેબને અરજી કરી, ત્યારે કેટલેક દિવસે તે બિચારો જેલમાંથી છૂટયો, અને તે દુષ્ટ મુકાદમ નોકરીપરથી દૂર થયો.

જે સ્થળોમાં ૧૫ કરતાં વધારે નાનાં બાળકો હોય છે તેમાં એક એક નર્સ રાખવામાં આવે છે. તે સ્ત્રીઓ કામે જાય ત્યારે તેમનાં બચ્ચાંઓની દેખરેખ રાખવાનું કામ કરે છે. **નર્સ**ના કામ માટે જે સ્ત્રી રાખવામાં આવે તે વિશ્વાસપાત્ર અને હિંદીઓની સલાહ લઇને રખાયેલી હોવી જોઇએ. હાલની કેટલીએ ધૂર્ત નર્સ કુટણીનું કામ કરે છે.

જમીન મેળવવા સંબંધમાં પણ અમને ઘણીજ મુશિબત નડે છે.

અમારે ત્યાંના મૂળ વતનીઓને મોટી રકમ આપવી પડે છે ત્યારે તેઓ મહામહેનતે રાજી થાય છે. એટલું છતાં પણ જો સરકારની મરજીમાં આવે તો જમીન મળે, નહિ તો સઘળો પ્રયત્ન અને પૈસો નિષ્ફળ જાય છે. દિવસે દિવસે આપણા લોકો માટે સખત કાયદાઓ ઘડાતા જાય છે. ગોરાઓ જેટલી જમીન લેવા ધારે તેટલી લઈ શકે છે, વળી તેઓ સસ્તામાં સસ્તા દરે એટલે કે ૨ થી ૩ શિલિંગે વીઘા સુધી ખરીદી શકે છે. કાયદા ઘડનારાઓ ગોરાજ હોય છે, અને તેમની પોતાની પણ હજારો વીઘા જમીન હોય છે. તેઓ હિંદીઓને જમીન આપવાનું પસંદ કરતા નથી. આપણા ભાઇઓ જંગલ કાપીને જમીન તૈયાર કરે એટલે તે છીનવી લેવામાં આવે છે. જેમની પાસે ચાર કે પાંચ પાંચ વરસ થયાં સરકારી જમીન છે, તેમને સરકાર તરફથી નોટિસ મળી ચૂકી છે કે જ્યારે સરકારને જરૂર જણાશે ત્યારે છ મહીનાની નોટી-સથી જમીન ખાલસા કરી શકાશે.

અમારા કમનશીબે શ્રીયુત **ચી**મનલાલ બિમાર પડી ગયા અને જે બગીચાઓ જંગલમાં આવેલા છે અને જ્યાંના ગોરા લોકો આપણા બંધુઓને આ કરતાં પણ અધિક ત્રાસ આપે છે ત્યાં કમિશનના સભાસદો જઇજ શક્યા નહિ.

શ્રીયુત **ચી**મનલાલ રેવા જીલ્લાના દએબેલેવુ સ્થળમાં દેશીઓની એક સ્કૂલનો ઉત્સવ જોવાને ગવર્નર સાહેબ સાથે ગયા હતા. ત્યાં એક દેશી જમીનદારે તેમની સાથે હાથ મેળવતી વખતે પોતાની ભાષામાં કહ્યું હતું કે, " શું આપને ખબર નથી કે આપના દેશની સ્ત્રીઓ આ દેશમાં ગિરમિટથી કામ કરવા આવે છે, અને તેના ઉપર અહીં તરેહતરેહના જુલમ ગુજારવામાં આવે છે ? શું એ સ્ત્રીઓને જોઇને આપની આંખમાંથી રુધિર વહેતું નથી ? " ખેદની વાત છે કે, શ્રીયુત **ચી**મનલાલ ફિજિયનોની ભાષા જાણતા ન હતા. હું ત્યાં પાછળજ

ઉભો હતો અને ઇચ્છતો હતો કે કોઈ દુભાષિઓ એમને આ વાત સમજાવે અને જોઇએ પછી તેઓ શો જવાબ આપે છે ? પરન્તુ દિલ. ગીર છું કે તેમ થઈ શક્યું નહિ; અને જો કદાચ તેમને સમજાવવામાં આવ્યું હોત તો પણ એક સહૃદય ભારતવાસી પાસે તો એનો કેવળ એટલોજ ઉત્તર હતો કે લજ્જાથી તે પોતાનું મુખ નીચું કરે અને બે ચાર આંસુ વહેવડાવે.

## મારી કર્મ-કથા

હું ફિજી પહોંચ્યો ત્યાં સુધીની મારી હકીકત દર્શાવી ચૂક્યો છું. મને નૌસૂરી નામના બગીચામાં મોકલવામાં આવ્યો હતો. ત્યાં મુકાદમે આઠ ફુટ લાંબી અને આઠ ફુટ પહોળી એક ઓરડી આપી. જેમાં મને, એક મુસલમાનને અને એક ચમારને રહેવાને માટે હુકમ અપાયો. મેં તે મુકાદમને કહ્યું કે, "હું એ લોકો સાથે રહેવું ઉચિત ધારતો નથી." પણ મુકાદમે ધાંટો કાઢીને કહ્યું:-" જાઓ હમ નહિ જાનટા, રૈહના હોગા." એ પછી મેં મારા સાથીઓને કહ્યું કે તમે લોકોજ જો કૃપા કરીને બીજી કોટડીમાં ચાલ્યા જાઓ તો સારૂં. જેમ તેમ કરતાં તે લોકો રાત્રિએ બીજી કોટડીમાં જવાને રાજી થયા. સવારમાં અમારા ત્રણે વચ્ચે એક લોઢાની હાંડલી આપવામાં આવી. તેને એ લોકો "Iron cast" (આયર્ન કાસ્ટ) કહે છે. એ હાંડલીની પ્રશંસા કરવી મારી શક્તિની બહારની વાત છે ! તે કાળી હાંડલી જાણે કે ગિરમિટીઆ પદ્ધતિની કાળી બાજુ દર્શાવી રહી હતી ! સુમારે બે કલાકે હું તેને સાફ કરી રહ્યો અને તે પછી તેમાં ચોખા રાંધવા મૂક્યા. મેં ચોખા રાંધવા મૂક્યા હતા એટલામાં પેલો ચમાર અને મુસલમાન મુકાદમને તેડીને ત્યાં આવ્યા. તેમણે ફરિયાદ કરી કે અમને હાંડલી આપવામાં આવી નથી. મુકાદમે મને હુકમ કર્યો કે 'પ્રથમ આ લોકોને હાંડી

આપ, તું પાછળથી રાંધજે.' મારે તે આપવી પડી. તે પછી હું એક સ્વતંત્ર હિંદીને ત્યાં ગયો અને તેની પાસેથી વાસણ માગી લઇને મેં મારૂં કામ ચલાવ્યું. પ્રથમના છ મહીનામાં જે સીધું મને એક અઠવાડીઆને માટે મળતું હતું તે ચાર દિવસમાંજ ખલાસ થઈ જતું અને બાકીના દિવસોમાં સ્વતંત્ર દેશબંધુઓ પાસેથી માગી–તાગીને ચલાવતો અથવા તો ક્ષુધા દેવીને નમસ્કાર કરીને સંતોષ રાખવાની પ્રાર્થના કરતો. મારી દયાળુ ક્ષુધાદેવી "કોલોનિયલ શુગર રિફાઇનિંગ કંપની"ના અમલદારો અને સીધા–સામાનને લગતો કાયદો પસાર કરનારાઓને આશિષ આપ્યા કરતી. ક્ષુધાદેવી કોઈ કોઈ વખત મારાથી હારી જતી ત્યારે ખેંચી તાણીને ચારને બદલે પાંચ દિવસ દાણો પહોંચી શકતો.

મેં એક દિવસ મેનેજરને કહ્યું કે, મને વધારે સીધું મળવું જોઇએ. મેનેજરે કહ્યું:–"વેલ, તુમ આદમી હય કિ ઘોરા?" મેં ઉત્તર આપ્યો:– "હતો તો આદમી, પણ આ કોદાળીએ મને ઘોડો બનાવી દીધો છે." મેનેજર હસી પડયો અને બોલ્યો:–"ઠીક આ ચિઠ્ઠી લઈ જાઓ." હું તે ચિઠ્ઠી અનાજ આપનાર સાહેબ પાસે દુકાનમાં લઈ ગયો. ૨ પૌંડ એટલે કે કાચા બશેર ચોખા મળ્યા. તે લઇને હું મેનેજર પાસે આવ્યો. તેણે કહ્યું:–"મારી સમક્ષ રસોઈ બનાવો." મેં ભાત રાંધ્યો અને તેના દેખતાં તેનો પોણો ભાગ ખાઈ ગયો. મેનેજર સાહેબ ઠરી ગયા અને બીજેજ અઠવાડીએથી મને નિયમ કરતાં ૨ શેર અનાજ વધારે મળવા લાગ્યું. એ પછી ચોથે અઠવાડીએ એક માણસે મેનેજરને કહ્યું:–"તોતારામની પેઠે મને પણ વધારે અનાજ મળવું જોઇએ. હાલ જે મળે છે તેટલાથી મારૂં પેટ પણ ભરાતું નથી." મેનેજરે જવાબ આપ્યો: "કાયદા પ્રમાણે જેટલું અપાતું હશે તેટલુંજ અપાશે." તે દિવસથી મારૂં પણ વધારાનું અનાજ બંધ થઈ ગયું, અને વળી હું ક્ષુધાદેવીની ખફગીમાં આવી પડયો. હા! પરાધીનતા! તું બહુ બૂરી છે. હા માતૃભૂમિ! તારા પુત્રોની આવી દશા!

પ્રથમ મને પણ 'ફુલ ટાસ્ક' અર્થાત્ "પૂરૂં કામ" આપવામાં આવ્યું હતું, પણ તે એટલું બધું વધારે હતું કે હું તે કદી પણ પૂરેપૂરૂં કરી શકતો નહિ. આથી મુકાદમ મને બહુજ સતાવ્યા કરતો હતો. જ્યારે જ્યારે તે મારૂં કામ જોવા આવતો ત્યારે બે ચાર થપ્પડ લગાવી દેતો. એક વખત મેં મનમાં નિશ્ચય કરી લીધો કે કેદમાં જવું પડે તો ભલે, પરન્તુ આ દુષ્ટ મુકાદમને માર્યા વિના નહિ છોડું. એક દિવસ તેઓ સાહેબ કોટ, પાટલુન અને હેટ પહેરીને ડોલતા ડોલતા આવ્યા અને આવતાંવારજ મને એક લપડાક ચોઢી કાઢી. ગોરા લોકો લપડાક મારવામાં તો ઘણાજ કુશળ હોય છે. એ લપડાકથી મારૂં મગજ ફરી ગયું. હું મૂગો રહ્યો પણ મુકાદમ સાહેબ સમજે એવા ક્યાં હતા? એક બીજી લપડાક લગાવી દીધી! આ વખતે હું ક્રોધમાં આવી ગયો. મેં કોદાળી તો બાજુએ મૂકી પણ મુકાદમ સાહેબની જાંઘમાં માથું મારીને એવો તો પછાડ્યો કે તે ધબ્બ દઇને ચત્તોપાટ નીચે પડ્યો. તેના પડતાંજ મેં મારા બન્ને પગ સાહેબની છાતીપર ગોઠવ્યા અને ફરીથી મારવાનું શરૂ કર્યું. એટલા મુક્કા માર્યા કે સાહેબના બે દાંત પણ તુટી પડ્યા અને મોંમાંથી લોહી નીકળવા માંડ્યું. વાચક! એમ ન ધારતા કે આ કામ મેં નિડરતાથી કર્યું હતું. મને પૂરેપૂરો ડર હતો કે જો એ કેમે કર્યો ઉઠવા પામે તો જરૂર મને મારીજ નાખશે. એકાદ હિંદીનો જીવ લેવો એ કંઇ તેમને માટે બહુ મોટી વાત ન હતી, કારણ કે પાછળથી તે not guilty બિન ગુન્હેગાર ઠરીને છૂટીજ જવાનો. આ ડરને લીધેજ મારામાં ચોગણું જોર આવી ગયું હતું. સાહેબને એટલો માર પડ્યો કે તેને તમ્મર આવી ગયાં અને ધીમે સાદે તેણે કહ્યું "That will do" અર્થાત્ બસ કરો. હું એ વખતે અંગ્રેજી બિલકુલ જાણતો ન હતો, એટલે સમજી શક્યો નહિ કે "ધેટ વીલ ડુ" શું હશે? મેં તો

એવોજ સાર ખેંચ્યો કે એનામાં હજી બળ રહેલું છે. વળી મેં જમણો હાથ બતાવ્યો. આ વખતે તો મુકાદમ સાહેબે હાથ હલાવીને કહ્યું Boy ! no. 'નો' નો અર્થ હું સમજી ગયો અને મેં તેને છોડી દીધો. પણ તે પછી મેં તેને કહ્યું કે, "યાદ રાખજે, ફરિઆદ માંડી તો જાનથી મારીશ." તેઓ સાહેબ ભાંગી-તૂટી હિંદી જાણતા હતા. તેણે મને કહ્યુંઃ-'આ વાત કોઇને કહેશો નહિ.' હું તેની મતલબ સમજી ગયો. વાત એવી હતી કે જો બગીચાના માલિકને એવી ખબર મળે કે ગોરા મુકાદમે કુલીનો માર ખાધો છે, તો તેને નોકરીમાંથી કાઢી મૂકે છે, કારણ કે જે માણસને ૧૦૦ મજુરો પાસેથી કામ લેવાને માટે રાખવામાં આવ્યો હોય તે જ્યારે એક જણનો માર ખાઇ આવે તો નોકરીને માટે લાયક ક્યાંથી હોય? મેં પણ માથું હલાવીને કોઇને નહિ કહેવા જણાવ્યું. પછી મુકાદમ સાહેબ બોલ્યાઃ-"આજથી તમે મારા ફ્રેન્ડ-દોસ્ત-થયા છો." જો કે હું તેની ભાષા સમજતો ન હતો પણ તેની મુખાકૃતિ અને કહેવાની ઢબપરથી કંઇક સમજી શકતો. તે જ્યારે અશુદ્ધ હિંદીમાં કંઇક બોલતો એટલે હું સારી પેઠે સમજી જતો. પછી તેણે પોતાના ગજવામાંથી કેટલાક પેન્સ (એક પેન્સ= ૧ આનો) કાઢીને નાળીએર મંગાવ્યાં; અને એક નાળીએર મારા હાથમાં મૂક્યું અને તેને ફોડીને તેનું પાણી પીવા કહ્યુંઃ બીજું તેણે પોતે લીધું. પાણી પીતી વખતે મુકાદમ સાહેબ બોલ્યા, "Good luck."

હું સમજ્યો તો નહિ, પરન્તુ મને તેનો ચહેરો જોઇને હસવું આવી ગયું અને હું બોલ્યો, આજે તો સાહેબ સારી પેઠે સમજી ગયા હશે કે "ગુડ લક્" કેવું હોય છે!

## શારીરિક પરીક્ષા-'ફુલ ટાસ્ક'નાં સર્ટિફિકેટ.

એક વખતે એક ડાક્ટર સાહેબ પરીક્ષા લેવાને આવ્યા. મેં વિચાર્યું કે જો એણે મારે માટે 'ફુલ ટાસ્ક'-'પૂરું કામ' લખી માર્યું તો પછી

કામ કરતાં કરતાં દમ નીકળી જવાનો. સેંકડો મજુરો ડાક્ટર સાહેબને ઘેરીને ઉભેલાં હતાં; અને ડાક્ટર સાહેબ પોતાની Stethoscope–છાતી તપાસવાની ભૂંગળી–લગાવીને પરીક્ષા કરવા લાગ્યા. મારૂં નામ પોકારાવાને થોડોજ વખત બાકી રહ્યો એટલે હું પાએક માઇલ દૂર ચાલ્યો ગયો, અને ત્યાંથી દોડતો પાછો આવ્યો. ડાક્ટર સાહેબ મને દોડતો જોઇ શક્યા ન હતા, કારણ કે ભીડ ઘણીજ હતી. મારૂં નામ બોલાયું અને હું હાજર થયો. દોડવાને લીધે મારાં ફેફસાં ધડકવા લાગ્યાં હતાં. ડાક્ટર સાહેબે જેવી ભૂંગળી લગાવી તેવાજ તે બોલી ઉઠયાઃ–"શું તમને કોઇ રોગ થયો છે?" મેં કહ્યુંઃ–"મને દમ ઉભરી નીકળ્યો છે." ડાક્ટરે જણાવ્યુંઃ–"કલકત્તાવાળા ડાક્ટરે તો જણાવ્યું નથી કે તમને દમનો વ્યાધિ છે?" મેં કહ્યુંઃ–"તે વખતે એ દબાઇ ગયો હતો, અને મારી તન્દુરસ્તી સારી હતી, પણ હમણાં એ પાછો ઉપડી આવ્યો છે." ડાક્ટર સાહેબને ગળે વાત ઉતરી ગઇ અને તેમણે મારે માટે "હાફ ટાસ્ક"–'અડધા કામ'નો અભિપ્રાય લખી આપ્યો.

આ પ્રમાણે મારે જૂઠું બોલવું પડયું, પણ તેમ કરવા સિવાય મારો છુટકારો નહતો. જો હું ચાલાકી ન કરત તો મારા નામપર "પૂરૂં કામ" ઠોકી બેસાડાત, અને કામ કરતાં કરતાં મારો જીવ જાત, જેલમાં પડ્યો પડ્યો ભૂખે મરત, અને મુકાદમનો માર ખાવો પડત તે તો જુદોજ. આ પ્રમાણે હું મૃત્યુલોકના યમરાજ મુકાદમના મારથી બચી ગયો, હવે યમલોકના યમરાજ મને જૂઠું બોલવાને માટે ભલે સજા કરે, હું તે સહર્ષ ખમી લઇશ. હું અર્ધું કામ કરતો અને દરરોજ ૬ પેન્સ કમાતો. પાંચ વર્ષ સુધી મારે જે જે સંકટો વેઠવાં પડયાં હતાં તે હુંજ જાણું છું. પાંચ વર્ષ પછી જ્યારે હું છૂટો થયો ત્યારે મારે માથે ૧૫ શિલિંગનું કરજ હતું. વાચક! હું પાંચ વરસ સુધી સખત પરિશ્રમ કરીને અને ભૂખે મરીને શું કમાયો? કેવળ હું એકલોજ નહિ

પણ મારા સેંકડો ભાઇઓ ગિરમિટથી છૂટકારો પામે છે ત્યારે તેમની પાસે એક કોડી પણ હોતી નથી. પછી ભલે બે ચાર માણુસ કદાચ એવાં પણ નીકળતાં હશે કે જેઓ દરવરસે પાંચ દશ રૂપીઆ બચાવી શકતાં હોય.

છૂટા થયા પછી મેં કેટલાક પૌંડ ઉછીના લઇને થોડીક જમીન પટે લીધી અને શેરડીની ખેતી કરવા માંડી.

જ્યારે મને ખેતીમાં લાભ મળ્યો ત્યારે મેં વિચાર્યું કે હવે ઘેર કાગળ લખવો જોઇએ. અત્યારસુધી મેં એટલા માટે કાગળ લખ્યો નહતો કે જો ઘરવાળાં મારાં દુઃખની હકીકત જાણશે તો ગભરાઇ જશે. ફિજીમાં આવ્યાને મને ૮ વર્ષ વીતી ગયાં તે દરમિયાન મેં એક પત્ર મારા ભાઇને–જે કલકત્તામાં મહેતાગીરી કરતો હતો તેને–લખ્યો હતો. એ પત્રમાં મેં મને ફિજીમાં ગિરમિટથી કામ કરવામાં જે જે કષ્ટો સહન કરવાં પડતાં હતાં તેનું સવિસ્તર વર્ણન કર્યું હતું. હું ધારતો હતો કે મારા ભાઇને મારી ખબર મળવાથી ઘણો આનંદ થશે. કાગળ મોકલ્યાને દોઢ મહીનો થઈ ગયો ત્યારે હું જવાબની વાટ જોવા લાગ્યો. છેવટે એક કાગળ કલકત્તાથી આવ્યો. તેને ખોલવાની મને ઘણી ઉત્કંઠા થઇ. કાગળ ઉઘાડતાંજ મેં વાંચ્યું, “તમારા ભાઇએ જેવું તમારાં સંકટોનું વર્ણન વાંચ્યું કે તરતજ તેના હૃદયને ભારે આઘાત લાગી આવ્યો, અને તેને ઘણા જોર સાથે તાવ ચઢી આવ્યો. બે દિવસ સુધી તે ચઢેલોજ રહ્યો અને ત્રીજે દિવસે એકાએક તેમનો દેહાન્ત થઇ ગયો.” આ હૃદયભેદક સમાચાર સાંભળીને મને ઘણું દુઃખ થયું અને બાલ્યકાળની સઘળી ઘટનાઓ એક પછી એક સ્મરણમાં આવવા લાગી.

અમે સાથે જમતા, સાથે રમતા અને સાથે હરતા–ફરતા તે બધી બાબતો વારંવાર યાદ આવવા લાગી. દુષ્ટ એજંટને લીધે મારે જે

બધું સહન કરવું પડયું હતું તેનું જ્યારે મને સ્મરણ થઇ આવે છે ત્યારે મારા હૃદયના ઘા ફરીથી તાજા થઈ આવે છે, અને મારા મુખમાંથી સહસા એવા શબ્દો નીકળી પડે છે કે, "હા પરમાત્મન્! આ ગિરમિટીઆ પદ્ધતિ ક્યારે બંધ થશે, અને આ ધૂર્ત આડતીઆઓથી મારા દેશ ભાઇઓનો છૂટકારો ક્યારે થશે?"

આ તરફ મારી માને જ્યારે મારા કંઇ પણ સમાચાર ન મળ્યા ત્યારે તેને ઘણી ચિન્તા થઈ. ગામના લોકો કહે છે કે, એક વખત એક સાધુ થઇ ગયલો છોકરો મારા ગામ હિરનગૌમાં આવ્યો. એની સુરત કંઇક મારી સાથે મળતી આવતી હતી. મારી માને જ્યારે એ સાધુના આવવાની ખબર મળી કે તરતજ તે સાધુ પાસે દોડી ગઇ અને તેને બાઝી પડીને કહેવા લાગી:—"દીકરા, તું શા માટે સાધુ થઇ ગયો? હવે તો તારી આ દુઃખી મા ઉપર દયા કર અને જટા ઉતારીને આપણા ઘરમાં રહે." તે સાધુએ કહ્યું:—"મા, હું તારો દીકરો નથી. હું બ્રાહ્મણ નથી પણ ક્ષત્રિય છું." પણ મારી માતાનું મગજ મારા સ્મરણથી એટલું ભ્રમિત થઇ ગયું હતું કે તેને પેલા સાધુના કહેવા ઉપર કેમે કર્યો વિશ્વાસ બેઠો નહિ. આખરે તે સાધુ ત્રાસ પામીને મારે ગામથી નાશી છૂટયો.

સુમારે બે વર્ષ સુધી પરિશ્રમ કરીને હું ફિજીના મૂળ વતનીઓની ભાષા શીખ્યો, અને તે સારી પેઠે બોલવા-સમજવા લાગ્યો. એક વર્ષ સુધી હું સુતારી કામ શીખ્યો, તે પછી સોનીનું કામ પણ ઘણા દિવસ સુધી શીખ્યો. વળી ખેતરમાં કામ કરતાં હિંદી મજુરોના ફોટા લેવાના ઉદ્દેશથી હું ફોટો પાડતાં પણ શીખ્યો. મેં છુપી રીતે એવા અનેક ફોટા લીધા હતા, કે જેમાં ગોરા લોકો હિન્દી સ્ત્રી પુરુષોને મારતા હોય. મારો વિચાર આ ચિત્રો **"સરસ્વતી"** માસિકમાં પ્રકટ કરાવવાનો હતો, પરન્તુ જ્યારે હું એક દિવસ સુવા શહે-

રમાં ગયો હતો ત્યારે એક અપરિચિત માણુસ મારા નામની બનાવટી ચિઠ્ઠી લઇને આવ્યો અને સઘળી તસ્વીર ઉપાડી ગયો. ઘેર આવીને મેં ચિઠ્ઠી જોઈ, તો તેમાંના અક્ષર મારા અક્ષરને મળતા આવતા હતા; આથીજ તે ફાવી ગયો હતો. આ સંબંધમાં આગળ પગલાં ભરવા હું ઘણો ઈંતેજાર હતો, પણ તે માણુસ ફરી દેખાયોજ નહિ, અને મારે સ્વદેશ આવવું હતું એટલે હું મૂગોજ રહ્યો. છબીઓ જવાના બે દિવસ પછી એક પોલિસે આવીને હુકમ સંભળાવ્યો કે, "તમારે આજથી મજુરોવાળાં કોઈ પણ ખેતરનો ફોટો લેવો નહિ. જો હુકમનો ભંગ કરશો તો તમારાપર કેસ ચલાવવામાં આવશે અને સજા થશે."

હું આગળ જણાવી ચૂકયો છું કે મેં ખેતીનો ધંધો કરવા માંડયો હતો. ઈ. સ. ૧૯૧૦ માં એક વખત ભારે વાવાઝોડું થયું અને મારો શેરડીનો પાક નષ્ટ થઈ ગયો. તે પછી મેં કરજ કરીને ફરી કામ શરૂ કર્યું. પ્રભુકૃપાથી મને આ વખતથી થોડો ઘણો લાભ મળવા લાગ્યો.

ઘણું ખરૂં હું મારૂં કામ નોકરોને ભરોસે મૂકીને બગીચાઓની મુલાકાત લેતો, તેમાંના હિંદી ભાઇઓની સ્થિતિ તપાસતો અને તેમને આશ્વાસન આપતો રહેતો. ફિજીના ગોરા ખેડુતોના અનેક બગીચાઓની મેં મુલાકાત લીધી હતી અને તેને લગતી હકીકત "બ્રિટિશ ઈંડિઅન એસોસિએશન"ને આપતો રહેતો. એ સભા હિંદી ભાઈઓનાં દુઃખ નિવારણુને માટે યથાશક્તિ પ્રયત્ન કરતી હતી. એ સભા સાથેનો પત્રવ્યવહાર હું હિંદીમાં ચલાવતો હતો.

બગીચાઓના ગોરા માલિકો મારાપર એટલા બધા નારાજ થઈ ગયા હતા કે મને તેમના બગીચાઓમાં જવાની પણ બંધી કરવામાં આવી હતી, અને જ્યાં હું મારા હિન્દી ભાઇઓને મળવા જતો ત્યાંથી મને કાઢી મૂકવાના બની શકે તેટલા પ્રયત્નો થતા. એક વખત હું એક બગીચા પાસે ફરતો ફરતો જઈ ચઢયો. અંદર જવાની તો મને આજ્ઞા

ન હતી, એટલે સડકની બાજુપર બેસીને મેં મોટેથી ભજન ગાવાનું શરૂ કર્યું. એમ કરવાનો ઉદ્દેશ એટલોજ હતો કે કોઈ પણ માણસ તે સાંભળીને મારી પાસે આવે. મને ગાતો સાંભળીને કેટલાંએ માણસો મારી પાસે આવી પહોંચ્યાં. હવે મેં ગાવાનું બંધ કર્યું અને તેમની સાથે વાતચીત કરવા માંડી. વાત કરતાં કરતાં મારી નજર એક મુસલમાન યુવતી ઉપર પડી. તેનું મોં જોતાંજ સ્પષ્ટ માલમ પડી આવતું હતું કે તે હમણાંજ રોઈ દેશે. તે સ્ત્રીની નાની છોકરી તેની પાસે ઉભેલી હતી. મેં તે સ્ત્રીને પૂછ્યું:–"તમને કંઈ ખાસ દુઃખ હોય તો જણાવો." આ સાંભળતાંજ તેની આંખમાંથી અશ્રુધારા ચાલવા લાગી. તેણે રોતાં રોતાંજ મને પોતાની હકીકત કહી સંભળાવવા માંડી. તે બોલી,

## એક દુઃખી જોડું

"મારૂં નામ લલિયા અને મારા પતિનું નામ ઈસ્માઈલિ. ઘણાં વર્ષો પહેલાં [illegible] ાથે કાનપુરમાં રહેતી હતી. મારા પતિ સ્ટેશનપર મુસાફરોનો સરસામાન ઉંચકવાનું કામ કરતા અને એ રીતે ત્રણ ચાર આના કમાતા. તેમાંથી તેઓ, હું અને આ નાની છોકરી એટલાંનું અમે ગુજરાન ચલાવતાં. એક દિવસ મારા પતિ મજુરી કરવા ગયા હતા અને હું ઘરમાં હતી. એટલામાં એક માણસ મારે ઘેર આવ્યો અને બોલ્યો:–"તું અહીં બેઠી છે પણ તારા ધણીને સખત વાગ્યું છે. તે એક પેટી ઉંચકીને જતો હતો એવામાં તે તેના પગપર પડી. આથી તેને કેટલેક ઠેકાણે સખત ઈજા થઈ છે. જો તું તેને જોવા માગતી હોય તો મારી સાથે ચાલ." હું ગભરાઈ ગઈ અને તેની સાથે જવાને કબૂલ થઈ ગઈ. તે મને લઈને એક મોટા મકાનના દરવાજા પાસે આવી પહોંચ્યો. તેણે મને કહ્યું:–"જો, આમાં તારો ધણી છે. આ મકાન ડાક્ટર સાહેબનું છે. તેમની રજા સિવાય અંદર જવું ઠીક નથી. થોડી વાર થોભો. હમણાજ ડાક્ટર સાહેબ

આવતા હશે." થોડા વખત પછી એક કોટ પાટલુન અને ચશ્માવાળો માણસ ત્યાં આવી પહોંચ્યો. જે માણસ મને ઘેરથી તેડી લાવ્યો હતો તેણે ડાક્ટર સાહેબને કહ્યું:–" ડાક્ટર સાહેબ, જે માણસ આપની સારવાર હેઠળ છે તેનીજ આ સ્ત્રી છે. એ પોતાના ધણીને મળવા ઇચ્છે છે." ડાક્ટર સાહેબે જણાવ્યું:–" હમણાં હું એને મળવાની રજા આપી શકતો નથી. કેવા મૂર્ખ છો, એટલું પણ સમજતા નથી કે હમણાં તેના હૃદયને સખત આઘાત લાગેલો છે, તેનો જીવ જોખમમાં છે, એવી સ્થિતિમાં તે પોતાની સ્ત્રીને જુએ તો તેનો જીવ નીકળી જાય! અને એ સ્ત્રી પણ નકામી ગભરાઈ મરે! હમણાં ચાર પાંચ દિવસ એ મારી સારવારમાં રહીને જરા સ્વસ્થ થાય ત્યારે મળવાનું કંઇ નાશી જતું નથી." પેલા માણસે કહ્યું:–" સાહેબ, એની પાસે ખાવાનું કંઈ પણ સાધન નથી, એ બાઇ માણસ ક્યાં જાય?" ડાક્ટર સાહેબે કહ્યું:–" ઠીક, એને અને એની છોકરીને અહીં જમવાનો બંદોબસ્ત કરી આપો." આ પ્રમાણે હું મારી આ નાની છોકરી સાથે ત્યાં રહી. ૧૦ દિવસ સુધી તે માણસ મને ઉડાવતો રહ્યો, કે હવે તમારા ધણીને આરામ થતો જાય છે, આજે નહિ કાલે મુલાકાત કરાવીશ. ૧૦ દિવસ પછી પેલા ડાક્ટર સાહેબ પાછા દેખાયા. તેમને મેં મારા ધણીને મળવા દેવાની વિનતિ કરી. ડાક્ટર સાહેબ બોલ્યા:–" અરે! હજી તું અહીંજ છે કે? તે તો ચાર પાંચ દિવસથી અમારા દવાખાનામાંથી ચાલ્યો ગયો છે. મેં તેને ઘણુંએ કહ્યું કે, હજી તને પૂરો આરામ થયો નથી, થોડો વખત થોભી જા; પણ તેણે જણાવ્યું કે મારાં બાળ–બચ્ચાં ભૂખે મરતાં હશે, હવે હું રહી શકીશ નહિ."

આથી નિરાશ થઇને હું ત્યાંથી ચાલી નીકળી. રસ્તામાં દૂર દૂર ઉભેલા ત્રણ માણસો એક પછી એક મને મળ્યા. પહેલા માણસે

પૂછ્યું:–"ક્યાં જાય છે? કોને શોધે છે?" મેં મારી સઘળી વાત તેને કહી સંભળાવી. તે માણસે જણાવ્યું:–"તારા ધણીનું નામ ઈસ્માઇલ હતું?" મેં કહ્યું: 'હા' એટલે તો તેણે ઘણા અચંબા સાથે જણાવ્યું:– "અરે તેને તો કલકત્તે મોકલી દેવામાં આવ્યો છે. મજુરોના આડતીઆએ તેને ભમાવી દીધો હતો." હું ઘણી ગભરાઈ ગઈ. થોડે દૂર જતાં બીજા માણસે પણ એવીજ વાત કહી. આગળ ચાલતાં ત્રીજા માણસે જણાવ્યું: "પાછળથી તારો પતિ ઘેર આવ્યો હતો, પણ આડતીઆએ તેને એવું કહીને ભમાવી દીધો કે તારી સ્ત્રીને તો કલકત્તે મોકલી દેવામાં આવી છે. આથી તે તો કલકત્તા ગયો છે." મેં તેને કલકત્તા જવાની તત્પરતા દર્શાવી, એટલે તેણે મને ત્યાં મોકલી આપવાનો બંદોબસ્ત કરી દેવા જણાવ્યું. એ પછી કલકત્તા જનારાં અનેક માણસો સાથે મને પણ મોકલી આપવામાં આવી. જ્યારે હું કલકત્તાની ડેપોમાં પહોંચી ત્યારે મને ખબર મળી કે મારા પતિને તો ત્રણ દિવસ થયાં ફિજી ચઢાવી દેવાયો છે. એ પછી મને પણ આ છોકરી સાથે અહીં મોકલી દેવામાં આવી. એ વાતને આજે ત્રણ વર્ષ વીતી ગયાં છે. હું અહીં ખેતરમાં કામ કરતી કરતી મરી જાઉં છું, પણ મને હજી સુધી ખબર મળી નથી કે મારો ધણી ક્યાં છે? જો તમે તેમને મેળવી આપશો તો હું તમારો ઘણો આભાર માનીશ. એટલું કહીને તે છાતી ફાટ રોવા લાગી. મેં તેને કહ્યું: "બહેન, તું મને તારા ધણી અને સાસુ સસરાનાં નામ તથા તારી સઘળી હકીકત લખાવ, હું તારા ધણીની તપાસ કરીશ." મેં મારી ડાયરીમાં તેની સઘળી હકીકત નોંધી લીધી અને તેને આશ્વાસન આપીને કેટલાક કલાકે સ્ટીમરપર સવાર થઇને હું પાછો સુવા આવ્યો. સુવા આવતાંજ હું એજંટ–જનરલ પાસે ગયો અને મેં તેમને વિનતિ કરી કે, છેલ્લાં ત્રણ વર્ષમાં આવેલા ઈસ્માઇલ નામના માણસનાં નોક-

રીનાં ઠેકાણાંનું લિસ્ટ (યાદી) આપના કલાર્ક પાસે કરાવી આપવા મહેરબાની કરશો. એજંટ–જનરલે મને જવાબ વાળ્યો: “ એ કામ કરવાને અમે તમારા નોકર નથી. ”

મને એક માણસ તરફથી ખબર મળી કે અમુક સ્થળે ઇસ્માઇલિ નામનો એક માણસ છે. મેં સૌથી પહેલાં તેજ ઠેકાણે જવાનો નિશ્ચય કર્યો. જ્યારે હું સ્ટીમરમાં બેસીને તે ઠેકાણે પહોંચ્યો અને ઇસ્માઇલિને બોલાવીને તેની સ્ત્રીના સંબંધમાં પૂછ્યું; ત્યારે તેના મોં ઉપર પરસેવાનાં બિંદુ જામી આવ્યાં, અને તેણે ગભરાઇ જઇને કહ્યું: “ મારી સ્ત્રીનું નામ લલિયા છે. ”

મેં તેને ખબર આપી કે તારી સ્ત્રી અહીંથી ૫૦૦ માઇલ દૂરના અમુક બગીચામાં કામ કરે છે. હું તારા નામની એક અરજી એજંટ–જનરલ ઉપર ૧૫ દિવસની છુટ્ટી મેળવવાને લખી આપું છું તેનાપર તું સહી કરી આપ. અરજી તૈયાર કરીને મેં સાથે રાખી અને વહાણમાં બેસીને જ્યાં લલિયા કામ કરતી હતી ત્યાં પહોંચ્યો. મેં જ્યારે તેને સઘળી વાત કહી ત્યારે તેને અત્યંત આનંદ થયો અને તેની આંખમાંથી હર્ષાશ્રુ ભરાઇ આવ્યાં. મેં તેના તરફથી પણ એજન્ટ–જનરલને એક અરજી લખી. પછી બન્ને અરજી લઇને હું સાહેબ પાસે ગયો. એજન્ટ–જનરલ ઘણોજ નારાજ થયો અને બોલ્યો: “ જાઓ હમ નહિ જાનટા, કોઠીવાલા (બગીચાવાળો) જાને. ”

હવે શું કરવું તેની ચિંતામાં હું પડયો. આખરે વિચાર્યું કે ચાલો એના માલિક પાસેજ જઇએ અને રજાને માટે કહીએ. પ્રથમ લલિયાને લઇને તેના શેઠ પાસે ગયો. તેણે અમને બન્નેને ધમકાવીને કહ્યું: “ માનતા પણ નથી. શા માટે ત્રાસ આપો છો ? અમારૂં કામ બગડે છે. સાંઠા કાપવાના તૈયાર થઈ ગયા છે. જાઓ, હું રજા આપી શકતો

નથી." હું પાછો ફર્યો, અને હવે કોઈ બીજી તદબીરથી એને રજા અપાવવી એવા વિચારપર આવ્યો.

આ તરફ એવું બન્યું કે ઈસ્માઇલ સખત કામ અને પોતાની સ્ત્રી તથા છોકરીની ફિકરને લીધે માંદો પડી ગયો. તેણે અરજી આપવાથી તેને ઇસ્પિતાલમાં મોકલી આપવામાં આવ્યો; પણ ત્યાંથી ડાક્ટરે એને કામપર પાછો મોકલ્યો અને લખી જણાવ્યું કે એને ખરી માંદગી નથી પણ ઢોંગ કરે છે. બિચારો ફરીથી કામપર હાજર થયો. પણ વળી તેની તબીઅત વધારે ખરાબ થઈ પડી. ફરી તેને ઇસ્પિતાલમાં મોકલવામાં આવ્યો. આ વખતે મોટા ડાક્ટરે તેને તપાસ્યો અને અભિપ્રાય આપ્યો કે, "એને ગળતકોઢ થયો છે, એ ઘણો અશક્ત થઇ ગયો છે, એનાથી કામ થઇ શકશે નહિ. જો એને બેઠા બેઠા પગાર આપવો હોય તો ભલે આપો, નહિ તો હિન્દુસ્તાન મોકલી દેવો બહેતર છે. વહાણ ચૌદ પંદર દિવસમાં જનાર છે."

બગીચાનો માલિક એવા નિશ્ચયપર આવ્યો કે એને તાબડતોબ હિન્દુસ્તાન મોકલી દેવો. જ્યારે મને આ ખબર મળી ત્યારે હું ફરીથી ઇસ્પિતાલમાં પહોંચ્યો. ઈસ્માઇલને પૂછતાં તેણે જણાવ્યું કે ડાક્ટરના કહેવા ઉપરથી મને જબરદસ્તીથી હિન્દુસ્તાન મોકલવામાં આવનાર છે. હવે હું મારી સ્ત્રીને કેવી રીતે મળી શકીશ? મને લાગ્યું કે આ તો ઘણો અનર્થ થયો. હું તુરત તુરત એક બેરિસ્ટર પાસે ગયો, અને મારી પદરથી તેને બે ગિનિ આપીને કોઈ પણ પ્રકારે ઈસ્માઇલને હિન્દુસ્તાન ચઢાવી દેવાનું હમણાં મુલતવી રાખવાનો પ્રયત્ન કરવા જણાવ્યું. બેરિસ્ટર સાહેબે કાળજીપૂર્વક તપાસ કરાવીને જણાવ્યું કે, હવે તો એનું જવાનું નક્કી થઇ ચૂક્યું છે, સ્ટીમર ઉપડવાની તૈયારીમાંજ છે, હવે શું બની શકે? હું ત્યાંથી નીકળીને સ્ટીમર પાસે આવ્યો. જોયું તો ઈસ્માઇલને તેપર ચઢાવી

ફેવાયો હતો. તેના અંતરની ઇચ્છા એજ હતી કે પોતાની સ્ત્રીને મળવું. હિન્દુસ્તાનની સ્ટીમર ઉપડતી વખતે ઈસ્માઇલનાં નેત્રો અશ્રુથી પરિપૂર્ણ હતાં. જો કે અતિશય દુઃખને લીધે તે મને કંઇ પણ કહી શકતો ન હતો છતાં તેનો ચહેરો જોતાંજ સ્પષ્ટ માલમ પડી આવતું હતું કે, તેના ઉપર દુઃખનો ડુંગર છવાયલો હતો. મારા અંતરમાં પણ આ વખતે ઘણોજ ખેદ થતો હતો. મારા સઘળા પ્રયત્ન નિષ્ફળ ગયા, અને મેં લલિયાને જે વચન આપ્યું હતું તે હું પાળી શક્યો નહિ. છેવટે મેં એક ખલાસીને ઈસ્માઈલની સોંપણ કરી અને કહ્યું કે, એ બિચારો આજારી છે, એની સારી પેઠે દેખરેખ રાખજે અને એને યથાશક્તિ સહાયતા આપજે. સ્ટીમર ઉપડી ગઇ, અને હું "**हरेरिच्छा बलीयसी**" (હરિની ઇચ્છા બળવાન છે) એમ બોલીને ઘર તરફ પાછો ફર્યો.

જ્યારે તે સ્ટીમર હિન્દુસ્તાનથી પાછી ફિજી આવી ત્યારે પેલા ખલાસીએ મને કહ્યું કે, હિન્દુસ્તાનની ભૂમિ ઉપર પગ મૂકતાંજ કલકત્તામાં બિચારા ઇસ્માઇલનું અવસાન થઇ ગયું. આ સાંભળીને મને ઘણો ખેદ થયો. હું વિચારમાં પડી ગયો કે, આ સમાચાર હવે લલિયાને કેવી રીતે સંભળાવું? તે બિચારી તો ઇસ્માઇલને મળવાની વાટ જોતી હશે. હું કઠણ હૈયું કરીને લલિયાના બગીચામાં ગયો. ત્યાં જતાં પ્રથમ તો મેં એમ જણાવ્યું કે, તારા પતિને હિન્દુસ્તાન મોકલી દેવામાં આવ્યો છે. આ સાંભળીને તે ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી. મેં તેને ધીરજ આપતાં જણાવ્યું, હવે તારી ગિરમિટને પણ થોડાજ દિવસ બાકી છે. હું ચાર મહીના પછી તને પણ હિન્દુસ્તાન મોકલાવી આપીશ. બીજે દિવસે રવિવારે મેં તેને ઇસ્માઇલના મરણના સમાચાર સંભળાવ્યા.

વાચક! આ દુઃખદ સમાચાર સાંભળતાંજ તેને મૂર્ચ્છા આવી

ગઈ, અને તે વખતથી તે માંદી પડી ગઇ. મહા મુશ્કેલીથી ૧૫ દિવસે તેને થોડો ઘણો આરામ થયો. તેનું દુઃખ તે બિચારી પોતેજ જાણતી હતી ! આવી દુર્દશામાં પણ બગીચાવાળો તેની પાસેથી પૂરૂં કામ લેતો હતો. હજારવાર ધિક્કાર છે એવા પૌંડ, શિલિંગ અને પેન્સપર કે જેને માટે બગીચાના માલિકો મનુષ્યજાત ઉપર આટલો જુલમ ગુજારે છે ! એ અર્થપિશાચ અને ધનલોભી બગીચાવાળાઓ કહે છે કે, " Material resourses of the colonies cannot be developed without these labourers. " " અર્થાત્ આ મજુરો સિવાય આ સંસ્થાનોનાં કિંમતી સાધનોનો વિકાસ થઈ શકે તેમ નથી. "

અમારી સમજ પ્રમાણે તો મનુષ્યોને ગુલામગીરિની સાંકળથી જકડવા કરતાં એ સંસ્થાનો ઉજડ અને કંગાલ થઇ જાય એ લાખ દરજ્જે બહેતર છે.

## આસ્ટ્રેલિઆની મુસાફરી

આપણા લોકોમાંના ઘણાખરાને તો **આસ્ટ્રેલિઆમાં** થોડા ઘણા હિંદીઓ પણ વસતા હશે એની ખબરજ નહિ હશે. આમાં આપણી બેદરકારી સિવાય બીજું કયું કારણ હોઈ શકે ? આપણા લોકોના હૃદયમાં એવી ઇચ્છા પણ જન્મતી નથી કે પરદેશમાં વસતા આપણા હિંદી ભાઇઓના સંબંધમાં કંઇક જાણવાનો પ્રયત્ન કરીએ. કંઇ નહિ તો સહેલગાહને ખાતર પણ આપણા દેશમાંથી પાંચ દશ માણસોએ એવા દ્વીપ–દ્વીપાંતરોમાં જવું જોઇએ કે જ્યાં હિંદી લોકો જઈ વસ્યા હોય. આપણે ત્યાંના રાજા મહારાજા અને શ્રીમંત લોકોને કદાચ એવી ઇચ્છા થાય છે તો તેઓ પાધરા ઇંગ્લાંડ કે ફ્રાંસ તરફજ ઉપડી જાય છે !

એક વખત મુસાફરીને માટે મેં **આસ્ટ્રેલિઆ** જવાનો વિચાર કર્યો; તે માટે " **આસ્ટ્રેલિઅન** પ્રજાસત્તાક રાજ્ય " પાસેથી મારે રજા

મેળવવી પડી. ફિજીથી નીકળીને હું આઠ દિવસે સિડની પહોંચ્યો. ત્યાં હું એક હૉટેલમાં ગયો .અને ૭ શિલિંગ આપીને ઉતર્યો. મને ગોરા લોકોથી અલાયદો એક ઓરડો આપવામાં આવ્યો. હું તે ઓરડામાં જઇને આરામ લેતો પડ્યો. હું ત્યાં પહોંચ્યો એટલે તરતજ મોટી મેદની જામી ગઇ. "કાળો માણુસ આવ્યો છે." બસ પછી કહેવુંજ શું? કેટલાંએ સ્ત્રી–પુરુષો મને જોવાને માટે મારા ઓરડા પાસે એકઠાં થઈ ગયાં. ભીડને લીધે મને ત્રાસ થવા લાગ્યો. મારા સંબંધમાં કોઈ કંઇ બોલતું અને કોઈ કંઇ. એક સ્ત્રીએ મને કહ્યું: "All black, have you got no soap?" (તદ્દન કાળો, તને સાબુ પણ ન મળ્યો?) પરન્તુ મેં તેની વાતનો કંઇ પણ ઉત્તર આપવાનું ઉચિત ધાર્યું નહિ, કારણ કે મને બીક હતી કે; જો એ લોકોને એવી ખબર પડી જાય કે હું થોડું ઘણું અંગ્રેજી સમજી શકું છું તો તેઓ અનેક વાતો પૂછીને મારો કેડો મૂકશે નહિ. આથી મેં એકદમ ઘાંટો પાડીને ફિજીઅન ભાષામાં કહ્યું: "લાકો સાલેબૂ ન ઐાસો જ્યૌસો" (ચાલ્યા જાઓ, ઓરડીમાં ઘણીજ ગીરદી થઇ ગઈ છે) આ સાંભળીને ઘણા ખરા પુરુષો ચાલ્યા ગયા, પરન્તુ સ્ત્રીઓમાંની ઘણીખરી ત્યાંથી ખસી નહિ. મને તરસ લાગી એટલે મેં બૅગમાંથી મારો લોટો બહાર કાઢ્યો. લોટો જોતાંજ તેઓ પોકારી ઉઠી, "come, come, look at this water-pot." (આવો, આવો, જુઓ આ જળપાત્ર.) આ સાંભળીને તો વળી વધારે ભીડ થઈ ગઇ. ભીડમાંથી એક સ્ત્રી બોલી: "આને માંજવામાં આવે છે?" બીજી બોલી: "ના કદી પણ નહિ." એટલામાં એક ત્રીજી સ્ત્રી આવીને લોટો ઉપાડી ગઈ અને નહાવાના સાબુથી તેને સાફ કરવા લાગી!

ભલા, નહાવાના સાબુથી તે લોટો સાફ થઈ શકે ખરો? એ પછી વળી કોઇ બીજી સ્ત્રીએ કહ્યું: એને 'Sand-soap' (રેતીવાળો

સાબુ) લગાવ્યો. એમ કરવાથી લોટો સાફ થઈ ગયો. એ પછી મને પાયખાનામાં જવાની હાજત થઈ, અને હું લોટો લઈને ચાલવા માંડ્યો; એટલે તો વળી સૌ આશ્ચર્ય પામ્યાં. જ્યારે હું પાયખાનામાંથી પાછો આવ્યો ત્યારે હૉટેલની મેનેજર સ્ત્રીએ કહ્યુ: "You have spoiled our latrine."–તમે અમારૂં પાયખાનું બગાડ્યું છે. મેં ગુસ્સે થઇને જણાવ્યું: "Then give me back my seven shillings, I will not stay here." ત્યારે મારા સાત શિલિંગ મને પાછા આપો, હું અહીં રહીશ નહિ.

મે ધાર્યું કે અહીં રહેવાથી ઘણી ઘણી પીડા નડશે, કોઈ હિંદુસ્તાની ભાઇને ત્યાંજ જઇ રહેવું ઠીક થઇ પડશે.

આ સ્થળે **આસ્ટ્રેલિઆવાસી** હિંદીઓના સંબંધમાં બે ચાર વાતો જણાવવી અનુચિત નહિ ગણાશે. **આસ્ટ્રેલિઆમાં** ૬૬૪૪ હિંદીઓ છે. હવે બીજા હિંદીઓ **આસ્ટ્રેલિઆમાં** વસી શકે એમ નથી, કારણકે **નાતાલવાળાએ** શોધેલી Education test (કેળવણી મર્યાદા) **આસ્ટ્રેલિઆમાં** પણ પ્રચલિત છે. **આસ્ટ્રેલિઅન** અધિકારીઓ નવા આવનાર હિંદીઓની, તે અંગ્રેજી ભણેલો છે કે નહિ, એવી પરીક્ષા લે છે. વળી ખૂબીની વાત તો એ છે કે તેઓ હિંદીઓને ઇરાદાપૂર્વક એ પરીક્ષામાં નાપાસ કરી દે છે, અને **આસ્ટ્રેલિઆમાં** દાખલ થવા દેતા નથી. આ ફોકટની પરીક્ષા આપતી વેળા તે આપનારના હૃદયની સ્થિતિનો ખ્યાલ એવી પરીક્ષા આપનારનેજ સારી પેઠે આવી શકે એમ છે. જે માણસ પુષ્કળ પૈસા ખરચીને અને અનેક કષ્ટો વેઠીને સાત સમુદ્રપારથી આવ્યો હોય છતાં નાપાસ કરી દઇને પાછો કાઢવામાં આવ્યો હોય તે બિચારાની સ્થિતિ ઉપર તો જરા વિચાર કરો. જો "**दुष्टे दुष्टवदाचरेत्**" (દુષ્ટની સાથે દુષ્ટ જેવા થવું) એ નીતિએ **હિન્દુસ્તાનમાં** આવનાર **આસ્ટ્રેલિઅનોની હિંદીમાં** પરીક્ષા લેવામાં આવે તો કેવું સારૂં ?

પરન્તુ એટલું ખુશી થવા જેવું છે કે આસ્ટ્રેલિઅન લોકો દક્ષિણ આફ્રિકાના લોકો જેવા અતિશય નિર્દય નથી. જે ૬૬૪૪ હિંદીઓ આસ્ટ્રેલિઆમાં વસી ગયા છે તેમનાપર આસ્ટ્રેલિઅન સરકારનો કશો પણ જુલમ નથી. જો કે આસ્ટ્રેલિઆમાં નવા હિંદીઓ વસી શકતા નથી, છતાં હવાફેરને માટે કે મુસાફરીને ખાતર મેલબોર્ન શહેરના વિદેશિક વિભાગ ( Department for External Affairs ) તરફથી પરવાનગી મળી શકે છે, પરન્તુ એમાં એક મોટી મુશ્કેલી એ છે કે મુસાફરને ૧૦૦ પૌંડ અનામત મૂકવા પડે છે.

જે હિંદીઓ આસ્ટ્રેલિઆમાં વસેલા છે, તેમાંના ઘણા ખરા પંજાબી, શીખ અને પઠાણો છે. શીખ લોકો મોટે ભાગે ઘઉંની ખેતી કરે છે, અને પઠાણ લોકો ઊંટ રાખે છે. એ લોકો બિલકુલ ભણેલા ગણેલા નથી. છતાં આનંદની વાત છે કે તેઓ યૂરોપિયન લોકોની પેઠે ઘર અને જમીન ખરીદી શકે છે. રાજકીય અધિકાર પણ એમને મળેલા છે. મ્યુનિસિપાલિટી અને ધારાસભાઓના મેમ્બરની ચૂંટણીમાં તેઓ મત આપી શકે છે. જાહેર સંસ્થાઓનો લાભ લઇ શકે છે, અને હૉટેલોમાં પણ રહી શકે છે. પોલિસનો પણ એમનાપર ખાસ જુલમ નથી.

શરૂઆતમાં કેટલાક હલકી જાતના ગોરાઓએ ભારતવાસી શીખો અને પઠાણો સાથે છેડછાડ કરી હતી, પરન્તુ જ્યારે તેના પ્રત્યુત્તરમાં તે લોકોએ બે ચાર ડંડા ફેરવી વાળ્યા ત્યારથી હિંદીને ફરીથી અડકવાનું સાહસ તે લોકો કરી શક્યા નથી. આસ્ટ્રેલિઅન લોકોને એવું ઠસી ગયું છે કે હિંદીઓ એકદમ ક્રોધાયમાન થઇ જાય એવા અને લાકડી લઇને સીધા કરવામાં શૂરા છે. આથી એ લોકોને છંછેડવા ઠીક નથી. ગમે તેમ હો, પણ અમારે એટલું તો કહેવુંજ જોઇએ કે આસ્ટ્રેલિઅન લોકો દક્ષિણ આફ્રિકાવાળા આપણી સાથે જેવી રીતનું વર્તન રાખે છે તે કરતાં સોગણા સારા છે. વળી એક ઘણી

નવાઇ જેવી વાત એ છે કે હિંદીઓ આસ્ટ્રેલિઅન સ્ત્રીઓ સાથે લગ્ન કરે તેમાં આસ્ટ્રેલિઅન લોકો જરા પણ હરકત કરતા નથી. તેમની પૉલિસી એવી છે કે હિન્દુસ્તાનીઓ જે રૂપીઆ આસ્ટ્રેલિઆમાં કમાય છે તે અહીંજ ખરચાવા જોઇએ.

આસ્ટ્રેલિઅન સ્ત્રીઓ ઘણી ખરચાળ હોય છે અને તેમની સાથે લગ્ન કરનારાઓની કમાણીનો મોટો ભાગ મેમસાહેબ ખરચી નાખે છે. પઠાણ લોકોમાંના ઘણાખરાઓએ આસ્ટ્રેલિઅન સ્ત્રીઓ સાથે શાદી કરી છે, અને થોડા ઘણા શીખો પણ એવા છે કે જેઓ આસ્ટ્રેલિઅન સ્ત્રી સાથે પરણ્યા હોય. એ સ્ત્રીઓને અથવા તો એમની સંતતિને એ લોકો બીજે કોઈ પણ સ્થળે લઇ જઇ શકતા નથી. આસ્ટ્રેલિઅન સરકારની આ નીતિ ન્યાયસંગત નથી. એ સાચું છે કે આપણા દેશના લોકો સાથે નીચજાતિનીજ આસ્ટ્રેલિઅન સ્ત્રીઓ પરણેલી છે; પરન્તુ એપરથી એટલું તો અવશ્ય માલમ પડી આવે છે કે આસ્ટ્રેલિઅન લોકો કાળા રંગ તરફ બહુ તિરસ્કાર ધરાવતા નથી.

હૉટેલમાંથી હું ચાલી નીકળ્યો અને કોઇ હિંદીના ઘરની તપાસ કરવા લાગ્યો. એટલામાં અકસ્માત્ ફિજીમાં રહી ગએલો મારી ઓળખાણનો એક અંગ્રેજ ભેટી ગયો. તેણે મને સિડનીથી ૧૫ માઇલ દૂર લઇ જઇને મેવારામ નામના એક પંજાબી જાટનું ઘર બતાવ્યું. મેવારામજીને ઘેર હું ગયો અને તેમને મારી સઘળી હકીકત કહી સંભળાવી. તેમણે મારો ઘણો આદર—સત્કાર કર્યો. તેમણે એક આસ્ટ્રેલિઅન સ્ત્રી સાથે લગ્ન કર્યું હતું, અને તેઓ મિસ્ટર મેવના નામથી ઓળખાતા હતા. મેવારામજીએ મારે માટે બે ત્રણ શિલિંગની સેવ અને અંગુર મંગાવ્યાં. હું ભૂખ્યો તો હતોજ, એટલે બરાબર રીતે જમીને ઘસઘસાટ ઉંઘ્યો. કેટલાક દિવસ સુધી હું તેમને ત્યાં રહ્યો અને તે પછી સિડની વગેરે સ્થળની મુલાકાત લઇને સ્ટીમરમાં બેસી પાછો ફિજી આવ્યો.

## ફિજીમાં હવે કેવા હિંદીઓની જરૂર છે?

લખતથી બંધાએલા મજુર તરીકે તો હવે કોઇ પણ હિંદીએ ફિજી જવાની જરૂર નથી; પરન્તુ જે કોઇ પોતાના ખરચે જવા ધારતા હોય તેને હરકત નથી. જે માણસ લુહારી કામ અથવા તો ઘોડાને નાળ જડવાનું કામ જાણતો હોય તેને ત્યાં ઘણી સારી રોજી મળે છે. એવા માણસો દરરોજના ત્રણ રૂપીઆ સુધી પેદા કરી શકે છે. ફિજીમાં સર્વેયર લોકોની ઘણી જરૂર છે; તેઓ ત્યાં નિઃસન્દેહ સારું પેદા કરી શકે. વકીલ-બેરિસ્ટરનો ધંધો પણ સારી પેઠે ચાલે એમ છે; પરન્તુ જે વકીલ-બેરિસ્ટરો કેવળ સ્વાર્થી હોઇ પૈસો પેદા કરવો એજ જીવનનો ઉદ્દેશ સમજતા હોય તેમણે ત્યાં જવાની જરૂર નથી. મણિલાલજી જેવા વકીલ-બેરિસ્ટરોનીજ ત્યાં જરૂર છે. સૌ કરતાં વધારે જરૂર હિંદી ડાક્ટરોની છે. જો હિન્દુસ્તાનમાંથી કોઇ ડાક્ટર ત્યાં જઈ પહોંચે તો આપણા દેશભાઇઓને ઘણો લાભ થાય.

જે બેરિસ્ટર ત્યાં જવા માગતા હોય તેમણે પોતાની ડીગ્રીનું સર્ટિફિકેટ સાથે લઈ જવું જોઇએ. જેમને હિંદી ભાઇઓ સાથે આંતરિક પ્રેમથી વર્તતાં અને તેમનાં દુઃખ દૂર કરવાના ઉપાય લેતાં બગાસાં આવતાં હોય તેમણે ત્યાં જવાની જરૂર નથી.

જેમના હૃદયમાં શાંતિ, દયા, ક્ષમા, પરોપકાર, દેશસેવા અને ગરીબોનો ઉદ્ધાર કરવાની વૃત્તિ, એ સઘળા ગુણો રહેલા હોય તેમનાથીજ ફિજીવાસી હિંદી ભાઇઓનો ઉદ્ધાર થાય તેમ છે. જેઓ પૈસાનાજ પૂજારી હોય અને રાત દિવસ હાય પૈસો! હાય પૈસો! કરી રહ્યા હોય તેઓ ચાહે તો ડાક્ટર, વકીલ, બેરિસ્ટર, સર્વેયર કે ઉપદેશક ગમે તે હોય, તો પણ તેમણે તો કૃપા કરીને હિન્દુસ્તાનમાંજ રહીને ઘેર બેઠાં બેઠાં અક્ષત અને ફૂલ લઇને શિવજીના જ્યોતિર્લિંગનું બન્ને વખત

પૂજન અને રૂદ્રીના જપ કર્યા કરવા ! એવા મહાશયોને શિવજી પ્રસન્ન થશે તો જમીન ફોડીને ધન આપશે ! પરન્તુ તેમને અમારી સવિનય એટલી પ્રાર્થના છે કે તેમણે ત્યાં સેવા અર્થે જનારાઓને ઉત્સાહ આપવો અને જો તેઓ એટલું પણ કરશે તો તેમનું નેતાપણું સાર્થક થયલું ગણાશે. ધન્ય છે તે લોકોને કે જેઓ પોતાનો સ્વાર્થ છોડીને પ્રવાસી ભાઇઓનાં દુઃખમાં ભાગ લઇ રહ્યા છે, અને પોતાના કુટુંબનો તથા ચંદ્રમુખી સ્ત્રી સુદ્ધાંનો પ્રેમ છોડીને તેમનાથી દૂર પરદેશોમાં જઈ પોતાના બંધુઓને ધૈર્ય આપી રહ્યા છે! શું તમે તે સજ્જનોનું અનુકરણ નહિ કરી શકો ?

આવા સેવાપરાયણ લોકોના જવાથી ફિજીનિવાસી દુઃખિત હિંદીઓનાં ઘણાંખરાં દુઃખ દૂર થઇ જાય એમ છે. ફિજીનો હાલનો ગવર્નર સર બિકહેમસ્વીટ સ્કૉટ (Sir Bickhamsweet Escott) ઘણો ઉદાર અને ન્યાયપ્રિય છે. અમે બેધડક કહી શકીએ છીએ કે, આવો સારો ગવર્નર ફિજીમાં કદી પણ આવ્યો ન હતો. ગવર્નર સાહેબ કહે છે: " અમારી અંતઃકરણપૂર્વક એવી ઇચ્છા છે કે ફિજીના હિંદીઓ સુશિક્ષિત થઇ જાય અને અહીંનાં રાજકીય કાર્યોમાં ભાગ લેવા લાગે." ફિજીની ઉન્નતિ ખાસ કરીને ત્યાંના હિંદીઓ ઉપરજ અવલંબેલી છે; કારણ કે ત્યાંના મૂળવતનીઓ ધીમે ધીમે નષ્ટ થતા જાય છે. ત્યાં ૪૦,૦૦૦ હિંદીઓ છે, જે સંખ્યા ત્યાંની યૂરોપિયન પ્રજા કરતાં બારગણી છે. હિન્દુસ્તાનના કોઇ પણ બંદરેથી ન્યૂઝિલાંડ અથવા તો આસ્ટ્રેલિઆ થઇને ફિજી જવાય છે. આસ્ટ્રેલિઆ થઇને જવામાં પ્રથમ ત્યાં ઉતરવાની પરવાનગી મંગાવવી પડે છે, પરન્તુ ન્યૂઝિલાંડ થઇને જવામાં કંઈ ખાસ મુસ્કેલી નડતી નથી. વળી સૌ કરતાં સહેલો રસ્તો એ છે કે " બ્રિટિશ ઇન્ડિઆ સ્ટીમ નેવિગેશન કંપની "ની મજુરો માટેની સ્ટીમરમાં બેસીને જવું, જેમાં આપણા દેશના મજુરોને

ફિજી લઈ જવા માટે ચઢાવાય છે. એ સ્ટીમરવડે જનારને આપણા ભાઈઓને કેટલાં કષ્ટો સહન કરવાં પડે છે તેનો ખ્યાલ પણ આવી શકશે. એ સ્ટીમરોનો આવવા–જવાનો વખત મુકરર હોતો નથી.

## સ્વદેશ–યાત્રા

" ભલી ભારતભૂમિ વિષે રોજ રૂહેતો,
હશે કો બિચારો નથી જેહ કૂહેતો;
ભલો દેશ મારો, ભલી ભોમ મારી,
મને પ્રાણથી નિત્ય છે એજ પ્યારી.

* * * *

વિદેશે વસીને ઘણો કાળ ગાળી,
સ્વદેશે ગયો જે ભલો ભાગ્યશાળી;
વિયોગી સગાં, ભૂમિને ભેટી ભાવે,
કહો કોણને હર્ષનાં આંસુ ના'વે ? "

ઉપરનું કથન અક્ષરશઃ સત્ય છે. ખરેખર જગતમાં એવો કોઈ-કજ અધમ મનુષ્ય હશે કે જેનું મન વિદેશમાંથી સ્વદેશ આવતાં પ્રસન્ન ન થયું હોય. ૨૧ વર્ષ ફિજીમાં રહીને મારા હૃદયમાં મારી માતૃભૂમિ અને માતાનાં દર્શનને માટે ઉત્કટ ઇચ્છા થઈ રહી હતી. મેં મારો આ વિચાર ડૉ. મણિલાલજીને જણાવ્યો. તેમણે કહ્યું: "જો તમે ત્યાં જઈને કંઈ પણ કામ બજાવો તો તો તમારૂં જવું ઠીક છે." મેં જણાવ્યું: 'મારી પાસે નથી તો કંઈ અસાધારણ બુદ્ધિ કે નથી હું ઝાઝું ભણ્યો–ગણ્યો. હું ત્યાં આપણા ભાઈઓની શી સેવા કરી શકીશ?'

શ્રીયુત મણિલાલજીએ જણાવ્યું: "તમારે માટે હું એક કામ બતાવું છું. તમારે ગામેગામ ફરીને કુલી–પ્રથા વિરુદ્ધ લોકમત કેળવવો અને આપણા ગામડીઆ ભાઈઓને અહીંનાં કષ્ટો જણાવવાં." મેં

જવાબ આપ્યોઃ "હું આપની આજ્ઞાનું પાલન કરવા યથાશક્તિ પ્રયત્ન કરીશ." એ પછી મેં ઇમિગ્રેશન ખાતાને મારા હિંદુસ્તાન જવા વિષેની ખબર આપી. ત્યાંથી જવાબ મળ્યો કે, તા. ૨૭મી માર્ચ, ૧૯૧૪ને રોજ કલકત્તા જવાને માટેની સ્ટીમર સુવાથી ઉપડનાર છે, માટે તમારે વેળાસર ત્યાં પહોંચવું. એ પછી ફિજીના દરેક જીલ્લાઓમાંથી પ્રતિનિધિઓ આવીને એકત્રિત થયા અને સુવામાં મને એક અભિનંદન પત્ર આપવામાં આવ્યું. જો કે હું આ માનને જરા પણ લાયક ન હતો, છતાં "**आज्ञा गुरुणां ह्यविचारणीया**" અર્થાત્ ગુરુઓની આજ્ઞા માથે ચઢાવવી એજ ધર્મ છે, એમ વિચારી મેં તેમની આજ્ઞાનું પાલન કર્યું. તે લોકોએ પણ મને ફરમાવ્યું કે, તમારે ગામેગામ આપણાં દુઃખો જાહેર કરવાં અને મજુરોના આડતીઆ તથા દલાલો વિરુદ્ધ આંદોલન ઉત્પન્ન કરવાં. જે વખતે હું તેમની પાસેથી વિદાય થયો ત્યારે મારા હૃદયમાં હર્ષ અને શોક બન્ને લાગણીઓ સંમિશ્રિત થઇ રહી હતી.

શોક એટલા માટે કે હું મારા બંધુઓથી છૂટો પડતો હતો અને આનંદનું કારણ એ કે હું માતૃભૂમિ તરફ આવતો હતો.

ઇમિગ્રેશન ખાતા તરફથી અગાઉથી જાહેરખબર આપવામાં આવી હતી કે, જેમને હિન્દુસ્તાન જવું હોય તેમણે અમારી ઑફિસમાં હાજર થવું. આ ખબર મળતાં સુમારે ૧૩૦૦ હિંદીઓ ઇમિગ્રેશન ઑફિસમાં એકત્ર થયા. એમાંના કેટલાકો તો પોતાનાં ઘરબાર, માલ મિલકત અને ખેતરો વેચીને સ્વદેશ આવવાની તૈયારી કરી ચૂક્યા હતા. સ્વદેશ જવાની આશામાં ને આશામાં તેમણે પોતાની ચીજો અડધી કે ત્રીજા ભાગની કિમ્મતે વેચી મારી હતી! પરન્તુ એમાંથી એકંદર ૮૩૩ માણસને લેવામાં આવ્યા અને બાકીના સઘળાને પાછા ધકેલી કાઢવામાં આવ્યા. તેમાંના એક માણસનો પિતા દેશમાં

મરી ગયો હતો, અને તેની માતાનો પત્ર આવ્યો હતો કે, 'હું ભૂખે મરું છું, મારી પાસે ખાવાને માટે એક કોડી પણ નથી, માટે તું જેમ બને તેમ જલદી દેશ ચાલ્યો આવ.' તે બિચારો એકેશ્વાસે ઑફિસમાં આવ્યો અને ભીડમાંથી નીકળીને અંદર જવા લાગ્યો; એટલામાં એક ગોરા સિપાઇએ તેને પકડી લઇને એક કોટડીમાં પૂરી દીધો ! બીજે દિવસે તેનાપર કેસ માંડવામાં આવ્યો કે એ માણસ ઇમિગ્રેશન ઑફિસનો રસ્તો રોકી રહ્યો હતો. તે બિચારાને આટલા ઉપરથીજ ૧૦ શિલિંગનો દંડ થયો અને હિન્દુસ્તાન આવવાની રજા તેને મળી શકી નહિ. તેના હૃદયમાં પોતાની વિધવા માતાને જોવાની ઉત્કટ ઇચ્છા હતી, પરન્તુ પેલા સિપાઇના પાપે તે બિચારાને હિન્દુસ્તાન આવતાં અટકાવી દેવામાં આવ્યો. વાચક બંધુઓ ! એ બિચારાના દુઃખનું અનુમાન તમે કરી શકશો ?

એ પછી અમારે સુવા ડેપોમાં જવું પડયું. ત્યાં અમારી દરરોજ હાજરી લેવાતી. અહીં પણ અમારી સાથે પશુઓની પેઠે વર્તવામાં આવતું. બિચારા એક હિંદીથી એવો અપરાધ થઇ ગયો કે તેનો નાનો છોકરો લીંબુને માટે રડવા લાગ્યો. આથી તેણે લીંબુના ઝાડ પરથી એક લીંબુ તોડયું. પછી શું થયું ? ગોરા સાહેબે હાથ પકડીને તેને ઘસડી પાડયો, લીંબુ છીનવી લીધું, તેને હિન્દુસ્તાન જવાની ટીકીટ મળી હતી તે પણ છીનવી લેવામાં આવી અને તેને ત્યાંથી કાઢી મૂકવામાં આવ્યો. તેને ફિજીમાંજ રહેવું પડયું ! આપણે જ્યારે સ્ટેશનપર જઇએ છીએ અને ગાડી ચૂકી જઇએ છીએ એટલે ચાર પાંચ કલાક રોકાઈ જવું પડે તેથી પણ કેટલા દિલગીર થઇએ છીએ ? તો પછી આ બિચારાને એક લીંબુ તોડવાના અપરાધ માટે એક વરસ સુધી વળી ફિજીમાં દુઃખ ભોગવતા પડયા રહેવું પડે તેને કેટલો બધો ખેદ થયો હશે ?

સ્ટીમર ઉપડવાને આગલે દિવસે ઇમિગ્રેશન ઑફિસના એક કલાર્કે

આવીને અમને પૂછ્યું: "કેટલા રૂપીઆ ઘેર લઈ જાઓ છો?" કારણ કે એ બાબતની ત્યાં નોંધ રાખવામાં આવે છે. અમારા કેટલાએ મૂર્ખ ભાઇઓએ નોંધાવ્યું કે, હું ૨૦૦૦ રૂપીઆ લઇ જાઉં છું, હું ૪૦૦૦ રૂપીઆ કમાઇને જાઉં છું! પણ પાછળથી કલકત્તે પહોંચ્યા પછી મને માલૂમ પડ્યું કે, તે લોકો પાસે તેટલા રૂપીઆ તો શું પણ તેટલી કોડીઓ પણ ન હતી—કલકત્તાથી ઘેર પહોંચવા જેટલા ભાડાનાં પણ ફાંફાં હતાં. એ લોકોને એટલીએ ખબર ન હતી કે આ પ્રમાણે ખોટું લખાવવાથી કેટલી બધી હાનિ થાય છે! જ્યારે કોઈ માણસ ફિજીવાસી હિંદીઓનાં દુઃખ જાહેર કરે છે ત્યારે ઇમિગ્રેશન ખાતાવાળાઓ પ્રમાણ રજુ કરે છે કે, જુઓ દર વરસે મજુરો આટલા લાખ રૂપીઆ કમાઇને હિન્દુસ્તાન લઈ જાય છે. આ ઉપરાંત વળી ઇમિગ્રેશન ઑફિસના કલાર્ક સાહેબને મીંડાની કંઈ ખાસ કિમ્મત હોતી નથી. એક મજુરે ૧૫ રૂ. ઘેર લઈ જવાનું જણાવ્યું હતું, પણ તેઓ સાહેબે ૧૫૦ નોંધ્યા હતા! વળી કોઇએ વીંટી, કડુ વગેરે પહેર્યું હોય તો તેની કિમ્મત પણ દશ વીશગણી વધી જાય છે! દાખલા તરીકે એક માણસે અંગુઠામાં એક ચાંદીનો વીંટો પહેર્યો હતો. કલાર્ક સાહેબે તેની કિમ્મત પૂછતાં તેણે જણાવ્યું કે, "સાહેબ, એ આઠ આનાનો છે." કલાર્ક સાહેબ બોલ્યા, આ વીંટો આઠ આનાનો છે! એ ઓછામાં ઓછો ૮ રૂપીઆનો છે. હું એની કિમ્મત રજીસ્ટરમાં ૮ રૂપીઆ નોંધું છું. આ પ્રમાણે નોંધાયલા રૂપીઆનો આંકડો લાખો સુધી પહોંચે તેમાં શી નવાઈ?

સ્ટીમરમાં બેસતી વેળા પણ ઇમિગ્રેશન ઑફિસના હેડ કલાર્ક સાહેબ ઓછી તકલીફ આપતા નથી. જો કોઇ માણસ પાસે વધારે સામાન હોય તો તેને ઘણીજ હેરાનગતિ વેઠવી પડે છે. કલાર્ક સાહેબ એક વખત જેટલો સામાન એક માણસથી લાવી શકાય તેટલોજ

લાવવા દે છે, પછી બીજીવાર લેવા જવા દેતા નથી, પછી તેનો માલ ડેપોમાં પડી રહે તેની હરકત નહિ.

વધારે શું લખવું ? અમને સ્ટીમરમાં ઘેટાં–બકરાંની પેઠે પૂરવામાં આવ્યા. માર્ગમાં પડેલી મુશ્કેલીઓનું વર્ણન કરવાની જરૂર નથી. એક વખત અમારા ભાઇઓને ખાવાનું વહેંચી અપાતું હતું, તે વખતે એક ગોરો ડાક્ટર હાથમાં લાકડી લઇને એકાદ બે હિંદીઓને મારતો હતો. મેં તેનો ફોટો લઈ લીધો. ગોરા ડાક્ટરની જાણમાં આ વાત આવી ગઈ. તે મારી પાસે આવ્યો અને મને કહેવા લાગ્યો: "જોઉં, આપ કેવો ફોટો લઈ શકો છો, જરા આ ફોટો મને જોવા દોને ?" મેં થાપ ખાધી અને પ્લેટ સાથે કૅમેરા તેના હાથમાં મૂક્યો. તેણે તરતજ મારો કૅમેરા અને પ્લેટ એ સઘળું સમુદ્રમાં ફેંકી દીધું અને હું જોતોજ રહી ગયો !

સ્ટીમરમાં અમે ૮૩૬ ભારતવાસીઓ ફિજીથી પાછા આવતા હતા. તેમાંના લગભગ ૫૦૦ માણસ પાસે તો કલકત્તાથી ઘેર સુધી પહોંચવાનું ભાડું પણ પૂરું ન હતું. જે લોકો કહે છે કે, 'ફિજી ટાપુમાં જઇને હિંદીઓ ધન ઘસડી લાવે છે, તેમણે આંખો ખોલીને ઉપરની વાત તરફ ધ્યાન આપવું જોઇએ.'

ફિજીથી નીકળતી વેળા અમુક વિશ્વાસપાત્ર સ્થળેથી મને ખબર મળી હતી કે મારી જડતી લેવામાં આવનાર છે, એટલા માટે મેં મારી પેટીપરનું નામ તારકોલથી ભૂસી નાખ્યું અને તેપર મારા એક મિત્રનું નામ લખાવી લીધું. એ પેટીમાં એવા અનેક કાગળ–પત્રો હતા, જેમાં ફિજીનિવાસી ભારતવાસીઓનાં દુ:ખોનું વર્ણન હતું, અને અનેક મેજીસ્ટ્રેટોના જજમેન્ટ ( ચુકાદા )ની નકલો હતી. શ્રીમાન્ ગાંધીજી, મણિલાલજી ઇત્યાદિ સાથે જે પત્રવ્યવહાર ચાલ્યો હતો તેની નકલો પણ એમાં હતી, પરન્તુ તેમાંની કોઇ પણ ચીજ વાંધાભરેલી

ન હતી. છતાં મારા ખ્યાલમાં હતું કે ફિજીના ગોરાઓ મારો પીછો સ્ટીમરમાં પણ છોડશે નહિ. થયું પણ તેમજ. મારી પેટી તપાસવામાં આવી, પણ મુદ્દામાલવાળી પેટી મારા મિત્ર પાસે હોવાથી તેમનું કશું વળ્યું નહિ.

સ્ટીમરમાં અમે લોકોએ ફંડ ઉઘરાવ્યું, અને ૧૮ માણસોને ઘેર સુધી પહોંચવાના પૈસા આપ્યા. મને વિચાર આવ્યો કે અમારે કેટલાક જણાએ મળીને કલકત્તામાં કોઈ બેરિસ્ટરને મળવું અને તેને અમારાં દુઃખો જણાવીને સરકારની સેવામાં એક પ્રાર્થનાપત્ર મોકલવું. આ કામને માટે મેં ૬૦ માણસોને તૈયાર પણ કર્યા અને આવશ્યક ખર્ચ માટે કેટલુંક ફંડ પણ એકત્ર કર્યું. સને ૧૯૧૪ ના એપ્રિલની પહેલી તારીખે અમે કલકત્તા આવી પહોંચ્યા. માતૃભૂમિનાં દર્શન કરીને અમારાં હૃદય દ્રવીભૂત થઈ ગયાં. પરન્તુ ખેદની વાત છે કે જે લોકોને મેં સ્ટીમરમાં બેરિસ્ટરની પાસે જવાને માટે તૈયાર કર્યા હતા તેઓ સ્ટીમરમાંથી ઉતરતાંજ આઘાપાછા થઇ ગયા અને હું એકલોજ ત્યાં રહી ગયો ! એ પછી હિરનગૌમાં મારે ઘેર પહોંચીને મારી માતાની ચરણરજ લેવાથી મને જે આનંદ થયો તે અવર્ણનીય છે.

# ઉપસંહાર

આ છેલ્લા પ્રકરણમાં મારે ગિરમિટીઆ પદ્ધતિ સંબંધે કંઈક કહેવાનું છે.

જો કોઇ માણુસ સંસ્થાનોમાં જઇને ગિરમિટથી કામ કરનાર હિંદીઓને નજરોનજર જુએ તો તેને અવશ્ય માલૂમ પડશે કે સરકારી અમલદારોના અને કમિશનના લખેલા રિપોર્ટો હિંદી મજુરોની ખરેખરી સ્થિતિ રજુ કરતા નથી. સૂક્ષ્મદૃષ્ટિથી જોનારને તુરતજ માલૂમ પડશે કે ગિરમિટીઆ પદ્ધતિ એ ગુલામગીરિનું એક નવીન

સંસ્કરણ માત્ર છે. સર ચાર્લ્સ બ્રૂકે "The Broad Stone of Empire" નામના પુસ્તકમાં લખ્યું છે કે, "જ્યારે ગોરા લોકો ઉષ્ણુ પ્રદેશોમાં શારીરિક પરિશ્રમ કરી શક્યા નહિ ત્યારે કાળા મજુરોની જરૂર પડી. ગુલામગીરિનો રિવાજ બંધ થતાં પહેલાં અનેક સંસ્થાનોમાં હબશી લોકોજ મજુરીનું કામ કરતા હતા; પરન્તુ જ્યારે ગુલામગીરિ બંધ થઈ ત્યારે સ્વતંત્ર થયલા હબશીઓ એ કાર્યને અત્યંત હલકું અને ગુલામોને લાયકનું ગણુવા લાગ્યા. કેટલાંક સંસ્થાનોમાં ત્યાંના મૂળવતનીઓ એટલા તો જંગલી હતા કે તેમનાથી વ્યવસ્થિત રીતે ખેતીનું કામ થઇ શકે એમ ન હતું." આ હકીકતજ ગિરમિટીઆ પદ્ધતિના જન્મનું કારણુ થઈ અને એ પદ્ધતિથી મોરિશ્યસ, નાતાલ, ત્રિનીદાદ, જમૈકા, બ્રિટિશ ગિઆના ઇત્યાદિ સ્થળોમાં મજુરો મોકલાવા લાગ્યા.

ઇ. સ. ૧૮૭૫ માં લૉર્ડ સેલસ્બરીએ આ પદ્ધતિના સંબંધમાં લખ્યું હતું કે, અંગ્રેજી રાજ્યને લીધે હિન્દુસ્તાનમાં મારકાપ બહુજ કમી થઇ ગઈ છે, અને તેથી વસ્તી ઘણી વધી ગઈ છે. આથી લોકોને ખાવા-પીવાનું પણુ ઠેકાણું રહ્યું નથી. આવી સ્થિતિમાં હિંદીઓએ જે દેશોમાં પોતાના દેશ કરતાં વધારે મજુરી મળે ત્યાં જઇ વસવું ઉત્તમ છે. તેમણે છેવટે લખ્યું હતું કે:-

"Above all things we must confidently expect, as an indispensable condition of the proposed arrangements, that the colonial laws and their administration will be such that Indian settlers, who have completed the terms of service to which they agreed, as the return for the expense of bringing then to the colonies, will be free men in all respects, whit privilages no whit inferior to those of any other clan of her Majesty's subjects resident in the colonies."

જુઓ, અઠવાડિક "ભારતમિત્ર" તા. ૧લી જુન, સને ૧૯૧૪.

સૂચવવામાં આવતી ગોઠવણોમાં એક એવી અનિવાર્ય શરત પણ હોવાની આપણે નિશ્ચયપૂર્વક આશા રાખીએ કે સંસ્થાનના કાયદાઓ અને તેમનો રાજ્ય વહીવટ એવાં થશે કે જેથી જે હિન્દવાસીઓએ પોતાને સંસ્થાનમાં લઈ જવાના ખર્ચ બદલ પોતે સ્વીકારેલી શરતો બરાબર પૂરી પાડી હશે તેઓને સંપૂર્ણ સ્વાતંત્ર્ય મળશે, અને તેઓ સંસ્થાનમાં વસતી નામદાર શહેનશાહની કોઇ પણ પ્રજાના સરખાજ હક્કો ભોગવશે.

એ કહેવું વધારા પડતું નહિ ગણાશે કે, લૉર્ડ સેલ્સબરીએ આપેલી સઘળી આશાઓ નિષ્ફળ ગઇ છે. સંસ્થાનોમાં આપણા બંધુઓને જે કષ્ટો વેઠવાં પડે છે તેનો છેડોજ નથી. આથી હિંદી સરકારને પણ મુશ્કેલી ઉભી થાય છે, કારણ કે ત્યાંના હિંદીઓપર જુલમ ગુજરે છે એટલે તે સંબંધી હીલચાલ અહીં શરૂ થાય છે. સંસ્થાનોમાં બગીચાના ગોરા માલિકો હિંદીઓ સાથે તેઓ જાણે ગદ્ધા અને કૂતરા હોય તેવી રીતે વર્તે છે. જો આવું વર્તન કોઇ બીજા દેશના લોકો સાથે ચલાવવામાં આવ્યું હોત તો આ ગિરમિટીઆ પદ્ધતિ ક્યારનીએ બંધ થઈ ગઇ હોત. ફિજી દ્વીપમાં કેટલાક જાપાની મજુરોને શરતબંધીથી લાવવામાં આવ્યા હતા, જો કે તેમને માટે હિંદીઓ કરતાં વધારે અનુકૂળતાઓ રાખવામાં આવી હતી, છતાં ત્રીજા ભાગના જાપાનીઓ સખત મજુરીને લીધે મરી ગયા. આથી જેપાનીઝ સરકારે પોતાના દેશીઓને ત્યાંથી પાછા બોલાવી લીધા. સુલેમાન દ્વીપમાંથી પણ આ પ્રમાણે કામ કરવાને માટે શરતબંધીથી મજુરો લાવવામાં આવ્યાં હતાં, પરન્તુ તેઓ પણ અહીંનાં દુઃખો સહન કરી શક્યા નહિ, અને તેમને પણ પાછા બોલાવી લેવામાં આવે છે. હવે તો રહ્યા એવા હિંદીઓજ કે જેઓ ચણા ફાકીને પણ બાર બાર કલાક સખત

કામ કરી શકે. હું મારા ૨૧ વર્ષના અનુભવથી કહી શકું છું કે જેટલું કામ ત્રણ અંગ્રેજ, જાપાની કે ચીના મજુરો એક દિવસમાં કરે છે તેટલુંજ કામ તેમના જેવી અનુકૂળતા અને ખોરાક આપવામાં આવે તો એકજ હિંદી મજુર તેટલાજ વખતમાં કરી શકે છે. ફિજીવાળાઓએ **ચીન**ની સરકાર પાસે મજુરોની માગણી કરી હતી, પણ ત્યાંની સરકારે ચોકખી ના પાડી અને એ રીતે મજુરો મોકલવાની મના કરી. ત્યારે શું આપણી સરકારે એવો નિશ્ચય કરી મૂક્યો છે કે ગિરમિટીઆ પદ્ધતિ બંધ નજ કરવી? શું પોતાની પ્રજાને બચાવવાની ફરજ સરકારની નથી? જેપાનીઝ, સુલેમાની અને પોલિનેશિયન લોકોએ ફિજીમાં મજુરો મોકલવાનું બંધ કરાવી દીધું છે, તો પછી આપણી સરકારે ચાહે તેટલાં મજુરોને પરદેશ ચઢાવી શકવાની છૂટ શા માટે આપવી જોઇએ? હા! જે દેશના સ્વતંત્રતા પ્રિય લોકોએ ગુલામગીરીની બદી દૂર કરવાને તન, મન, ધનથી પ્રયત્ન કર્યા હતા, તેજ દેશના લોકો ગુલામગીરિની પુત્રી ગિરમિટીઆ પદ્ધતિના પોષક બન્યા છે, એ કેટલા ખેદની વાત? 'હાઉસ ઑફ કોમન્સ'માં મિ. ડગલસ હૉલે પૂછેલા પ્રશ્નના જવાબમાં હિંદ ખાતાના ઉપમંત્રી મિ. મોન્ટેગ્યુએ જણાવ્યું હતું કે:—

"I may add that the recent Inter Departmental committee under Lord Sanderson has recommended that the system be allowed to continue subject to certain recommendation in the regard to particular colonies and they are under discussion."

"વળી હું એ પણ વિશેષમાં કહેવા માગું છું કે લોર્ડ સૅન્ડરસનના પ્રમુખપણા નીચે થોડા વખતપર નીમાએલી, ખાતાઓના અરસ્પરસનો સમ્બન્ધ તપાસનારી કમીટીએ ભલામણ કરી છે કે કેટલાંક

સંસ્થાનોમાં અમુક ભલામણો પ્રમાણે ફેરફાર કરીનેજ એ પદ્ધતિ ચાલુ રાખવી અને આ ભલામણો વિષે અત્યારે વિચાર ચાલે છે.”

જ્યારે અંગ્રેજ મજુરોને આ ગિરમિટીઆ પદ્ધતિથી એક શિલિંગના રોજે ચઢાવી દેવાતા હોય, ખાવાને માટે સાડાચાર શેર લોટ અને કાચા સવાશેર દાળ સાત દિવસને માટે અપાતી હોય, પાણી પીવાને ટીનનો એક લોટો અને જમવાને ટીનનીજ થાળી, સૂવાને માટે ત્રણ માણસ વચ્ચે “મજુર ચાલી”ની એક કોટડી, અને ખાટલા સિવાય ઉંદરે ખોદેલી નરમ માટીના ગાદી તકીયાપર બિછાનું તથા રાત્રે ત્રણ વાગ્યેથી ઉઠીને કામપર જવાનું, અને તે સાથે દિવસમાં મુકાદમની એકાદ બે લાત ખાવાની હોય ત્યારે પણ લૉર્ડ સેન્ડરસન અને મિ. મોન્ટેગ્યુ શું ગિરમિટીઆ પદ્ધતિ ચાલુ રાખવાનું કહેત ખરા કે ?

જ્યારે શ્રીયુત ગોખલેએ “ગિરમિટીઆ મજુર”ની રાજનીતિ બંધ પાડવાનો ઠરાવ ધારાસભામાં રજુ કર્યો હતો ત્યારે સરકાર તરફના સભાસદ મિ. ક્લાર્ક સાહેબે એ વાતનો સ્વીકાર કર્યો હતો કે, શરતબંધીના ખરા નિયમો મજુરોને સમજાવવામાં આવતા નથી. ઈ. સ. ૧૯૧૨ ના સરકારી ગેઝેટના ૩૧૬ મા પૃષ્ઠે ક્લાર્ક સાહેબ લખે છે કે—

It is perfectly true that terms of the contract do not explain to the coolie the fact that if he does not carry out his contract or for other offences ( like refusing to go to hospital when ill, breach of disciplin etc. ) he is to incur imprisonment or fine.

“વળી એ અક્ષરશઃ ખરૂં છે કે જો પોતે કરારનો અમલ ન કરે અથવા જ્યારે માંદો હોય ત્યારે ઇસ્પિતાલમાં જવાની ના પાડે અથવા ડીસીપ્લીનના નિયમોનો ભંગ કરે તો, પોતાને કેદની કે દંડની સજા થશે, એમ કરારની શરતોમાંથી મજુરને સ્પષ્ટ થતું નથી.”

અમને વધારે ખેદ તો એટલા માટે થાય છે કે, સઘળી વાતો જાણવાં છતાં કલાર્ક સાહેબે "ગિરમિટીઆ પદ્ધતિ"નું સમર્થન કર્યું હતું. સંભવિત છે કે કલાર્ક સાહેબની માન્યતા એવી જોઇએ કે સંસ્થાનોના બગીચાવાળાઓના સ્વાર્થને માટે હિંદીઓના અધિકાર, સ્વતંત્રતા અને જીવન સુદ્ધાં નષ્ટ કરવાં.

## સંસ્થાનોમાં હિંદીઓની વસ્તીના આંકડા

| સંસ્થાનનું નામ | હિંદીઓની સંખ્યા. | કુલ વસ્તી. |
|---|---|---|
| બ્રિટિશ ગિઆના. | ૧,૨૯,૧૮૧. | ૨,૯૯,૦૪૪. |
| ફેડરેટેડ મલાયા સ્ટેટ્સ. | ૧,૭૨,૪૬૫. | ૧૦,૩૬,૯૯૯. |
| ફિજી. | ૪૮,૬૧૪. | ૧,૪૮,૮૭૧. |
| ગિલ્બર્ટદ્વીપ. | ૩૦૧. | ૩૧,૧૨૧. |
| હોંગકોંગ. | ૩,૦૪૯. | ૪,૬૭,૭૭૭. |
| જમૈકા. | ૧૭,૩૮૦. | ૮,૩૧,૩૮૨. |
| મોરિસ્યસ. | ૨,૫૭,૬૯૭. | ૩,૬૮,૭૯૧. |
| ન્યૂઝિલાંડ. | ૪૬૩. | ૧૦,૦૦,૦૦૦. |
| દક્ષિણ રોડેસિઆ. | ૨,૯૧૨. | ૭૭,૦૦૦૦. |
| સ્ટેટ સેટલમેન્ટસ્(મશાલાના દ્વીપો) | ૮,૨૦,૫૫. | ૭,૧૪,૯૬૯. |
| ત્રિનીદાદ અને ટોબેજો. | ૫૦,૫૮૫. | ૩,૩૩,૫૫૨. |
| યુગાંડા. | ૩,૧૧૦. | ૨૮,૯૩,૪૯૪. |
| ઝાંઝીબાર. | ૧૦,૦૦૦. | ૧,૯૮,૯૧૪. |

( જુઓ, મૉડર્નરિવ્યુ, ૧૯૧૪ માર્ચ. )

આ તો શહેનશાહતના સીધા અમલ તળેનાં સંસ્થાનોની વાત થઈ; પણ એ સિવાય બીજાં પણ અનેક સંસ્થાનોમાં હિંદીઓ વસેલા છે. જેમકેઃ—

| નામ | | હિંદી વસ્તી |
|---|---|---|
| આસ્ટ્રેલિઆ. | | ૬,૬૪૪. |
| કેનેડા. | | ૪,૫૦૦. |
| દક્ષિણ આફ્રિકા. | | ૧,૫૮,૦૮૨. |
| નાતાલ. | ૧,૩૩,૦૩૪. | |
| ટ્રાન્સ્વાલ. | ૧૦,૦૪૮. | |
| કેપકોલોની. | ૧૫૦૦૦. | |
| વિંડવાર્ડ અને સેંટલૂશિયા. | | ૨,૫૨૩. |
| ગ્રેનેડા. | | ૨,૨૬૨. |
| સિલોન, (સિંહલદ્વીપ). | | ૯,૦૦,૦૦૦. |
| બ્રિટિશ પૂર્વ આફ્રિકા. | | ૩,૦૭૧. |
| મોમ્બાસા. | | ૫,૩૦૦. |
| સચેલીજ. | | ૧૫૦. |
| બહાબાત. | | ૪. |
| સિએરાલિયોન. | | ૨૪. |
| બારએડોજ. | | ૧. |
| ઉત્તર નાઇજિરીઆ. | | ૩૦. |
| બ્રિટિશ હોંડુરાસ. | | ૨૦૦. |

બ્રિટિશ સત્તા તળેનાં સંસ્થાનોમાં ૧૮,૭૨,૫૭૮ અને ડચ સત્તા તળેનાં સુરીનામ સંસ્થાનમાં ૨૭,૩૫૮ હિંદીઓ વસેલા છે. સંસ્થાનોમાં હિંદીઓની કુલ સંખ્યા ૧૮,૯૯,૯૩૮ છે.

મજુરની ભરતી કરનારા દુષ્ટ આડતીઆઓ પોતાના પ્રયત્નમાં કેટલા બધા સફળ થાય છે તે દર્શાવવાને નીચેના આંકડા પૂરતા ગણાશે. ઈ. સ. ૧૮૪૯ થી ૧૮૭૦ સુધીમાં દલાલોએ ભમાવીને પરદેશ ચઢાવી દીધેલા હિંદીઓની સંખ્યા નીચે આપીએ છીએઃ—

| | |
|---|---|
| મોરિશ્યસ. | ૩,૫૧,૪૦૧. |
| બ્રિટિશ ગિઆના. | ૭૯,૬૯૧. |
| ત્રિનીદાદ. | ૪૨,૫૧૯. |
| જમેકા. | ૧૫,૧૬૯. |
| વેસ્ટ ઇન્ડિઅન દ્વીપ સમૂહ. | ૭,૦૨૧. |
| નાતાલ. | ૬,૪૪૮. |
| ફ્રેંચ સંસ્થાનો. | ૬૧,૩૪૬. |

( મૉડર્નરિવ્યુ, ફેબ્રુઆરી–૧૯૧૨. )

કયા કયાં સંસ્થાનોમાં ક્યારે ક્યારે મજુરો મોકલવાની શરૂઆત થઈ, તે નીચે આપીએ છીએ.

| | |
|---|---|
| મોરિશ્યસ અને રિયુનિયન. | ૧૬ મા સૈકાના પ્રારંભથી. |
| બ્રિટિશ ગિઆના. | સને ૧૮૪૪ |
| ત્રિનિદાદ. | ,, ૧૮૪૪ |
| ગ્રેનેડા. | ,, ૧૮૫૬ |
| સેંટલૂશિયા. | ,, ૧૮૫૮ |
| નાતાલ. | ,, ૧૮૬૦ |
| સેંટક્રાયજ ( ડેન્માર્ક ). | ,, ૧૮૬૩ |
| સુરિનામ ( ડચ ). | ,, ૧૮૭૨ |
| ફિજી. | ,, ૧૮૮૫ |

અમારા જાણવા પ્રમાણે હમણા કેવળ **સુરિનામજ** એક એવું વિદેશી સંસ્થાન છે કે જ્યાં બ્રિટિશ સંસ્થાનોની પેઠે મજુરો ચઢાવવામાં આવે છે. જો કે દરેક સંસ્થાનોમાં આપણા લોકો સાથે ખરાબ વર્તન ચલાવવામાં આવે છે, પરન્તુ વધારે આશ્ચર્ય અને ખેદ તો એથી થાય છે કે બ્રિટિશ સંસ્થાનોમાં વિદેશી સંસ્થાનોના પ્રમાણમાં વધારે ખરાબ વર્તન જોવામાં આવે છે. મિ. ડબ્લ્યુ. ડબ્લ્યુ. **પીઅરસન.**

એમ. એ., બી. બી. સી. જેઓ દક્ષિણ આફ્રિકાની મુલાકાત લઇ આવ્યા છે તેમણે સને ૧૯૧૪ ના "મોડર્નરિવ્યુ"ના જુલાઇના અંકમાં પોર્ટુગીઝ પૂર્વ આફ્રિકાના સંબંધમાં લખ્યું છે કે, "જે માણસ બ્રિટિશ સામ્રાજ્યમાં જન્મ લેવાને માટે અભિમાન લે છે, અને એવો ખ્યાલ ધરાવે છે કે બ્રિટિશ વાવટા નીચે સઘળા લોકો સાથે ન્યાય અને સમાનતાથી વર્તવામાં આવે છે, તેને પોર્ટુગીઝ સંસ્થાનોમાં હિંદીઓ સાથે જે વર્તન રાખવામાં આવે છે, તે બ્રિટિશ સંસ્થાનિકોના વર્તન કરતાં અનેક દરજ્જે શ્રેષ્ઠ છે, એ જોઇને શરમાવું પડશે."

## ગિરામટીઆ પદ્ધતિ વિષે રેવ. એન્ડ્રુસનો અભિપ્રાય

'મોડર્નરિવ્યુ'ના સને ૧૯૧૪ના જાન્યુઆરીના અંકમાં રેવરંડ સી. એફ. એન્ડ્રુસે "ગિરમિટીઆ પદ્ધતિ" સંબંધે વિચારવા જેવી અનેક બાબતો દર્શાવી છે. તેમના તે લેખનો અનુવાદ અહીં આપવો અપ્રાસંગિક નહિ ગણાય. શ્રીમાન્ એન્ડ્રુસ સાહેબ લખે છેઃ—

હમણાં હું જોઈ શકું છું કે, ગિરમિટીઆ પદ્ધતિનો સવાલ એક જુદોજ સવાલ છે, અને એ પ્રશ્ન ઉપાડી લેવાથી સ્વતંત્ર હિંદીઓને ઘણો લાભ થશે. મારૂં ખાત્રીપૂર્વક માનવું છે કે હિન્દુસ્તાનમાં હમણા આપણું સૌથી પહેલું કર્ત્તવ્ય એ છે કે આપણે સઘળાએ મળીને એવો કાયદો પસાર કરાવવાની હીલચાલ ઉપાડી લેવી જોઇએ કે, કોઈ પણ હિંદીને કોઈ પણ હેતુને માટે કદી પણ શરતથી બંધાયલા મજુર તરીકે મોકલી શકાય નહિ. એ કાયદાને આપણે Abalition of Indenture system, "ગિરમિટીઆ પદ્ધતિનો ઉચ્છેદ" એ નામ આપી શકીએ. આ ગિરમિટીઆ પદ્ધતિ બંધ કરવાને આપણે મુખ્ય કારણ એ દર્શાવવું જોઇએ કે, એક સભ્ય દેશના નાગરિકો પોતાની જાતને એક પ્રકારની ખરેખરી ગુલામગીરી માટે વેચે એ ઘણુંજ અધ-

ટિત છે. બીજી બાબત એ છે કે હમણા હમણા હિન્દુસ્તાન જગતના આગળ વધેલા દેશોની સાથે ઉભું રહેવાને તત્પર બનતું જાય છે, એટલા માટે હિંદીઓએ દૃઢપ્રતિજ્ઞા કરવી જોઇએ કે અમે આ ગિરમિટીઆ પદ્ધતિને જડમૂળથી ઉખેડી નાખીશું; કારણ કે એ પદ્ધતિ આપણી કીર્તિને કલંક લગાડી રહી છે. ગિરમિટીઆ પદ્ધતિની તરફેણમાં જો કોઇ એવી દલીલ રજુ કરે કે શરતબંધીથી કામ કરનારા મજુરોની આર્થિક સ્થિતિ તેઓ સ્વતંત્ર હતા તે કરતાં સારી છે; તો એનો ઉત્તર એ છે કે એવીજ દલીલો ગુલામગીરીની તરફેણમાં પણ લાવવામાં આવી હતી, અને તેને લીધેજ ગુલામગીરીનો રિવાજ બંધ થવાને ૫૦ વર્ષની ઢીલ થઈ હતી. એવા તર્કનું ખંડન વિસ્તારપૂર્વક કરવાની અહીં જરૂર નથી; કારણ કે ઇતિહાસેજ તેનું ખંડન કરી મૂક્યું છે.

જો કોઈ એવી દલીલ કરશે કે ગિરમિટીઆ પદ્ધતિમાં મજુરોના રક્ષણ માટે અનેક કાયદાઓ ઘડવામાં આવ્યા છે, અને પ્રાચીન ગુલામગીરીની પદ્ધતિમાં જેવો જુલમ ગુલામો ઉપર ગુજરતો તેવો આમાં ગુજરતો નથી, તો હું તેની સાથે વાદવિવાદમાં ઉતરીશ નહિ; પણ કેવળ એટલુંજ બતાવી આપીશ કે ગયા વરસમાં હિન્દુસ્તાનમાં આપઘાત કરનારાની સંખ્યા દર દશ લાખ માણસે ૩૭ની આવી છે, જ્યારે નાતાલના લખતથી બંધાઇને કામ કરનાર મજુરોમાંથી દશ લાખે ૬૬૨ માણસ આપઘાત કરનાર નીકળ્યાં છે. અહીં એ વાત પણ ધ્યાનમાં રાખવી જોઇએ કે એ વરસમાં આપઘાતને માટેનાં કોઈ ખાસ કારણો ઉપસ્થિત થયાં નથી. પાછળનાં કોઇ પણ વર્ષો લેશો તો તે સઘળામાં લગભગ એવુંજ પ્રમાણ જોવામાં આવશે. જે પ્રથાથી આવી જાતનાં પરિણામ નિપજે છે તે આપોઆપજ અત્યંત નિંદનીય ઠરે છે. પછી તેમાં રક્ષણને માટે ગમે તેટલા કાયદાઓ ક્યાં ન ઘડવામાં આવેલા હોય. આ પ્રમાણે બીજી બાબતોમાં કદાચ એ પ્રથાથી

ઉત્પન્ન થતાં દુઃખો અને ફળ ખુલ્લી રીતે દૃષ્ટિગોચર નહિ થતાં હોય, તોપણ એ પદ્ધતિ એટલી તો ભયંકર છે અને એમાં અન્યાય અને અત્યાચારને માટે એટલાં બધાં સ્થાન છે કે સૌ કરતાં ડહાપણ ભરી વાત એજ છે કે એ રિવાજ તદન બંધ કરી દેવાવો જોઇએ.

કદાચ દલીલને ખાતર આપણે માની લઇએ કે બગીચાવાળાઓ દયાળુ હોય, અને મજુરોના રક્ષણને માટેના અનેક તરેહના કાયદાઓ અમલમાં મૂકાતા હોય; તોપણ આપણે માટે એક વાત તો ઉભીજ રહે છે કે એ પદ્ધતિ એક ઉન્નતિ ઇચ્છતા દેશને માટે સર્વથા અયોગ્ય અને નહિ ઇચ્છવા જોગ છે. હિન્દુસ્તાનમાં જે આ પદ્ધતિ ચલાવી લેવામાં આવે છે, તે ઇંગ્લાંડ કે અમેરિકામાં થોડા વખતને માટે પણ દાખલ કરી શકાય એ કલ્પનાની પણ બહારની વાત છે. ખુદ હિન્દુસ્તાનમાં આપણા લોકો પણ એ પદ્ધતિની અમાનુષિકતા તથા તેનાથી થતું આપણું માનભંગ સારી પેઠે સમજી શક્યા છે. જો વર્તમાન સમયના મહાન્ વીર અને સર્વોત્કૃષ્ટ મહાત્મા ગાંધીજીના પ્રયત્નોનું કેવળ એટલુંજ ફળ નિપજે, કે એ પદ્ધતિની અનિષ્ટતા આપણા હૃદયમાં ઠસે અને તેની વિરૂદ્ધ આપણે પ્રવૃત્ત થઇએ, તોપણ ગાંધીજીના પ્રયત્ન નિષ્ફળ કે વ્યર્થ ગયા છે એમ કહી શકાશે નહિ. અમે કબૂલ કરીએ છીએ કે આપણે બીજા દોષો પણ દૂર કરવાના છે. આપણે આપણા દેશની અત્યંજ જાતિઓ સાથે જે અમાનુષિક વર્તન ચલાવીએ છીએ તે દૂર કરવું પડશે. આપણે એ વાતનો ખ્યાલ અવસ્ય રાખીશું, પણ ગિરમિટીઆ પદ્ધતિનો પ્રશ્ન તરતજ ઉપાડી લેવાનો પ્રશ્ન છે.

જો આપણે આ પ્રશ્નની લડત યોગ્ય રીતે અને ન્યાયપૂર્વક પણ પ્રબળતાથી ચલાવીશું તો સભ્ય જગતની દૃષ્ટિમાં આપણું માન વધશે. શું આપણે સઘળા મળીને એ પદ્ધતિ બંધ કરાવવાની વાત પ્રતિપાદન નહિ કરી શકીએ? જો આપણે તેમ કરવાને તૈયાર હોઇએ તો

હિન્દુ, મુસલમાન કે ખ્રિસ્તિ સઘળાએ એકત્ર મળીને કામ કરવું જોઇએ, અને સ્પષ્ટ રીતે કહેવું જોઇએ કે આ પદ્ધતિ તદન બંધ પડાવવીજ જોઇએ. આવા કામને માટે આપણે વ્યક્તિગત સ્વાર્થને તિલાંજલિ આપવી પડશે અને જગતને બતાવી આપવું જોઇશે કે અમે કેવળ વાતોજ કરનારા નહિ પણ દૃઢતાપૂર્વક કાર્ય કરનારા પણ છીએ. આ હીલચાલમાં સ્વાર્થી લોકો તરફથી આપણા કાર્યનો વિરોધ અને પ્રતિકાર પણ કરવામાં આવશે, તે પણ આપણે લક્ષમાં રાખવાનું છે. ભારતવાસીઓનાં અંતઃકરણ આ અસહ્ય અન્યાયથી ભેદાઇ ગયાં છે, છતાં આપણે શું કરવું તેની સૂઝ પડતી નથી. ચારે તરફથી પોકાર સંભળાય છે કે, " આપણે શું કરવું ? આપણે શું કરી શકીએ ? "

"ચાલો, આપણે સઘળા મળીને ગિરમિટીઆ પદ્ધતિ બંધ કરાવીએ. જો આપણે આ કામ કરી શકીશું તો તે, સંસ્થાનોમાં વસતા સ્વતંત્ર હિંદી ભાઇઓની હીલચાલમાં સહાયભૂત થઈ પડશે."

રેવ. એન્ડ્રુસની દીલસોજી માટે આપણે તેમના કૃતજ્ઞ છીએ અને હજારવાર તેમની સ્તુતિ કરીએ છીએ. ગુલામગીરી અને ગિરમિટીઆ પદ્ધતિમાં તફાવત માત્ર એટલોજ છે કે પહેલી પદ્ધતિ આખી જીંદગીને માટે હતી જ્યારે બીજી અમુક નિર્ણિત સમય માટેની છે.

## આપણું કર્ત્તવ્ય શું ?

પ્રત્યેક ભારતવાસીની ફરજ છે કે તેણે આ પદ્ધતિની વિરુદ્ધ થતી હીલચાલમાં મદદ કરવી. આ કામ કંઈ રાજદ્રોહનું નથી. મજુરોની ભરતી કરનારા દલાલો સરકારી નિયમોનું પણ ઉલ્લંઘન કરીને લોકોને ફસાવે છે, અને આપણે તેવા લોકો વિરુદ્ધ અવાજ ઉઠાવીએ છીએ, એટલે એક રીતે આપણું કાર્ય રાજભક્તિપૂર્ણ છે. કેટલેક ઠેકાણે એવું બન્યું છે કે ગિરમિટીઆ પદ્ધતિ વિરુદ્ધ ભાષણ આપવાની ગોઠવણ

કરવામાં આવી ચૂકી હતી, પરન્તુ દલાલોના ભમાવવાથી એ કામને રાજદ્રોહી ગણીને વ્યવસ્થાપકો કે માલિકોએ ભાષણ કરવાનાં સ્થળોજ આપવાની ના પાડી હતી. કેટલા ખેદની વાત છે કે વેશ્યાનો નાચ કરાવવાને આપણે રાજી–ખુશીથી જગ્યા આપીએ છીએ, પરન્તુ આ કામને માટે વિનતિ કરવા છતાં પણ નહિજ!

વર્તમાનપત્રોની પણ ફરજ છે કે તેમણે આ પદ્ધતિ વિરુદ્ધ સેંકડો લેખો પ્રકટ કરવા જોઇએ. હિન્દી ભાષામાં પ્રકટ થતાં પત્રોમાં "**ભારત**મિત્ર" સિવાય અને અંગ્રેજીમાં "**મો**ડર્નરિવ્યુ" સિવાય એવાં બહુજ થોડાં પત્રો જોવામાં આવ્યાં છે કે જેમણે આ તરફ વિશેષ ધ્યાન આપ્યું હોય. આપણે એ પત્રોની મુક્તકંઠે પ્રશંસા કરવી જોઇએ, અને અન્ય વર્તમાનપત્રોએ તેમની પ્રશંસનીય પદ્ધતિનું અનુકરણ કરવું જોઇએ. જમીનદારોનું કર્ત્તવ્ય છે કે તેમણે પોતપોતાના ગામોના લોકોને દલાલોના ફંદામાં નહિ ફસાવવાનો ઉપદેશ આપવો.

પ્રભુએ જેમને પૈસા આપ્યા છે તેમણે આવા કામમાં આર્થિક મદદ કરવી જોઇએ, અને ઠામ ઠામ "કુલી પ્રથા નિવારિણી" સભા સ્થાપન કરવી જોઇએ. જેમનામાં વકૃત્વશક્તિ હોય તેમને એટલી પ્રાર્થના છે કે તેઓ પ્રસંગોપાત બે શબ્દો આ સંબંધમાં પણ કહેતા રહે. જેઓ ધારાસભાના મેમ્બર હોય તેમણે આ પદ્ધતિ બંધ કરાવવાનો ઠરાવ ધારા સભામાં રજુ કરવો જોઇએ. જો એ લોકોથી આટલું કાર્ય પણ ન બની શકે તો તેમને પ્રજાના પ્રતિનિધિ કહેવા એ મારી સમજ પ્રમાણે ભૂલ છે. વળી આપણી ફરજ છે કે આપણે સ્વયંસેવક બનીને યાત્રાનાં સ્થળોમાં અને ઠેકઠેકાણે ફરીને લોકોને ધૂર્ત દલાલોથી બચાવવા જોઇએ.

સરકારની ફરજ છે કે તેણે વગર વિલંબે આ નીતિ બંધ કરી દેવી જોઇએ. એ પ્રથાને ચાલુ કરવાના પાપનું પ્રાયશ્ચિત, એને જેમ

અને તેમ જલદીજ બંધ કરી દેવાથી તથા એવી યોજના ઘડવાથી અને એવાં કાર્યો ઉપાડવાથી થઇ શકશે કે જેથી આપણા દેશમાંજ મજુરોની માગણી વધે અને તેમને રોજી મળે. મધ્ય પ્રદેશમાં પુષ્કળ જમીન પડતર રહેલી છે, અને દેશી રાજ્યોમાં તો તેવી જમીનની ખોટજ ક્યાં છે? બીજા પ્રાંતોમાં પણ એવા અનેક જીલ્લાઓ છે કે જેમાં ઘણી જમીન પડતર છે. દાખલા તરીકે સંયુક્ત પ્રાંતોમાં બસ્તી જીલ્લો, મદ્રાસમ ગંજામ જીલ્લો વગેરે. એ સ્થળોને વસાવવાનો પ્રયત્ન કરવો એ સરકારની ફરજ છે.

કોંગ્રેસે પણ ખાસ શાખા કમિટી નીમવી જોઇએ કે જે પરદેશમાં વસતાં હિંદી ભાઇઓને લગતી જાણવા જેવી હકીકતો આપણને સંભળાવતી રહે. જે જે અત્યાચાર અને અન્યાય આપણા ભાઇઓ ઉપર પરદેશોમાં ગુજરે છે તે દરેકને માટે વર્તમાનપત્રોમાં પુષ્કળ ઉહાપોહ થવો જોઇએ.

સરકારે “ વેપાર ઉદ્યોગ ”ને લગતું ખાતું ખોલી રાખ્યું છે, અને જેની પાછળ લાખો રૂપીઆનો ખર્ચ કરવામાં આવે છે તે ખાતાની સૌથી પહેલી ફરજ એ છે કે તેણે એવાં કામો ઉપાડવાં જોઇએ કે જેથી હિંદી મજુરો પોતાના દેશમાંજ નોકરી મેળવી શકે.

મારો વિચાર છે કે, જ્યાં જ્યાં મજુરો માટેની ડેપો ખોલવામાં આવી છે ત્યાં ત્યાં જઇને મારી અલ્પમતિ પ્રમાણે ટાપુઓનાં દુઃખ સંભળાવું; પરન્તુ એ કામમાં મને જનસમાજની મદદની જરૂર છે. ક્યાં ક્યાં શહેરોમાં એવી ડેપો ખોલવામાં આવી છે તે વાંચનારની જાણમાં હોય તો મને લખી જણાવવાની કૃપા કરશો, કે જેથી મારી મુસાફરીના કાર્યક્રમમાં તે તે સ્થળનાં નામો નોંધી લેવાનું અને અવકાશે ત્યાં જવાનું બની શકે. . . . . . . .

આપણે એવો દૃઢ વિશ્વાસ રાખવો જોઇએ કે ગિરમિટીઆ પદ્ધતિ બંધ થશેજ થશે. જ્યારે આપણા દેશના લોકનાયક મહાત્મા ગોખલે એ પદ્ધતિની વિરૂદ્ધ હીલચાલ ચલાવી ગયા છે તો પછી આપણે કદી પણ નિરાશ થવું ન જોઇએ. રાજનીતિનિપુણ મહાત્મા ગોખલેએ એ રૂઢી બંધ કરવાનો ઠરાવ રજુ કરતાં ધારાસભામાં કહ્યું હતું કેઃ—

"This motion, the council may rest assured will be brought forward again and again, till we carry it to a successful issue. It affects our national self-respect and therefore the sooner the Government recognises the necessity of accepting it the better it will be for all parties". (૪ થી માર્ચ ૧૯૧૨.)

અર્થાતઃ—"ધારાસભાએ ખાતરી રાખવી કે જ્યાં સુધી અમે આ ઠરાવને ફતેહમંદીથી પાર ઉતારીશું નહિ, ત્યાં સુધી ફરી ફરીને આ ઠરાવ રજુ કરવામાં આવશે. અમારાં જાતીય સ્વમાનને તેની સાથે લાગે–વળગે છે; અને તેટલા માટે આ ઠરાવ સ્વીકારવાની આવશ્યકતા સરકાર જેટલી જલદી સ્વીકારે તેટલું તે સર્વ પક્ષોને માટે વિશેષ સારૂં છે."

સરકારને આ સંબંધમાં વધારે વિનતિ કરવાની જરૂર છે, જ્યાં સુધી સરકાર પ્રજાના હિતને પોતાનું હિત નહિ સમજશે ત્યાં સુધી પ્રજાનો અસંતોષ મટી શકશે નહિ; અને પ્રજાને સંતોષ આપવો એ સરકારનું સૌથી પહેલું કર્ત્તવ્ય છે—"**राजा प्रकृति रञ्जनात्**"

વિશેષ લખવાની જરૂર નથી; પણ જ્યારે મહાત્મા ગોખલે જેવા દેશભક્ત આ બાબતમાં દૃઢપ્રતિજ્ઞ હતા તો પછી એમજ સમજી લેવું જોઇએ કે હવે આ ગિરમિટીઆ પદ્ધતિનો અંત્યેષ્ટિ સંસ્કાર નજદીકજ આવી પહોંચ્યો છે.

વાચક ! મેં મારી અલ્પમતિ પ્રમાણે આપની સેવામાં આ હકીકતો રજુ કરી છે. કદાચ એ વાંચીને કોઈ કહેશે કે, "અરે જવા દો, એ તો એક કુલી હતો, એની વાતમાં શું સાંભળવું ? જો કોઈ સુશિક્ષિત માણસ કહેતો હોય તો તે સાંભળી શકીએ અને તેનાપર વિશ્વાસ પણ મૂકી શકીએ." હું એવા સહૃદય ગૃહસ્થોની ક્ષમા માગું છું અને છેવટે એટલુંજ કહું છું કેઃ—

હે પ્રિય દેશ બન્ધુઓ ! ચાલો, આપણે સર્વ મળીને આ સુધરેલી ગુલામગીરીની રાજનીતિ બંધ કરાવવાની હીલચાલ કરીએ. જો આપણે તન, મન અને ધનથી પ્રયત્ન કરીશું તો પરમેશ્વર આપણુને અવશ્ય મદદ કરશેજ, કારણ કે **"दैवं पुरुषकारेण साध्य सिद्धि निबंधनं"**



# સ્પેનનો અજિત કાફલો

## અથવા સ્પેન અને ઇંગ્લાંડ વચ્ચેનું યુદ્ધ—ઇ. સ. ૧૫૮૮

વીશમા શતકનાં ઇંગ્લાંડ અને **સ્પેન**ની જો પરસ્પર તુલના કરવામાં આવે તો ઇંગ્લાંડની અતુલનીય સાર્વભૌમ સત્તાની આગળ **સ્પેન** દેશ તો કેવળ સામાન્ય લાગે છે. આ કારણથી સોળમા શતકના અંત ભાગમાં **ઇંગ્લાંડને સ્પેન**ની કેટલી ભીતિ લાગતી હતી અને **સ્પેન**ના ધાર્મિક અત્યાચારની આગળ **ઇંગ્લાંડ**ને ગરદન ઝુકાવવાનો કેટલો સંભવ હતો, તેની કલ્પના થઈ શકતી નથી; અને તેને લીધેજ ઇ. સ. ૧૫૮૮ માં **સ્પેન**ના રાજાએ **ઇંગ્લાંડ** દેશ જીતી લેવાને માટે અજિત કાફલો મોકલ્યો તે સમયની મુશ્કેલીનો ખરો ખ્યાલ આપણા મનમાં આવી શકતો નથી.

તે સમયે **ઇંગ્લાંડ**નો રાજ્યવિસ્તાર ઇંગ્લાંડ અને **આયર્લાંડ** સિવાય બીજા કોઇપણ સ્થાનમાં નહોતો, એમ કહીશું તો પણ ચાલશે. **સર વૉલ્ટર રૅલેએ** અને ગિલ્બર્ટે ઉત્તર **અમેરિકા**માં હજી તો માત્ર બ્રિટિશ લોકોનાં સંસ્થાનનું બીજારોપણ કર્યું હતું. **સ્કૉટલાંડ** દેશ તે સમયે બીજા રાજાના અધિકાર નીચે હોઇ અંગ્રેજ અને સ્કૉચપ્રજા વચ્ચે ઉંદર-બિલાડીના જેવો સંબંધ હતો. **આયર્લાંડ** તરફથી અંગ્રેજ લોકોને સાહાય્ય મળવાની કિંચિત્ પણ આશા નહોતી, કારણ કે તે દેશ કૅથોલિક મતાનુયાયી હોવાથી બંડનું નિવાસસ્થાનજ બની બેઠો હતો. જ્યારે **ઇંગ્લાંડ**નાં સિંહાસનપર રાણી **એલિઝાબેથ** આરૂઢ થઈ ત્યારે ખજાનો ખાલી હતો, ધાર્મિક ભિન્નતાને લીધે પ્રજામાં ઘણો કુસંપ હતો અને ઇંગ્લાંડના પરદેશમાં આવેલા કૅલે સમાન મજબૂત કિલ્લાઓ પરહસ્તે જતા રહ્યા હતા. ઉક્ત રાણીની ત્રીસ વર્ષની કારકીર્દિમાં પ્રજા

અસંતોષ કમી થઈ તે રાજ્યભક્ત બનવા લાગી. વ્યાપાર ઉન્નત થવા લાગ્યો અને પ્રજામાં સ્વદેશાભિમાન જાગૃત થયું; પરંતુ માત્ર એટલાથીજ ઇંગ્લાંડની શક્તિ સ્પેનની બરાબરીએ આવી શકે એમ નહોતું. એ સમયે યૂરોપમાં ઇંગ્લાંડના પક્ષમાં ઊભો રહે એવો માત્ર એક હૉલાંડ દેશજ હતો; પરંતુ તે દેશને તો સ્પેનની વિરુદ્ધ બંડ કરીને પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ ટકાવી રાખવાનુંજ મુસ્કેલ થઇ પડયું હતું.

ઉલટ પક્ષે તે સમયે સ્પેનની સત્તા અપરંપાર હતી. બીજો ફિલિપ સ્પેનનો રાજા હતો. વિસ્તાર, સંપત્તિ અને ખાસ કરીને દરિયાઇ તથા ખુશ્કી સૈન્યબલથી સ્પેનનું સામ્રાજ્ય એટલું પ્રબળ બની ગયું હતું કે બીજાં રાષ્ટ્રો તેની સમક્ષ અત્યંત ક્ષુદ્ર જણાતાં હતાં ! યુરોપનાં સમસ્ત રાજ્યો પાદાક્રાંત કરીને સંપૂર્ણ ખંડના સમ્રાટ્ થવાનો વિચાર જો ફિલિપનાં મનમાં ઉત્પન્ન થયો હોત તો તે કાર્ય પણ એ સમયે કાંઈ અશક્ય નહોતું. રોમન સામ્રાજ્યનો હ્રાસ થવા પછી યુરોપમાં સ્પેનના જેવું સામ્રાજ્ય બીજું કોઇ પણ થયું નહોતું. ફ્રાન્સ દેશ માંહોમાંહેના કુસંપને લીધે નિર્બળ થયો હતો. ઇટાલી અને પોલાંડ દેશના રાજાઓ ફિલિપની સમક્ષ દાસ સમાન બની ગયા હતા. તુર્કલોકોનો સખ્ત પરાભવ કરીને સ્પેનિયર્ડ લોકોએ તેમની સત્તા મર્યાદિત કરી નાખી હતી. આ રીતે સમસ્ત યૂરોપમાં સ્પેનની તરફ વાંકી નજરે જુવે એવો કોઇ પણ બળવાન રાજા રહ્યો નહોતો. મૂરલોકોનું ઉન્મૂલન કરતાં સ્પૅનીશ લોકોનાં અંગમાં જે વીરશ્રી ભરાઈ હતી અને તેથી જે બળ ઉત્પન્ન થયું હતું તેનું તેમની સ્વતંત્ર રાજ્યપદ્ધતિમાં પોષણ થતું જ ગયું. પાંચમા ચાર્લ્સે પૂર્વેની સ્વતંત્ર સંસ્થાઓનો વિધ્વંસ કરીને અનિયંત્રિત રાજ્યપદ્ધતિનો પ્રારંભ કર્યો હતો ખરો, પરંતુ રાજકીય અત્યાચાર નીચે એક પેઢી સુધી રહેવાથી કાંઈ પ્રજાના પૂર્વેના સર્વ મહદ્ગુણોનો લોપ થતો નથી. ઇતિહાસ શાસ્ત્રનો એક એવો સિદ્ધાંત છે કે

સ્વતંત્ર રાજ્યપદ્ધતિ નીચે ઉછરેલા લોકો જો સહસા આપખુદ રાજાની અનિયંત્રિત સત્તા નીચે આવે તો તેથી પાડોશના દેશને મોટો ધક્કો લાગે છે, કારણ કે પહેલાંની સ્વતંત્રતાને લીધે તેમનામાં જે બળ પ્રકટેલું હોય છે તે કાયમ રહે છે. એક સતાત્મક રાજ્યાધિકારમાં તેમનામાં કાર્યાકાર્યની સ્થિરતા આવી સર્વશક્તિ એકત્ર બને છે, અને પછી ગમે તેવાં સંકટોની પરવા રાખ્યા વિના ગમે તેવું સાહસિક કાર્ય સિદ્ધ કરવાની શક્તિ પણ તેમનામાં પ્રકટ થાય છે. એ શક્તિ અને એ નિશ્ચય જો કે દીર્ઘકાળ પર્યંત ટકતો નથી એ ખરૂં છે, પરંતુ તેનો લોપ થાય ત્યાં સુધી તો તે લોકો પાડોશનાં રાજ્યોના મહા પ્રબળ શત્રુ થઇ પડે છે. **પાંચમા ચાર્લ્સ** અને **બીજા ફિલિપની** કારકીર્દિનો સ્પેનનો ઇતિહાસ ઉપર્યુક્ત સિદ્ધાંતનું જ્વલંત ઉદાહરણ છે. તે સમયે ખ્રિસ્તિ રાષ્ટ્રોમાં ખડી ફોજ અલ્પ રહેતી હતી, પરંતુ ફિલિપનાં રાજ્યમાં તો કવાયતી અને યુદ્ધસામગ્રીથી સુસજ્જ એવી મોટી સેના હતી. આ સેના શૌર્યના વિષયમાં સમસ્ત **યૂરોપખંડમાં** વખણાએલી હતી. **સ્પેનનો** કાફલો પણ ઇતર રાષ્ટ્રો કરતાં મોટો હોઇ તેપરના ખલાસીઓ અને અધિકારીઓ પોતાના કાર્યમાં નિષ્ણાત હતા. સ્પૅનીશ સામ્રાજ્યનો વિસ્તાર પણ અગાધ હતો. **યૂરોપમાંના નેપલ્સ, સિસિલી, મિલન, ફ્રેંચ, કામ્ટે** અને **નેધર્લેંડઝ**, આ સર્વ દેશો **સ્પેનના** રાજ્યમાં ગણાતા હતા; તેમજ **આફ્રિકા** ખંડમાંના **ટ્યૂનિસ, ઑારેન, કેપવર્ડ** અને **કેનરી** દ્વીપો પણ **સ્પેનના** તાબામાં હતા. વળી **ફિલિપ્પાઇન** તથા **સંડા** દ્વીપો અને **મોલોક્કોનો** કેટલોક ભાગ પણ **ફિલિપના** તાબામાં હતો. **આટલાંટિક** મહાસાગરની પેલીપાર **અમેરિકાખંડ** તો એક સુવર્ણના ટુકડા સમાનજ **સ્પેનને** હાથ આવ્યો હતો. મૂલ્યવાન ધાતુની ખાણોથી પરિપૂર્ણ એવો **મેક્સિકો, ન્યૂસ્પેન** અને **ચિલીદેશ** તથા **હિસ્પૅનિઓલા, ક્યૂબા** અને ઇતર નાના નાના દ્વીપોમાં **સ્પેનની** પતાકા ફરકતી હતી.

નેધર્લેંડના લોકોએ સ્પેનની વિરુદ્ધ બંડ કર્યું હતું તે અદ્યાપિ શમ્યું નહોતું. બેલ્જીઅમ પુનઃ પોતાનું મસ્તક ઉન્નત ન કરી શકે એવી રીતે તેને પાદાક્રાંત કરવામાં આવ્યું હતું, પરંતુ માત્ર હોલાંડે સ્પેનને દાદ આપી નહોતી. ત્યાં થયેલાં બંડથી પણ ફિલિપને તો એક પ્રકારનો લાભજ થયો. તેનાં સૈન્યને ઉત્તમ પ્રકારે યુદ્ધશિક્ષણ પ્રાપ્ત થયું તથા તે કસાયું, અને ફિલિપને હવે ખાત્રી થઈ કે ગમે તેવા વિકટ પ્રસંગમાં પણ સૈન્યની રાજનિષ્ઠા ચલિત થશે નહિ. તે સૈન્ય- પરનો અધિકારી "પ્રિન્સ ઓફ પાર્મા" તે કાળનો એક અદ્વિતીય યોદ્ધો હતો. ચાતુર્ય, ધૂર્તતા અને મુત્સદ્દીપણા વિષે પણ તે પ્રખ્યાત હતો. લશ્કરમાં તે અતિ પ્રિય થઇ પડયો હતો. પોતાની પ્રતિભા સાચવી રાખીને સૈનિકોને નિયમભ્રષ્ટ નહિ થવા દેતાં તેઓનું ચિત્ત આકર્ષી લેવાની કળા તેને ઉત્તમ રીતે આવડતી હતી. તે અપૂર્વ યુક્તિ, દીર્ઘવિચાર અને અત્યંત કાળજીથી સૈન્યની હિલચાલ કરાવતો હતો. એકવાર નિશ્ચય કર્યા પછી તેને પાર પાડયા વિના તે જંપીને બેસતો નહોતો. આ સરદારને ઇંગ્લાંડના કિનારાપર પોતાનું યુદ્ધ કૌશલ્ય દર્શા- વવાની સંધિ નહિ મળી એ ઇંગ્લાંડનું મહા સુદૈવજ માનવું જોઇએ.

નેધર્લેંડમાં થએલાં બંડથી સ્પેનના રાજ્યવિસ્તારમાં જે ન્યૂનતા આવી હતી તે ફિલિપે પોર્ટુગાલ દેશ જીતીને પૂર્ણ કરી. ઇ. સ. ૧૫૮૦ માં પોર્ટુગાલ દેશ સ્પેનના અધિકારમાં ગયો, તેથી એશિયા, આફ્રિકા અને અમેરિકાખંડમાં આવેલાં તે દેશનાં સર્વ સંસ્થાનો પણ અનાયાસેંજ ફિલિપને પ્રાપ્ત થયાં. વળી આ અરસામાં સ્પેનના કાફલાએ લેપન્ટોમાં તુર્કી નોકાઓનો વિધ્વંસ કરી નાખ્યો, તેથી તેના કાફલાની પ્રશંસા સર્વ ઠેકાણે થવા લાગી. ફિલિપ સિંહાસનપર અધિષ્ટિત થયો તે પછીનાં છત્રીસ વર્ષોમાં સ્પેનના પાંચમા ચાર્લ્સના સમયના વૈભ- વો તિલ માત્ર પણ ન્યૂન નહિ થતાં ઉલટપક્ષે તેથી દ્વિગુણવૃદ્ધિ થઈ.

યૂરોપમાંના માત્ર એક દેશે અદ્યાપિ સ્પેનને દાદ આપી નહોતી. ઇંગ્લાંડે નેધર્લૅંડના બંડખોરોને દ્રવ્ય અને સૈન્યની સહાય આપી હતી. જો તેમને આ પ્રકારની સહાય મળી ન હોત તો ફિલિપે ક્યારનોએ તેમનો વિધ્વંસ કરી નાખ્યો હોત. નેધર્લૅંડને સહાય આપવાથી ઇંગ્લાંડ દેશ સ્પેનની આંખમાં ખુંચવા લાગ્યો. અંગ્રેજી કાફલો સ્પેનનાં સંસ્થાનોમાં લુંટફાટ કરતો તથા તેના સુવર્ણથી ભરેલાં વહાણો પોતાના કબજામાં લઈ લેતો. આમ વારંવાર બનતું. દિન પ્રતિદિન અંગ્રેજ નાવિકો વધુ સાહસિક કામો કરવા લાગ્યા. તેમણે ખુદ સ્પેનના કિનારાપર ઉતરી ત્યાંનો દારૂગોળો બાળી મૂક્યો. આ સિવાય પણ કેટલેક પ્રસંગે અંગ્રેજોએ ફિલિપનું અપમાન કર્યું હતું. આ સર્વ કારણોને લીધે અત્યંત ક્રોધિત થઈ ફિલિપે ઇંગ્લાંડનાં હાડકાં સારી પેઠે ખોખરાં કરવાની પ્રતિજ્ઞા લઈ ઇંગ્લાંડપર આક્રમણ કરવાનો નિશ્ચય કર્યો.

ઉપર્યુક્ત કારણો સિવાય બીજું એક મહત્ત્વનું કારણ પણ ફિલિપને ઇંગ્લાંડપર આક્રમણ કરવાને માટે મળ્યું હતું. ફિલિપ કૅથોલિકપંથનો મહા અભિમાની હતો. પ્રોટેસ્ટંટપંથનું ઉન્મૂલન કરી યૂરોપમાં પુનઃ પોપનો અબાધિત અધિકાર સ્થાપવાની તેને આકાંક્ષા હતી. સમસ્ત કૅથોલિકપંથાનુયાયીઓની દ્રષ્ટિ પણ તેની ઉપરજ ચોંટેલી હતી. સોળમા શતકના ઉત્તરાર્દ્ધ પછી પ્રોટેસ્ટંટપંથની સામે પ્રતિક્રિયા શરૂ થઈ. આથી સ્પેન અને ઈટાલી દેશમાં સુધારક પક્ષનું દમન થયું. પૂર્વે બેલ્જીયમ દેશે દહીં અને દૂધ ઉભયમાં પગ રાખ્યો હતો; પરંતુ ફિલિપે તે દેશ જીતી લીધો તે પછી ત્યાંના લોકોને તેણે કૅથોલિકપંથ પાળવાની ફરજ પાડી. અર્ધ કરતાં વધુ જર્મન દેશ પુનઃ પુરાણા મતને અનુસર્યો. સ્વિટ્ઝર્લાંડ અને સૅવૉયમાં પણ સુધારણાના વિરોધીઓને વિજય મળવા લાગ્યો. ફ્રાન્સમાં પોપનું પ્રાબલ્ય વધવા લાગ્યું. પોપે સેંકડો વર્ષનું આળસ તજીને પોતાની કર્તૃત્વ શક્તિ પ્રકટ કરી.

સમસ્ત યૂરોપમાં પ્રોટેસ્ટંટપંથાનુયાયીઓનો કોઈ પણ વાલી રહ્યો નહિ, તેમને ધરણીપર પગ મૂકવાનું પણ મુસ્કેલ થઇ પડયું, તેથી તે સર્વેનું લક્ષ્ય ઇંગ્લાંડ તરફ ખેંચાયું. માત્ર ઇંગ્લાંડજ તેમને આશ્રયભૂત સ્થાન હતું. આ સમયે ઈંગ્લાંડ દેશ પ્રોટેસ્ટંટપંથનું કેંદ્રસ્થાન બની રહ્યો હતો, તેથી પોપે ધાર્યું કે જો સ્પેનદ્વારા ઇંગ્લાંડ દેશ જીતી લેવામાં આવે તો પ્રોટેસ્ટંટપંથનો અંત આવે. તે સમયે રોમમાં પાંચમો સિક્સ્ટસ નામનો પોપ હતો. તેણે ઇંગ્લાંડપર આક્રમણ કરવાને ફિલિપને અત્યંત ઉશ્કેર્યો. આ અરસામાંજ એવા સમાચાર સાંભળવામાં આવ્યા કે ઇંગ્લાંડની રાણી ઇલિઝાબેથે સ્કૉટલાંડની કૅથોલિક ધર્માભિમાની રાણી મેરીને ફાંસીએ ચઢાવી છે. આથી ઇટાલી અને સ્પેનના લોકો અતિ સંતપ્ત થયા. ફિલિપે પોતાના અપમાનનું વૈર લેવાના તથા પ્રોટેસ્ટંટપંથનો ઉચ્છેદ કરી તેને સ્થાને સદ્ધર્મની સ્થાપના કરવાના ઉદ્દેશથી દરીઆઇ અને ખુશ્કી લશ્કરની તૈયારી કરવા માંડી.

પ્રિન્સ ઑફ પાર્માને સેનાપતિ નીમવામાં આવ્યો. તેણે તત્કાળ ફ્લેંડર્સના કિનારાપર સૈન્ય એકત્રિત કરવાનો પ્રયત્ન આરંભ્યો. નેધર્લેંડમાં તેની પતાકાનીચે જે સેના હતી તેની કુમકે જર્મની, ઑસ્ટ્રિયા, ઇટાલી, નેપલ્સ, કૅસ્ટિલ, અરગાંવપ્રભૃતિ પ્રાંતોમાંથી સૈનિકો અને ઘોડેસ્વારો એકત્ર થવા લાગ્યા. પાર્માએ પોતાનાં સૈન્યને માટે મજબૂત તળી-આંની નૌકાઓ બાંધવાને માટે વેજનું અરણ્ય કાપવાની આજ્ઞા કરી. ત્યાંથી નૌકાઓ તૈયાર કરી નદીદ્વારા મનિપોર્ટ અને ડંકર્કનાં બંદરમાં લાવીને ત્યાંથી સ્પેનના અજિત કાફલાના સંરક્ષણ નીચે સર્વ સૈન્યને ટેમ્સનદીના મુખ પર્યંત લઈ જવું એવો નિશ્ચય કરવામાં આવ્યો. તોપ-ખાનાની ગાડીઓ તથા ઘેરો નાખવાને, પૂલ બાંધવાને અને મોરચા બાંધવાને જે જે સાધનો જોઇએ તે સર્વ તૈયાર કરવામાં આવ્યાં.

ઇલિઝાબેથ રાણી પ્રોટેસ્ટંટપંથાનુયાયી હોવાથી ધર્મભ્રષ્ટ છે, માટે

તેનો પરાભવ કરવો, એ આપણું પ્રથમ કર્ત્તવ્ય છે, એવો એક બહિષ્કાર-પત્ર પોપે પાર્માની ઉપર મોકલી આપ્યો. આ બહિષ્કારપત્ર ઇંગ્લાંડના કિનારાપર ઉતરતાંજ પ્રસિદ્ધ કરવાનો ઠરાવ કરવામાં આવ્યો. તે બહિષ્કાર-પત્રમાં માઠા પોપે ઇલિઝાબેથને દીધેલા શાપનું પુનરુચ્ચારણ અને તેને ઇંગ્લાંડનાં સિંહાસનપરથી પદભ્રષ્ટ કરવાનું જાહેરનામું હતું. સ્પેનનો રાજા ઇંગ્લાંડપર આક્રમણ કરી એક બંદર હસ્તગત કરે કે તરતજ પોપે યુદ્ધના ખર્ચને માટે એક મોટી રકમ આપવી, એવો પણ ઠરાવ કરવામાં આવ્યો હતો. ફિલિપે આ કાર્યમાં તન–મન–ધન ખર્ચવાને કમ્મર કસી હતી. ફ્રાન્સના કેથોલિક ધર્માનુયાયીઓએ તેને ઉત્સાહપૂર્વક સહાય આપી હતી. ભૂમધ્ય સમુદ્રના જીબ્રાલ્ટર બંદરથી લઇને ઠેઠ ડેન્માર્કના જટલૅંડ દ્વીપકલ્પ સુધીનાં પ્રત્યેક સ્પૅનિશ બંદરમાં સ્પૅનિશ નૌકાઓ ઉપર પતાકા ફરકવા લાગી. આ સમયે જર્મનીમાં પ્રોટેસ્ટંટ પંથની ઉતરતી કળા થઇ હતી. ફ્રાન્સમાં તે પંથના અનુયાયીઓની કત્લ થવા લાગી હતી. પોલાંડના સિંહાસનપર કૅથોલિક પંથનો મહા અભિમાની રાજા સિજીસ્મંડ આરૂઢ થયો હતો અને ભવિષ્યમાં સ્વીડનની ગાદીનો વારસો પણ તેનેજ પ્રાપ્ત થવાનો સંભવ જણાતો હતો. આ રીતે ચો-તરફ કૅથોલિક પંથને અનુકૂળ એવીજ પરિસ્થિતિ જણાવા લાગી. પરંતુ સૃષ્ટિનો એક એવો નિયમ છે કે સત્તા પ્રબળ થવા લાગતાં તેને વિઘ્ન કરનાર કોઈ પણ કારણો નિર્માણ થાય છેજ. ફિલિપને પણ આ નિયમનો સારો અનુભવ થયો. એક નાના સરખા દ્વીપના મુઠ્ઠીભર લોકોએ પોતાનાં નાનાં નાનાં નાવડાંઓવડે તેની સત્તાનો પ્રતિરોધ કરવાનું સાહસ કર્યું. જે લોકોએ સ્પેનના કિનારાપર ધુમશ્ચકી મચાવી મૂકી હતી તેઓ હવે સ્વદેશસંરક્ષણાર્થે પોતાના કિનારાપર એકત્રિત થયા. દેશકાર્યને માટે પોતાના નાનાવિધ ધર્મમતોને બાજુએ રાખી પ્રોટેસ્ટંટ, કૅથોલિક અને રાણીના અત્યાચારથી પીડિત થયેલા પ્યૂરિટન

લોકો સુદ્ધાં એકત્રિત થઈ એક દિલથી શત્રુઓની સામે થયા. ઇલિઝાબેથ રાણીએ પણ આ પ્રસંગે પોતાનું પૌરુષ, ધૈર્ય, ચાતુર્ય, જનચિત્તાકર્ષકતા અને નેતૃતા ઉત્તમ પ્રકારે વ્યક્ત કર્યાં; અને સર્વના હૃદયમાં રાજનિષ્ઠા ઓતપ્રોત ભરી દીધી. અંગ્રેજી કાફલાનો મુખ્ય અધિકારી લૉર્ડ હાવર્ડ કૅથોલિક પંથનો હતો; તેમજ તેજ પંથના સેંકડો સ્વયંસેવકો પણ સ્વદેશરક્ષણાર્થે બહાર પડ્યા હતા.

ફિલિપે પોતાના કાફલાની આટલી મોટી તૈયારી કરવા માંડી હતી, તથાપિ તેની ધાડ કોનાપર જવાની છે તે વાત ગુપ્તજ રાખવામાં આવી હતી. ફિલિપ પોતે, પોપસિક્સ્ટસ અને ફિલિપનો માનીતો પ્રધાન મેંડોઝા એ ત્રણજ માત્ર તે વાત જાણતા હતા; પરંતુ ઇલિઝાબેથ અને તેના મંત્રીઓને આ વિપત્તિ ઇંગ્લાંડપરજ આવનાર છે, એવો પૂર્ણ સંશય હોવાથી ઇ. સ. ૧૫૮૭ ના પ્રારંભમાંજ તેમણે સર ફ્રાન્સીસ ડ્રેકને ખરી ખબર લાવવા માટે રવાના કર્યો. તે કૅડિઝનો ઉપસાગર અને લિસ્બન બંદર પર્યંત પર્યટન કરી આવ્યો. તેણે આ સફરમાં સ્પેનીશ બંદરોમાંની પુષ્કળ લશ્કરી સામગ્રી અને વહાણો બાળી મૂક્યાં, તેથી સ્પેનીશ કાફલાની તૈયારીમાં વિઘ્ન ઉપસ્થિત થઈ તે કાર્ય લંબાયું. ડ્રેકે આ રીતે ફિલિપને ઘણું નુકશાન કર્યું. વળી ઇલિઝાબેથે નેધર્લૅંડના બંડખોરોને સહાય કરવાને કેટલાક સૈનિકો મોકલી આપ્યા તથા તેમને એવી આજ્ઞા કરી કે પાર્માનું બંડ સમાવવાનું કાર્ય મુસ્કેલ થઇ તેને ઇંગ્લાંડમાં આવવાની તકજ ન મળે એમ કરજો.

આ રીતે ઉભય પક્ષની યુદ્ધની તૈયારી સતત પરંતુ ગુપ્ત રીતે ચાલતી હતી, અને ઉપરથી વિનયભરેલો વ્યવહાર કાયમ હતો. ઈ. સ. ૧૫૮૮ ના આરંભથી ૭ માસ સુધી ઑસ્ટેંડ નગરમાં તહની શુષ્ક ચર્ચા ચાલવા લાગી; પરંતુ તહ થાય એવા કાંઇ રંગ–ઢંગ જણાતા નહોતા; કારણ કે ઉભય પક્ષના મનમાં તહ કરવાનો વિચાર

નહોતો. ફ્રાન્સની સહાય મેળવવાને માટે ઉભય પક્ષ એક સરખી રીતે પ્રયત્ન કરતા હતા. આ પ્રયત્નમાં વધુ ભાગે ઇલિઝાબેથને વિજય મળવાનો સંભવ જણાતો હતો, પરંતુ અંતે તેમાં ફિલિપજ સફળ થયો. આસ્ટેંડમાં ઈંગ્લાંડ અને સ્પેનની વચ્ચે તહ કરવાની જે ચર્ચા ચાલતી હતી તે પોકળ છે, એ વાતની ખબર નહિ હોવાથી ફ્રાન્સનો રાજા ચોથો હેત્રી ભયભીત થયો. તેણે ધાર્યું કે ઈંગ્લાંડ અને સ્પેન તહ કરીને એક થઇ જશે તો તેમની આગળ આપણું ટટ્ટુ કાંઈ ચાલનાર નથી. આવો વિચાર કરી તેણે ઈંગ્લાંડને ફોડવા માટે ઇલિઝબેથને સહાય આપવા જણાવ્યું. બીજી તરફ તેણે તુર્કસ્તાનના સુલ્તાનને સ્પેનની વિરુદ્ધ યુદ્ધ કરવાને ગુપ્ત રીતે ઉશ્કેર્યો, પરંતુ ફિલિપે ગાઇઝના ડયૂકની સહાયથી ફ્રાન્સમાં હેત્રીની સામે બંડ કરાવ્યું અને તેને પદભ્રષ્ટ કરીને કારાગૃહમાં નાખ્યો. આ રીતે ફ્રાન્સદેશમાં પોતાનો દાવ સાધી લઈ ફિલિપે કાફલાની તૈયારી કરી તેને ઇંગ્લાંડ તરફ રવાના કરવાના સખ્ત હુકમો છોડ્યા.

ઈંગ્લાંડમાં રાવથી લઇને રંક પર્યંત સર્વ માણુસોએ આ રાષ્ટ્રીય સંકટની સામે થવાને કમ્મર કસી. ઇલિઝાબેથે પોતાના રાજ્યમાં નીચે મુજબના આશયનું જાહેરનામું પ્રસિદ્ધ કર્યું.

“ સ્પેનનો રાજા ફિલિપ ઈંગ્લાંડપર પ્રચંડ કાફલો અને સૈન્ય મોકલે છે. આ સમયે ઇંગ્લાંડના સર્વ રહેવાસીઓએ એકદિલથી પ્રયત્ન કરી શત્રુનો પરાભવ કરવો જોઇએ. જેટલી ફોજ, જેટલા ઘોડા અને જેટલો ચંદી–ચારો પોતાનાથી મોકલી શકાય તેટલો પ્રત્યેક જણે મોકલવો જોઇએ. જો તમારી કસુરથી શત્રુઓ દેશમાં પ્રવેશ કરશે તો તમારાં ઘરબાર, જમીન, સ્ત્રી, સંતતિ અને પ્રાણુ કરતાં પણુ પ્રિય એવો ધર્મ, એ સર્વનો વિધ્વંસ તેમને હાથે થશે. તમારી પાડોશમાંજ હોલાંડ દેશ છે. તે દેશમાં સ્પેન કેવાં અઘોર અને અમાનુષી કૃત્યો કરી રહ્યું

છે, તે તમે પ્રત્યક્ષ જુઓ છોજ. આવા જુલમી પરદેશી લોકોની જુસરી ગરદનપર ધારણ કરી જો તમારે તમારી માતા, પુત્રી, ભગિની અને વધૂ તેમને સ્વાધીન નહિ કરવી હોય તો યુદ્ધ કરવાને સજ્જ થાઓ. તમારી રાજનિષ્ઠા અને દેશપ્રીતિ વિષે મને સંપૂર્ણ ભરોસો છે, પરંતુ તેની પ્રતીતિ જગતને કરાવો; એટલે ઇશ્વિરકૃપાથી તમારા શત્રુઓ પરાજિત થઇ ફજેત થશે અને તમારા દેશની અને તમારા ધર્મની કીર્તિ જગતમાં ગુંજી રહેશે. ”

મંત્રિમંડળે આ જાહેરનામું સરદારો, ધર્માધિકારીઓ વગેરેપર મોકલી આપ્યું. આથી દેશની પ્રત્યેક વ્યક્તિમાં ખરો જુસ્સો ઉત્પન્ન થયો અને તેણે પોતાની શક્તિ કરતાં પણ અધિક તથા બીજા લોકોનાં અનુમાન કરતાં પણ અધિક સહાય આ દેશકાર્યમાં કરી. દેશના ખૂણા-ખાચરામાં સુદ્ધાં પાયદલ, ઘોડેસ્વાર તથા સ્વયંસેવકો તૈયાર થઇ લશ્કરી શિક્ષણ લેવા લાગ્યા. ઘોડા, બખ્તર, શસ્ત્રાસ્ત્રો, દારૂગોળો, ઇત્યાદિ યુદ્ધ-સામગ્રી ઠેક ઠેકાણે તૈયાર થવા લાગી. આ કાર્યમાં પૈસાની તંગી જરા પણ જણાઇ નહિ. “ જો શત્રુઓને વિજય મળશે તો આપણું સર્વસ્વ જશે, માટે તેમનો પ્રતીકાર કરવા માટે ગમે તેટલો ભોગ આપવામાં આવે તો પણ તે કમીજ છે. ” એવી બુદ્ધિથી પ્રેરિત થઇ ઘણા માણસો સ્વયંસેવક તરિકે યુદ્ધ કરવાને બહાર પડ્યા. તે સમયે પ્રકટ થયેલું લોકોનું સ્વાભિમાન, સ્વદેશાભિમાન અને આત્મભોગ, એ અશ્રુતપૂર્વ હતાં. ઇલિ-ઝાબેથે પણ પોતાના કાર્યદ્વારા સ્પષ્ટ રીતે દર્શાવી આપ્યું કે આવી સ્વાર્થત્યાગી અને દેશાભિમાની પ્રજાની રાણી થવા માટે તે સંપૂર્ણતઃ યોગ્ય હતી. તેની સેનાની છાવણી ટિલ્બરીમાં પડેલી હતી. શિખાઉ સૈનિકોને ત્યાં યુદ્ધકળાનું શિક્ષણ આપવામાં આવતું હતું. રાણી ઇલિ-ઝાબેથ ત્યાં જાતે હાજર રહી સર્વ સૈનિકોની તપાસ કરી તેમના કુશળ-સમાચાર પૂછી તેમને ઉત્તેજન આપતી હતી. તેના કેટલાક મંત્રીઓએ

તેને એવી સૂચના કરી કે વેળા-કવેળા અંગરક્ષકોને સાથે લીધા વિના સશસ્ત્ર સૈન્યમાં જવું એજ જોખમ ભરેલું છે; તેના ઉત્તરમાં રાણી ઇલિઝાબેથ સર્વ સૈનિકોને ઉદ્દેશીને બોલી:-

"આવી રીતે બેસાવધપણે ફરવું નહિ, એવી મારા મંત્રીઓની સલાહ છે, પરંતુ તેમને હું એવોજ ઉત્તર આપું છું કે જે રાજા જૂલમી હોય તે પોતાની પ્રજાથી ડરે છે, પરંતુ મારે ડરવાનું શું કારણ છે? મારો સર્વ ભરોસો માત્ર ઇશ્વરપર કિંવા તમારી રાજભક્તિપર છે. મારાં આજસુધીનાં વર્તનનું તત્ત્વ એ છે કે તમારો સંતોષ અને પ્રીતિ એજ મારૂં બળ અને એજ મારો આધાર. આ સમયે હું જે અહીંઆં આવી છું તે કાંઇ ગમ્મતને ખાતર આવી નથી. દેશને માટે તમે હાથમાં મસ્તક લઇને લડવાને તૈયાર થયા છો તે સમયે શું મારે સ્વસ્થ બેસી રહેવું? કદિ નહિ. તમારી સાથે યુદ્ધનાં સુખ-દુઃખ સહન કરવાને અને જરૂર પડે તો ઇશ્વરને સ્મરી મારા દેશને માટે, મારા ધર્મને માટે, મારી આબરૂ અને મારાં કુળની મર્યાદા રાખવાને માટે તથા મારી પ્રિય પ્રજાનાં હિતને માટે આ દેહનો ભોગ આપવાને હું કિંચિત્ પણ વિલંબ કરીશ નહિ. હું જાતની અબળા છું એ વાત સત્ય છે, પરંતુ હું કાંઇ સામાન્ય સ્ત્રી નથી. હું અષ્ટમ હેન્રીની પુત્રી તથા ઇંગ્લાંડ સરખા દેશની રાણી છું, માટે જો હું પાર્માને કિંવા ઇંગ્લાંડના કોઇ પણ શત્રુને ઇંગ્લીશ કિનારાપર પગ મૂકવા દઉં તો ધિક્કાર હોજો મારા જીવનને અને મારા અધિકારને! હું તમારી સાથે રણાંગણપર આવીશ, કારણ કે ત્યાં તમે જે પરાક્રમ પ્રદર્શિત કરો તે વિષે મારી આંખે જોઇ ખાત્રી કરી તમને પારિતોષિક આપવું જોઇએ. તમે ઇમાન અને ઇતબારથી વર્તી રણભૂમિપર શૌર્યપૂર્વક સમશેર ચલાવશો અને તમારા ધર્મના, દેશના અને રાજ્યના શત્રુપર અદ્દ્ભુત વિજય પ્રાપ્ત કરશો, એવી મને આશા છે."

ઇલિઝાબેથ અને તેના મંત્રિમંડળે શત્રુનો પ્રતીકાર કરવાને માટે અતિદક્ષતાથી બંદોબસ્ત કર્યો હોય એમ જણાય છે. આ સંકટસમયે ઇલિઝાબેથને સલાહ આપવાને માટે **સર** વૉલ્ટર રૅલે, **લૉર્ડ ગ્રે, સર ફ્રાન્સીસ નોલ્સ** પ્રભૃતિ મુખ્ય સરદારો એકત્રિત થયા હતા. જે જે બંદરોપર શત્રુઓની ભીતિ રાખવાનું પ્રયોજન હોય તે તે સર્વ બંદરોની યાદી બનાવી ત્યાં જો **પાર્માનું** સૈન્ય ઉતરે અને તેની સાથે યુદ્ધ કરવું પડે તો શી રીતે કરવું, તેની તેમણે ચર્ચા કરી. આ મહત્વના પ્રશ્ન સંબંધે મતભેદ હોઇ તે વિષે જોશભેર વાદ ચાલ્યો. એક પક્ષ એવું માનનારો હતો કે કાફલાની મજબૂત તૈયારી કરી, શત્રુને જરા પણ કિનારાપર ફરકવા ન દેવાનો સર્વ ભાર તેનાપરજ નાખવો અને બીજા પક્ષનું માનવું એવું હતું કે શત્રુઓ કિનારાપર ઉતરી આવે તેજ બહેતર છે અને ખુસ્કીપર મજબૂત સૈન્ય રાખી તેમનો નાશ કરવો. પ્રથમ પક્ષનું પ્રતિપાદન કરનાર **સર** વૉલ્ટર રૅલે હતો. તેણે ઘણી યુક્તિથી પ્રતિપક્ષના મતનું ખંડન કરી પોતાનો પક્ષ સપ્રમાણ સિદ્ધ કર્યો હતો. તે બોલ્યોઃ—

"કાફલાનું બળ વધારી તેની સહાયથી શત્રુને કિનારા સમીપ નહિ આવવા દેતાં દૂરથીજ તેનો ફેંસલો કરી નાખવો એ માર્ગ ઉત્તમ છે. જો તેમને દરિયાપર દશે દિશામાં મોકળા છોડી દેવામાં આવશે તો તેઓ ક્યાં ઉતરશે તેનો કાંઇ નિયમ નહિ; અને એકવાર શત્રુના પગ જો સુરક્ષિત રીતે કિનારાને સ્પર્શ કરશે તો તેમનું અર્ધાધિક કાર્ય સિદ્ધ થયુંજ સમજવું. જો આમ થશે તો આપણું સૈન્ય વિશેષ નિરુત્સાહી બની જશે, શત્રુઓને દ્વિગુણ ઉત્સાહ આવશે અને ખાસ કરીને વિદ્રોહને વિશેષ અવકાશ મળશે. ત્યાર પછી જેનાં મૂળ ઉંડાં ગયાં હોય એવાં વૃક્ષની પેઠે શત્રુઓનો નાશ કરવાનું કાર્ય ઘણું મુસ્કેલ થઇ પડશે; માટે આપણી સમસ્ત શક્તિ અને સંપત્તિ, કાફલો દૃઢ કરવામાંજ ખરચીને શત્રુનો દૂરથીજ ફેંસલો કરવો, એ વિશેષ યુક્ત છે; અને તેમાંજ દેશની સુરક્ષિતતા છે."

રૅલેનો આ મત માન્ય થયો, અને કાફલાની તૈયારી જોસભેર થવા લાગી. આ વીસમા શતકમાં આગગાડી અને તારના યોગથી સૈન્યને ગમે તે સ્થળેથી ગમે તે સ્થળે વાયુવેગે લઈ જઈ શકાય છે, પરંતુ તે સમયમાં તેમ કરવું અશક્ય હતું. વળી ઇંગ્લાંડનો સર્વ આધાર કાફલાપર જ હોવાથી ઇલિઝાબેથના સમયમાં ઉક્ત સંકટપ્રસંગે કાફલાનું મહત્વ કેટલું બધું હશે તેની કલ્પના સહજ થઈ શકશે.

આ અણીના પ્રસંગે ઇંગ્લાંડનાં સરકારી વહાણો કેવળ ૩૬ હતાં, પરંતુ વ્યાપારીઓનાં જે જે વહાણ યુદ્ધના કાર્યમાં ઉપયુક્ત જણાયાં તે તે સર્વ વહાણો સરકારે પોતાના કબજામાં લીધાં. આ રીતે ઇંગ્લાંડની સરકારની પાસે એકંદર ૧૯૧ જહાજો એકત્રિત થયાં. લંડન, બ્રિસ્ટલ, હલ પ્રભૃતિ બંદરોના વ્યાપારીઓએ નાવિકોની ભરણી ઘણી ઉત્સુકતાથી કરી. ૧૭૪૭૨ નાવિકો આ કાફલામાં દાખલ થયા. ડચ લોકોને પ્રાર્થના કરવામાં આવતાં તેમણે ૬૦ વહાણો ઇંગ્લાંડની કુમકે મોકલી આપ્યાં. સ્પેનીશ વહાણોની સંખ્યા ઇંગ્લીશ અને ડચ વહાણો કરતાં ઓછી હતી, પરંતુ સ્પેનની પ્રચંડ મનવારોની આગળ ઇંગ્લાંડનાં વહાણો કેવળ હોડકાં જેવાંજ લાગતાં હતાં. વળી ઇંગ્લીશ વહાણોપર તોપોની સંખ્યા પણ ઓછી હતી. કેટલાંક ઇંગ્લીશ અને સર્વ ડચ વહાણો ડંકર્ક બંદરમાં પાર્માનાં સૈન્યનો અટકાવ કરવાને માટે ગયાં હતાં, તેથી ઇંગ્લીશ ખાડીમાં આવનારા સ્પેનના અજિત કાફલાનો અટકાવ કરવાને માટે શેષ ઇંગ્લીશ વહાણો સર્વથા અપૂર્ણ હતાં.

દેશદ્રોહી સર વિલિયમ સ્ટેન્લેએ સ્પેનના રાજા ફિલિપને એવી સલાહ આપી કે આરંભમાં ઇંગ્લાંડપર આક્રમણ નહિ કરતાં આયર્લાંડપર સ્વારી કરવી અને ત્યાં સંપૂર્ણ અધિકાર સ્થાપિત કરવા પછી ઇંગ્લાંડપર ઝડપ મારવી; પરન્તુ કાફલાના અધિકારી સૅંટાક્રુઝે એવો અભિપ્રાય દર્શાવ્યો કે પ્રથમ હૉલેંડના કિનારાપરતું એકાદ બંદર હાથ કરવું જોઇએ,

કારણ કે સમુદ્રમાં તોફાન થાય તો ત્યાં નિર્વિઘ્ને રહી શકાય અને ત્યાંથી ગમે તે વેળાએ અચાનક ઇંગ્લાંડપર આક્રમણ કરી શકાય. ફિલિપને આ ઉભય સૂચનાઓ નાપસંદ પડી અને તેણે તો સીધા લંડનપરજ ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો. આ ઠરાવ અનુસાર મે માસની ૨૦ મી તારિખે સ્પેનનો અજિત કાફલો મોટા ઠાઠમાઠ સહિત તેગસ નદીમાંથી બહાર પડયો. આ સમયે તેની સફળ સફર ઇચ્છવાને એકત્રિત થયેલા હજારો પ્રેક્ષકોને એમજ લાગ્યું કે હવે ઇંગ્લાંડનાં સોએ વર્ષ પૂરાં થયાં છે!

તેગસ નદીના મુખમાંથી બહાર નીકળી તે કાફલો ઉત્તરાભિમુખ થયો, પરંતુ હજી તેણે સ્પેનનો કિનારો તો પૂરો પાધરો છોડયો નહિ તે પૂર્વે ભયંકર વાવાઝોડું થઇ આવ્યું અને સ્પેનીશ વહાણો નાદુરસ્ત બની બિસ્કે તથા ગૅલિસિઆ બંદરમાં પાછાં આવ્યાં. આજ સમયે કાફલાનો અધિપતિ સૅંટાક્રુઝ મરણ પામ્યો. તેના મૃત્યુથી ફિલિપને મોટી હાનિ થઈ, કારણ કે તે એડમિરલ પોતાના કામમાં સંપૂર્ણ રીતે નિષ્ણાત હતો. તેના સમાન બીજો કોઇ પણ અધિકારી સ્પેનમાં નહોતો. તેની જગ્યાએ મેડિનાસિડોનિયાની નિમણુંક થઇ. આ એક અમીર હતો અને તે આવી લડાઇના કામમાં સર્વથા નાલાયક હતો.

વાવાઝોડાના યોગથી સ્પેનીશ કાફલાને જે વિઘ્ન નડયું તેના સમાચાર મરચાં–મીઠાં સાથે ઇંગ્લાંડમાં પ્રસિદ્ધ થયા. તેપરથી કેટલાક માણસોએ ધાર્યું કે આ ધાડ કાંઇ ઇંગ્લાંડપર આવનાર નથી. ઇંગ્લીશ મંત્રિમંડળને પણ તેજ તર્ક યથાર્થ ભાસ્યો અને તેણે લૉર્ડ હાવર્ડને ઇંગ્લીશ વહાણોને તેમના સ્થાન તરફ પાછાં ફેરવવાની આજ્ઞા કરી; પરંતુ તે એડમીરલે યથાર્થ રીતે ધાર્યું કે સ્પેનીશ કાફલો ઇંગ્લાંડપર ચઢી આવ્યા વિના રહેનાર નથી; તેથી તેણે મંત્રિમંડળની આજ્ઞાનો અસ્વીકાર કરી પોતાનો કાફલો સજ્જ રાખ્યો અને જરૂર પડે તો

કાફલાનો સર્વ ખર્ચ તે પોતે સહન કરવાને તૈયાર થયો. શત્રુઓની હિલચાલ અને ખરી સ્થિતિ જાણવાને માટે અને બને તો તેમને હાથ દેખાડવાને માટે સ્પેન સુધી પર્યટન કરી આવવાનો તેણે નિશ્ચય કર્યો. આ ઠરાવ અનુસાર હાવર્ડ અને ડ્રેક કોરુના બંદર પર્યંત જઈ પહોંચ્યા, પરંતુ આ અરસામાં ઉત્તર તરફનો પવન બંધ થઇ ગયો, અને દક્ષિણ તરફનો વા શરૂ થયો. આ પવનની સહાયથી શત્રુઓ આપણને પરાસ્ત કરશે, એવી શંકા આવવાથી હાવર્ડ પાછો ઈંગ્લીશ ખાડીમાં આવ્યો અને ત્યાંથીજ તેણે શત્રુઓપર દેખરેખ રાખવા માંડી. આ તરફ સ્પેનીશ કાફલો ભાંગ્યું-તૂટયું સમરાવી જુલાઇની ૧૨ મી તારિખે પુનઃ ઇંગ્લાંડ તરફ આવવા નીકળ્યો અને એકદમ ૧૯ મી તારિખે તે ઈંગ્લીશ ખાડીમાં દાખલ થયો. સ્પેનીશ કાફલો આવી પહોંચ્યાની વાત સાંકેતિક નિશાનથી સમસ્ત ઈંગ્લાંડ દેશમાં પ્રસરી ગઇ. સમસ્ત બંદરોપરનાં દરિયાઇ અને ખુસ્કી લશ્કર મજબૂત તૈયારી કરી શત્રુઓની વાટ જોવા લાગ્યાં. લૉર્ડ હાવર્ડ પોતાનો કાફલો પ્લિમાઉથ બંદરમાંથી ખાસ કાળજીપૂર્વક બહાર કાઢી શત્રુની પૂઠ પકડવાને સુગમ થઈ પડે એવી રીતે પશ્ચિમના પવનને પીઠ દઈને ઉભો રાખ્યો.

જુલાઇની ૨૦ મી તારિખે ઉભય કાફલાની દૃષ્ટાદૃષ્ટ થઇ. તે સમયે સ્પેનીશ કાફલાની રચના અર્ધવર્તુલાકાર હોઈ ઉભય છેડાઓની વચ્ચે સાત માઇલનું અંતર હતું. પવન નૈઋત્ય કોણનો વાતો હતો અને તેની સહાયથી સ્પેનીશ વહાણો ઇંગ્લીશ ખાડીમાં સારી રીતે ચાલતાં હતાં. અંગ્રેજ અધિકારીઓએ તે વહાણોને ખાડીમાં આગળ જવા દીધાં અને તેમનો પાછા ફરવાનો માર્ગ બંધ કરી તેમની પૂંઠ પકડી. આ સમયે જે ઝપાઝપી થઈ તેમાં કેટલાંક સ્પેનીશ વહાણો અંગ્રેજોના કબજામાં ગયાં અને કેટલાંક નકામાં બની ગયાં. અંગ્રેજી વહાણો નાનાં અને ફેરવવામાં સુગમ હોવાથી તેમને સ્પેનીશ વહાણોની

આગળ, પાછળ, બાજુએ તથા આસપાસ ફેરવી અંગ્રેજો તેમને હસ્ત-ગત કરતા. અંગ્રેજોના કાફલાને ઝાઝી હાનિ થઈ નહોતી.

ફિલિપે મેડિનાસિડોનિયાને એવી આજ્ઞા કરી હતી કે "ઇંગ્લીશ ખાડીમાં પ્રવેશ્યા પછી બનતાં સુધી ફ્રેંચ કિનારા તરફથી આગળ જજો અને જો અંગ્રેજી કાફલો યુદ્ધ કરવાને માટે ચાલી આવે તો ઝપાઝપીનો પ્રસંગ ટાળી કેલે બંદરમાં લંગર નાખીને રહેજો. ત્યાં તમને પાર્માના હાથ નીચેનો કાફલો આવી મળશે અને ત્યારપછી શું કરવું તેનો ઠરાવ કરવાનું કાર્ય સરળ થઈ પડશે." આ આજ્ઞા અનુસાર સ્પેનિશ એડમિરલ પોતાનો કાફલો જુલાઈની ૨૭ મી તારિખે કેલે બંદરમાં લઈ ગયો અને ત્યાં તે લંગર નાખીને સ્વસ્થ થયો. ફિલિપ અને પાર્મા, એ ઉભય દૃઢ રીતે માનતા હતા કે સ્પેનિશ કાફલાને જોતાંની સાથેજ ઇંગ્લીશ અને ડચ વહાણો હેબત ખાઈ નાશી જશે અને સમસ્ત દરિયો આપણે માટે મોકળો છોડી બહુ તો પોતાનાં બંદરો, ગોદીઓ અને રાજધાનીનું સંરક્ષણ કરવાને માટે ત્યાં જઇ રહેશે. આ માન્યતા અનુસાર તેમણે એવો ઠરાવ કરી મૂક્યો હતો કે, "જો ઇંગ્લીશ અને ડચ વહાણો બંદરોનું રક્ષણ કરવાને દરિયામાંથી ચાલ્યાં જાય તો કાફલાની સહાયથી પાર્માએ પોતાનું સૈન્ય અને યુદ્ધ સામગ્રી ઇંગ્લીશ કિનારાપર ઉતારવી અને ભૂમિપર અંગ્રેજોની સાથે યુદ્ધ કરવું. પ્રથમ તડાકેજ લંડનપર આક્રમણ કરવું; કારણ કે શહેરના નિવાસીઓ નાજુક હોય છે, અને તેમનામાં જરા પણ યુદ્ધકૌશલ્ય હોતું નથી." લંડનપર આક્રમણ કરતાં તેને નદીદ્વારા નાનાં નાનાં વહાણો લઇ જઇ સાહાય્ય કરવાનો સંકેત પણ કરી રાખવામાં આવ્યો હતો. તેમને ઇંગ્લીશ ખલાસીઓની હુંશીઆરી તથા ચાલાકીની જાણ નહોતી, પરંતુ હવે ધીમે ધીમે તેમને તેની પ્રતીતિ થવા લાગી. સ્પેનીશ કાફલાની ઇંગ્લીશ વહાણોને હાંકી કાઢવાની વાત તો દૂર

રહી, પરંતુ ઉલટપક્ષે ઇંગ્લીશ અને ડચ જહાજોએજ તે અજિત કાફ્લાને કૅલે અને ડંકર્ક બંદરમાં ગોંધી દીધો. પાર્મા અને મેડિનાસિડોનિયા, એ ઉભય ડચ અને ઇંગ્લિશ કાફ્લાદ્વારા ગોંધાઇ ગયા; તથાપિ ધૈર્ય ધરી યુક્તિપૂર્વક ઉભય કાફ્લા એકત્ર કરવાનો તેમનો પ્રયત્ન ચાલુજ હતો. આ રીતે શત્રુઓને સપડાવીનેજ ઇંગ્લીશ ખલાસીઓ સ્વસ્થ રહ્યા નહિ, પરંતુ તેમણે તેમને સારી પેઠે હાથ બતાવવાનો નિશ્ચય કર્યો. છતાં સ્પેનીશ કાફ્લાનાં વહાણો બંદરમાં સુરક્ષિત રીતે નાંગરેલાં હોય તેવી સ્થિતિમાં તેનાપર આક્રમણ કરવાની અંગ્રેજોમાં શક્તિ નહોતી, એટલા માટે શત્રુઓને બંદરમાંથી બહાર કાઢવાને માટે તા. ૨૯ મીની રાત્રે અંગ્રેજોએ દારૂગોળાથી ભરેલાં આઠ વહાણો સ્પેનીશ કાફ્લાની નજીક મોકલી તેદ્વારા તોપના ગોળાની વૃષ્ટિ કરવા માંડી. આથી શત્રુઓ અત્યંત ગભરાઇ ગયા અને કેટલાંક વહાણોએ તો લંગર ઉંચકી પલાયન કરવાનો પ્રારંભ કર્યો. આ વખતે તે વહાણો એક બીજાં સાથે અથડાયાં અને તેથી એક મોટું વહાણ ભાગી ગયું. આ ઘટના જોઈ બીજાં વહાણોપરના ખલાસીઓ અત્યંત ભય પામ્યા અને તેમણે આમ તેમ ભ્રમણ કરવા માંડયું. કૃષ્ણપક્ષ ચાલતો હોવાથી પૂર્ણ અંધકાર છવાઈ ગયો હતો, આથી ખલાસીઓની ભીતિનો પાર રહ્યો નહિ. આ રીતે આખી રાત સ્પેનીશ વહાણોની ભારે દુર્દશા થઈ. આખરે જ્યારે સૂર્યોદય થયો ત્યારે બાકીનાં વહાણો અધિકારીની આજ્ઞાથી ગ્રેવલાઇન્સ આગળ યુદ્ધ કરવાને માટે સજ્જ થઇને ઉભાં રહ્યાં. આ ખરો અણીનો વખત હતો. પાર્માના સૈનિકોના પગનો સ્પર્શ અંગ્રેજી કિનારા સાથે થવા ન થવાનો આધાર આ યુદ્ધના પરિણામપરજ હતો; એટલા માટે અંગ્રેજ સૈનિકોએ આ યુદ્ધમાં પોતાનાં પરાક્રમ અને સાહસની પરાકાષ્ઠા દર્શાવી. ડ્રેક અને ફ્રૈન્નરે હલ્લો કરવાનો પ્રારંભ કર્યો. તેમની પછી ફ્રૅંટન, બર્ટન પ્રભૃતિએ

પણ તેમનુંજ અનુકરણ કર્યું. અંતે લૉર્ડ એફીંગૅમ અને શેફીલ્ડ પણ યુદ્ધમાં સામિલ થયા. સ્પેનીશ કાફલાનો ઠરાવ પોતાનાં સર્વ વહાણોને સાથે રાખી બનતાં સુધી ફ્રેંચ કિનારાથી દૂર જવું નહિ એવો હતો; પરંતુ તે કાર્ય તેનાથી સિદ્ધ થઇ શક્યું નહિ. અંગ્રેજી વહાણોએ તેની આસપાસ ઘેરો ઘાલી સ્પેનીશ વહાણોને બંદરમાંથી હાંકી કાઢ્યાં. ડંકર્કના કિનારાપર પોતાના સૈન્યની છાવણી નાખી પાર્મા પરમ ઉત્સાહપૂર્વક આ કાફલાની પ્રતીક્ષા કરતો હતો, પરંતુ તેની દ્રષ્ટિ આગળ અંગ્રેજોએ સર્વ સ્પેનીશ વહાણોને ત્યાંથી ઉત્તર તરફ હાંકી કાઢ્યાં. આ સમયે પોતાનાં બચ્ચાંઓને લઇ જનાર ઉપર પાંજરામાં પૂરાયેલી સિંહણ જે પ્રમાણે ક્રોધે ભરાય છે, તે પ્રમાણે પાર્મા ક્રોધોન્મત્ત થઈ પોતાના હોઠ કરડવા લાગ્યો; પરંતુ તેનો શું ઉપયોગ? મેડિનાસિડોનિયાના કાફલાની અને પાર્માની દ્રષ્ટાદ્રષ્ટ સુદ્ધાં પુનઃ થઇ નહોતી. ઇંગ્લીશ અને સ્પેનીશ કાફલા વચ્ચેની આ સખ્ત અને અંતિમ લડાઈ હતી. ત્યાર પછી જે ઝપાઝપી થઇ હતી તેને લડાઇનું નામ શોભતું નથી; કારણ કે તે વિસાત વગરની હતી.

આ યુદ્ધમાં સ્પેનીશ કાફલાને પુષ્કળ નુકશાન થયું. તેનાં કેટલાંક મોટાં લડાયક જહાજોમાં તોપના ગોળાથી ભગંદર પડી ગયાં અને તે ચાળણી સરખાં બની ગયાં. સ્પેનીશ લોકોએ પણ સામો માર કર્યો હતો, પરંતુ અંગ્રેજી વહાણો નાનાં હોઇ પાણીના પૃષ્ઠભાગપર તેમનો ઘણોજ થોડો ભાગ દેખાતો હતો. આથી તોપના ગોળાની નેમ તેનાપર બરાબર લાગતી નહોતી. અંગ્રેજી કાફલાનું એક પણ વહાણ ભાંગ્યું કિંવા ડૂબ્યું નહોતું, તેમજ એક પણ મોટો અધિકારી ઘાયલ થયો નહોતો. સ્પેનીશ કાફલો ઇંગ્લીશ ખાડીમાં દાખલ થઈ પાછો ફર્યો ત્યાં સુધીમાં અંગ્રેજોના કેવળ એકસો ખલાસીઓ મરણ પામ્યા. સ્પેનીશ મનવારો પૈકી ત્રણ ડૂબી ગઇ અને ત્રણ નાદુરસ્ત બની ફ્લેમીશ કિનારે

લાગી ગઇ. શેષ મનવારો થોડે ઘણે અંશે નાદુરસ્ત બની, પરંતુ તે સર્વથા નિરુપયોગી બની ન હતી. સ્પેનીશ ખલાસીઓને અને ખાસ કરીને મેડિનાસિડોનિયાને અત્યંત ભય લાગ્યો હતો. પોતાના કાફલાની આવી દુર્દશા થયેલી જોઈ તેણે ઉત્તર તરફથી સ્કોટલાંડ આગળથી વળ ખાઇ સ્પેન પાછા જવાનો નિશ્ચય કર્યો. મેડિનાસિડોનિયા સમાન કાપુરુષ એડમિરલની જગ્યાએ સૅંટાક્રુઝ સમાન તેજસ્વી અધિકારી હોત તો હજી પણ તેણે શત્રુની સામે બાથ ભીડી હોત અને પોતાના દેશનું નામ રાખ્યું હોત. સ્પેનના આખા કાફલામાં માત્ર કૅપ્ટન ઓકેંડા સિવાય બીજો કોઇ હિમ્મતવાન માણસ નહોતો, પરન્તુ તેના મતનો અનાદર કરી સર્વ જણે ઉત્તર દિશા તરફ પલાયન કર્યું. આ સમયે દક્ષિણ દિશાનો પવન હોવાથી અંગ્રેજી જહાજોને માટે શત્રુઓની પૂંઠ પકડવાનું સુગમ હતું, તેથી તેમણે પાર્માના કાફલાપર દ્રષ્ટિ રાખવાને માટે થોડાં જહાજો રાખી શત્રુઓની પૂઠ પકડી, પરંતુ દારૂગોળો ખૂટવાથી તેમને પાછા ફરવું પડ્યું. દારૂગોળાના અભાવથી હાથમાં આવેલા શત્રુને જવા દેવો એ લશ્કરી અધિકારીઓને માટે લાંછનાસ્પદ બાબત છે.

સ્પેનીશ કાફલાની પૂઠ પકડાતી બંધ થઇ, પરંતુ હજી તેમને અધિક ભયંકર શત્રુની સામે બાથ ભીડવાની બાકી હતી. આન્ર્લદ્વીપની સમીપ તે કાફલો આવી પહોંચ્યો કે તરતજ દરિયાઇ તોફાને ભયંકર સ્વરૂપ ધારણ કર્યું અને તેથી પચાસ સાઠ વહાણો ખડકની સાથે અફળાઇને ભાંગી ગયાં. આ તોફાનમાં કેટલાંક જહાજો ગુમ થયાં. આ કાફલો કૅારુન્નામાંથી નીકળ્યો તે સમયે તેમાં ૧૩૦ જહાજો, સહસ્રાવધિ તોપો, ૮૦૦૦ ખલાસીઓ અને ૨૦૦૦૦ સિપાઇઓ હતા. તેમાંથી ચાર હજાર સિપાઇઓ અને ખલાસીઓ કૅલેના યુદ્ધમાં માર્યા ગયા. આઠ હજાર આન્ર્લદ્વીપની નિકટ વહાણો ભાંગી ગયાં તે સમયે મરણ

પામ્યા. **સ્કૉટલાંડ** અને **આયર્લૅંડના** કિનારાપર વહાણો ભાંગી ગયાં તે પ્રસંગે પાંચ છ હજાર સૈનિકો જમીનપર ઉતર્યાં તો ત્યાંના રહેવાશીઓએ તેમનો નાશ કર્યો. શેષ રહેલાં પચાસ વહાણો **સ્પેનના કૅારુના** બંદરમાં પાછાં આવ્યાં. આ વહાણોપર પ્રાયઃ દશ હજાર ખલાસીઓ હતા, પરંતુ તેમાંના ઘણા તોફાન અને તાવથી મરણોન્મુખ થયેલા હતા. આ અજિત કાફલાની આવી સ્થિતિ થઈ, છતાં સ્વદેશમાં પાછા ફર્યા પછી **સ્પેનીશ** અધિકારીઓએ એવા અસત્ય સમાચાર પ્રકટ કર્યા કે 'અમારાં પરાક્રમથી અંગ્રેજો પરાસ્ત થયા છે, અને તેમને ભારે હાનિ થઈ છે!' આ વાતનો પ્રતીકાર કરવાને માટે ડ્રેકે જાહેર કર્યું કે "**સ્પેન**ના અજિત ગણાતા કાફલાએ અંગ્રેજોની એક પણ મનવાર, જહાજ, બતેલો, નાવ, મછવો, કિંવા ત્રાપો ડૂબાવ્યો નથી. ઇંગ્લીશ કિનારાની સમીપ પણ તે આવી શક્યો નથી, તો પછી કિનારાપર ઉતરી અંગ્રેજોપર વિજય તો તે મેળવીજ શી રીતે શકે?"

આ પરાજય થયા પછી **સ્પેનની** ઉતરતી કળા થઇ, **હૉલેંડ** દેશ સ્વતંત્ર થયો, પ્રોટેસ્ટંટ પંથનું સંરક્ષણ થયું અને સમુદ્રપર ઇંગ્લાંડની સત્તા વધતી જઇ સામ્રાજ્યનો વિસ્તાર થવા લાગ્યો.



# પુલ્ટોવાનું યુદ્ધ

## અથવા રશિયાનો ભાગ્યોદય—ઇ. સ. ૧૭૦૯.

સેંટ હેલિના દ્વીપમાં જ્યારે નેપોલિયન નજરકેદ હતો ત્યારે તેણે એક વાર કહ્યું હતું કે, "અલ્પ સમયમાં સમસ્ત યૂરોપમાં પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિ ચાલુ થશે, અથવા તો રશિયન ઝારનો અમલ સર્વત્ર શરૂ થશે." ઇ. સ. ૧૮૪૮ માં આમાંની પ્રથમ ભવિષ્યવાણી સત્ય ઠરવાનો યોગ આવ્યો હતો, પરંતુ ઇ. સ. ૧૮૪૯ માં તે સ્થિતિ સર્વથા ફેરવાઈ ગઇ. પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિને શિથિલતા પ્રાપ્ત થઈ. યૂરોપનાં સમસ્ત રાજ્યોમાં અનિયંત્રિત રાજસત્તા અને લશ્કરી કાયદો પુનઃ પ્રવર્તી રહ્યો. સ્વસંરક્ષણાર્થે બંડ કરવાનો ઇશ્વરદત્ત હક્ક પ્રજાને મળેલો છે, એમ પૂર્વે સર્વ રાજ્યોમાં બોલાતું હતું અને તે પ્રમાણે કેટલાંક રાજ્યોમાં વર્તન પણ થતું હતું, પરંતુ આ વિચાર ઉક્ત સમયે બદલાઇ ગયો. સ્વાતંત્ર્યને માટે પ્રયત્ન કરનાર અને તેને માટે બંડ કરનાર પ્રજાજનોને સહાય કરવાનું તો દૂર રહ્યું, પરંતુ ઉલટપક્ષે અત્યાચારી રાજાની સત્તા ટકાવી રાખવાને માટે એક બીજાને સહાય કરવાની પ્રવૃત્તિ સરદારોમાં ઉદ્ભવી હતી. રાજપક્ષની આવી સરસાઇ થઇ તેનાં અનેક કારણો હતાં, અને તેમાં રશિયન સૈન્ય તથા ઝારનો દ્વાર એ અતિ મહત્વનાં કારણો હતાં. સાંપ્રતમાં રશિયાદેશ એ યૂરોપ-ખંડમાં લોકસત્તાક રાજ્યપદ્ધતિનો શત્રુ અને અનિયંત્રિત રાજસત્તાનો આધાર સ્તંભ છે. રાજસત્તા—પછી તે ગમે તે ઉપાયોથી સંપાદન કરેલી હો—અબાધિત ચલાવવાની અને નાનાં રાજ્યો સ્વતંત્રતા પ્રાપ્ત કરવાને માટે ગમે તેટલો પ્રયાસ કરે તેમજ તેનો પક્ષ ગમે તેવો ન્યાય પુરઃસર હોય તો પણ તેમને ગુલામગીરિમાંથી બહાર નીકળવા નહિ દેતાં તેમને પાદાક્રાંત કરી નાખવાં, એજ તેનું વ્રત બની ગયું છે.

ઇ. સ. ૧૮૫૦ પર્યંતના પોણા શતકમાં રશિયાનું રાજ્ય પહેલાં કરતાં બમણું થયું છે. સ્વિડનના તાબામાંથી તેણે જે પ્રદેશ જીતી લીધો છે તે એ રાજ્યના અવશિષ્ટ ભાગ કરતાં મોટો છે. પોલાંડ દેશનો જે ભાગ રશિયાની સાથે સંયોજી દેવામાં આવ્યો છે તેનું ક્ષેત્ર-ફળ ઑસ્ટ્રિયા દેશ જેટલું છે. યૂરોપી તુર્કસ્તાનનો જે ટુકડો તેણે તોડી લીધો છે તે પ્રશિયાદેશ જેટલો વિસ્તૃત છે. એશિયાઈ તુર્કસ્તા-નનો જે મુલક રશિયાએ ખુંચવી લીધો છે તેમાં જર્મની, હૉલૅંડ અને બેલ્જીયમ જેવડા ત્રણ દેશોનો સમાવેશ થાય તેમ છે. પ્રસ્તુત પોણા શતકમાં રશિયાની હદ પશ્ચિમ તરફ ૮૫૦ માઇલ, ઉત્તર તરફ પ્રાયઃ ૩૦૦ માઇલિ અને પૂર્વે તરફ ૧૦૦૦ માઇલ વૃદ્ધિંગત્ થઇ છે. આ ઇ. સ. ૧૮૫૦ પર્યંતની સ્થિતિ થઇ. ત્યારપછી ગત અર્ધ શતકમાં તે દેશનો જે વિસ્તાર થયો છે તેના પાભાગને પણ પૂર્વેનો સર્વ પ્રદેશ પહોંચી શકે એમ નથી. ઉત્તર એશિયામાં તો તેની સરહદ વધતી વધતી પૅસિફિક મહાસાગરના સઘેલિયન દ્વીપ પર્યંત જઈ પહોંચી છે. દક્ષિણમાં તે ઈરાનની મર્યાદાને મળવાની તૈયારીમાં છે. અફઘાનીસ્તાનની સરહદપર મર્ઈ અને પેજડેમાં રશિયન સૈન્યની મુખ્ય છાવણી છે. ટિબેટ અને ચીનની પશ્ચિમ સરહદ પણ તેનાં ભક્ષક જડબાંથી ઝાઝી દૂર રહી નથી.

આ રીતે એક અનિયંત્રિત રાજસત્તા નીચે આટલો વિસ્તૃત દેશ અને ૪૦ લાખ ખડી ફોજ હોવાથી રશિયાનો દોર યૂરોપના સમસ્ત દેશોપર છે, પરંતુ બસેં વર્ષો પૂર્વે એજ રશિયાનું રતિમાત્ર પણ મહત્વ નહોતું. પુલ્ટોવાના યુદ્ધ પૂર્વે રશિયા દેશનું અસ્તિત્વ માત્ર રશિ-યનોનેજ જ્ઞાત હતું. આપણને સાંપ્રતમાં ટિંબકટુની જેટલી માહિતી છે તેટલીજ માહિતી સોળમા કિંવા સત્તરમા શતકના યૂરોપના પ્રસિદ્ધ રાજદ્વારી પુરુષોને રશિયા વિષે હતી; પરંતુ સાંપ્રતમાં યૂરોપ કિંવા

એશિયાખંડના કોઈ પણ દેશનું મંત્રીમંડળ કોઈ રાજપ્રકરણી બાબત-પર વિચાર કરે ત્યારે તેની દ્રષ્ટિ સમીપ રશિયન બાજુ આવીને ઉભી ન રહે એવું ક્વચિતજ બને છે. સાંપ્રતમાં રશિયાને જે મહત્વ પ્રાપ્ત થયું છે તે પુલ્ટોવાનાં યુદ્ધ પૂર્વે સ્વિડન દેશને પ્રાપ્ત હતું અને તેજ સ્વિડનને આજે કોઇ સ્વપ્નમાં પણ સંભારતું નથી ! આ પ્રમાણે ગાડીપર નાવ અને નાવપર ગાડી, એ ક્રમ સૃષ્ટિમાં ચાલુજ છે.

પુલ્ટોવાનાં યુદ્ધમાં સ્વિડનનો પ્રતાપ રવિ અસ્ત થયો. આ ક્રાંતિકારક યુદ્ધ નિષેધાત્મક અને વિધેયાત્મક પરિણામ પરત્વે એક સરખી રીતેજ મહત્વનું છે. આ યુદ્ધ કેવળ બે દેશો વચ્ચેનુંજ નથી, પરંતુ માનવજાતિની બે વિશિષ્ટ શાખાઓનું યુદ્ધ છે. ડચ, ઈંગ્લિશ પ્રભૃતિ લોકોની પેઠેજ સ્વિડિશ લોકો પણ ઇંડો–જર્મન શાખામાંથી ઉત્પન્ન થયેલા છે, અને રશિયન લોકો સ્લૅવાનિક શાખાના છે. યૂરોપમાં વિસ્ટ્યુલા નદીની પૂર્વે સ્લૅવાનિક જાતિની વસ્તી વિશેષ છે. પશ્ચિમમાં બોહેમિયા, ક્રોશિયા, સર્વિયા, ડાલ્મેશિયા આદિ પ્રાંતોમાં તેમની વસ્તી ઘણી છે, પરંતુ બીજા દેશોમાં જર્મન શાખાના લોકોનીજ વસ્તી ઘણી છે. પુલ્ટોવામાં જર્મન શાખાના સ્વિડિશ લોકોનો પરાજય કર્યા પૂર્વે સ્લૅવાનિક લોકોને ક્યાંય પણ વિજય પ્રાપ્ત થયો નહોતો, પરંતુ સાંપ્રતમાં સ્લૅવાનિક લોકો જે કેર કરી રહ્યા છે તે જોઇને આધુનિક મુત્સદ્દીઓ અને ઇતિહાસવેત્તાઓ આશ્ચર્યચકિત થઇ ગયા છે ! ઇતિહાસવેત્તાઓનો એવો મત થવા લાગ્યો છે કે “ જર્મન શાખાની ચઢતી કળા પરિસમાપ્ત થઇ હવે તેનો હ્રાસકાળ આવ્યો છે. જર્મન લોકોએ આજ પર્યંત પોતાનું કર્તવ્ય બજાવ્યું છે, અને હવે તેમને પડદામાં જવાનો વખત આવ્યો છે. આ જગતરૂપી રંગભૂમિપર હવે પછી સ્લૅવાનિક જાતિ પોતાનો ભાગ ભજવનાર છે.”

સ્વિડિશ લોકોએ નવમા શતકના પ્રારંભમાં રશિયા દેશ જીતી

તેને સાંપ્રતનું નામાભિધાન અર્પણ કર્યું હતું. આ સ્વિડિશ નેતાઓની સંખ્યા અતિ અલ્પ હોવાથી કાલાંતરે તેમનું પૃથક્ અસ્તિત્વજ રહ્યું નહિ. ત્યારપછી રશિયાપર તાર્તર લોકોની ધાડ આવી. ઇવાન વાસિલોવિચે તાર્તર લોકોના પંઝામાંથી સ્વદેશનો ઉદ્ધાર કર્યા પછી કેટલાક રશિયન સરદારોએ બાઇઝેનશિયમ સામુદ્રધુની પર્યંત પોતાની સત્તા સ્થાપિત કરી. ત્યારપછી પોલાંડ દેશ પ્રબળ થયો અને રશિયાને તે દેશના લોકોના તાબામાં રહેવું પડયું. સત્તરમા શતકના અંતિમ ભાગમાં સ્વિડનના પ્રસિદ્ધ રાજા બારમા ચાર્લ્સે રશિયાપર પોતાનો અમલ બેસાડવાનો પ્રારંભ કર્યો. પુલ્ટોવાનાં યુદ્ધ પૂર્વેનો રશિયાનો ઇતિહાસ ગુલામગીરી, અનાદર અને ઉપમર્દની પરંપરાજ હતી. ઈ. સ. ૧૭૦૯ પૂર્વે જેને ફાવે તે રશિયાને જીતી લેતા, તેને લૂંટતા, પાદાક્રાંત કરતા અને ત્યાંની પ્રજાપર ફાવે તેવા અત્યાચાર કરતા; પરંતુ ત્યારપછી રશિયામાં એવી શક્તિ આવી કે જે જે દેશો તેના સંબંધમાં આવતા તેમને તે વશ કરીને પાદાક્રાંત કરતો. યક્ષિણીની જેષ્ટિકાની પેઠે એક ક્ષણમાં આવી ક્રાંતિ થઈ તેના જેવું બીજું દ્રષ્ટાંત ઇતિહાસમાં એક પણ મળતું નથી. વળી આવી આશ્ચર્યકારક ક્રાંતિ માત્ર એકજ રાજાએ પોતાની હયાતીમાં કરી નાખી એ તે કરતાં પણ અપૂર્વ ઘટના છે. આ વિપ્લવ કરનાર રશિયાનો રાજા પિટર ધી ગ્રેટ એ કાંઇ ઘણો શિક્ષિત પુરુષ નહોતો. તે છતાં પણ તેણે પોતાની જંગલી પ્રજામાં શાસ્ત્રીય જ્ઞાનનો પ્રસાર કર્યો, રશિયામાં નૌકા ખાતાનો અને વ્યાપારનો પાયો નાખ્યો, પોતાની પ્રજાને યુદ્ધ શિક્ષણ આપ્યું અને પુલ્ટોવાના યુદ્ધમાં પોતાના સૈનિકોદ્વારા અજિત ગણાતી સ્વિડિશ સેનાનો સંપૂર્ણ પરાભવ કરાવ્યો. જે રશિયન સૈનિકો પૂર્વે સર્વથા અશિક્ષિત, ભીરુ, અધીરા અને કાયર ગણાતા હતા; તેજ હવે દ્રઢનિશ્ચયી, શૂર અને આજ્ઞા તત્પર ગણાઇ પંકાવા લાગ્યા.

પિટર ધી ગ્રેટનું ચરિત્ર મૅસેડોનિયાના રાજા ફિલિપના ચરિત્રની સાથે ઘણું મળતું આવે છે; પરંતુ ફિલિપને તો ગ્રીસદેશના ઉત્કૃષ્ટ ગુરુદ્વારા યુદ્ધકલા અને રાજનીતિનું શિક્ષણ મળ્યું હતું અને પિટરની બાલ્યાવસ્થા તો કેવળ જંગલી લોકોના સહવાસમાં અને અજ્ઞાનમાં વ્યતીત થઈ હતી. પરંતુ આ ખામી તેણે પ્રૌઢાવસ્થામાં દૂર કરી. દરબારના નાચ–રંગ અને તમાશાનો તિરસ્કાર કરી તે પરદેશમાં ગયો અને પોતાની પદ્વિ તરફ લક્ષ્ય નહિ આપતાં એક સાધારણ મજુરની પેઠે પુષ્કળ પરિશ્રમ કરીને જ્ઞાન સંપાદન કર્યું. વહાણો બાંધતાં શીખી વ્યાપાર વગેરેની સુધારણા પોતાના દેશમાં ચાલુ કરવાની યોગ્યતા સંપાદન કરવાને માટે હૉલૅંડ અને ઇંગ્લાંડ દેશની ગોદીઓમાં સામાન્ય મજુરની પેઠે તેણે કામ કર્યું. આવું ધૈર્ય ફિલિપના અંગમાં નહોતું, પરંતુ પોતાના રાજ્યમાં ચાલતા ટંટા–બખેડાનો અંત આણી પ્રજાને એક જીવ બનાવવી, આસપાસના દેશોના લોકો પોતાની જે પ્રજાને સામાન્ય ગણતા હતા તેનેજ કવાયતનું શિક્ષણ આપી શૂર અને બળવાન બનાવવી, રાજ્યમાં નૌકા ખાતાની નવીન વ્યવસ્થા કરવી, કોટ–કિલ્લા અને બંદરોની ચાતુર્ય તથા દૂરદર્શિતાથી ઉત્તમ વ્યવસ્થા કરવી અને ગમે તેવું સંકટ આવી પડે તોપણ નિરાશાને અધીન નહિ થવું, આ સર્વ ગુણોમાં તથા શૌર્યાદિ ગુણોમાં પિટર અને ફિલિપનું એક સરખું મળતાપણું છે.

જો પુલ્ટોવામાં રશિયાનો જય નહિ થતાં પરાજય થયો હોત તો પિટરની સર્વ યોજનાઓ તેના મનમાં ને મનમાંજ રહી જાત, અને રશિયામાં પુનઃ પૂર્વવત્ અંધાધુંધી શરૂ થાત. આજ કારણથી આ યુદ્ધ અતિ મહત્વનું હતું. રશિયાને માટે આ એક અણીનો સમય હતો. ત્યાર પછી એક શતક બાદ નેપોલિયનની જે ધાડ રશિયાપર ગઇ હતી તે પણ આ સંકટની આગળ કાંઇ વિસાતમાં નથી. બારમા ચાર્લ્સ અને તેના સૈનિકોની તુલના નેપોલિયન અને તેના યોદ્ધાઓની સાથે

કરી શકાય એમ નથી એ વાત સત્ય છે, પરંતુ નેપોલિયનની સાથે ટક્કર લેવાને રશિયા દેશમાં ચાર લાખ પાયદળ અને પચાસ હજાર કૉસૅક ઘોડેસ્વારો હતા. તેવી ખડી ફોજ પિટર ધી ગ્રેટની પાસે પુલ્ટોવાના યુદ્ધપ્રસંગે નહોતી. નેપોલિયને જે સમયે રશિયાપર આક્રમણ કર્યું તે સમયે રશિયન સામ્રાજ્ય અર્ધો યૂરોપ અને એશિયાનો ઘણો ભાગ વ્યાપ્ત કરી રહ્યું હતું, અને ત્યાંની પ્રજા ચાહે તે વખતે પોતાના શાંત વ્યવસાય મૂકી દઇને શસ્ત્ર ધારણ કરવાને તત્પર હતી, તે સમયે રશિયાના સૈનિકો અડગ ધૈર્યવાન તરીકે સમસ્ત યૂરોપમાં પ્રસિદ્ધિ પામ્યા હતા, તેઓ ઝાર પ્રત્યે એકનિષ્ઠભક્તિ રાખતા હતા અને બાલ્યાવસ્થાથીજ તેઓ તાપ, ક્ષુધા, તૃષા વગેરેની દરકાર નહિ રાખતાં યુદ્ધ કરતાં શીખ્યા હતા. અર્થાત્ નેપોલિયનના સમયના રશિયન સૈનિકમાં અંગ્રેજ યોદ્ધા જેવી અડગતા અને ફ્રેંચ સૈનિકની જેવી ચપળતા એકત્રિત થઇ હતી. નેપોલિયનના અત્યાચાર અને અમર્યાદ રાજ્ય લોભથી તેના પ્રત્યે રશિયન લોકોને એટલો દ્વેષ ઉત્પન્ન થયો હતો કે પોતાના દેશ, ધર્મ અને રાજ્યપદ્ધતિનું સંરક્ષણ કરવાને માટે બારિસ્થિનિસથી લઇને ચીનની પ્રચંડ દિવાલ પર્યંતના સમસ્ત પ્રદેશના લોકો નેપોલિયનની સામે શસ્ત્ર ધારણ કરવાને તત્પર હતા; પરંતુ ઈ. સ. ૧૭૦૯ માં રશિયાની સ્થિતિ તેથી સર્વથા વિપરીત હતી. તે સમયે પિટરની પાસે શત્રુની સામે ઉભો રાખવાને માટે આટલો મોટો સેનાસમૂહ નહોતો, કારણ કે તે સમયે રશિયાની લોકસંખ્યાજ મૂળમાં ૧૦૬૦૦૦૦૦ હતી. સૌથી મોટું વિઘ્ન એ હતું કે તે સમયે રશિયન પ્રજાના અંગમાં દેશાભિમાન અને વીરત્વના વાયુનો સંચારજ થયો નહોતો અને તેની ઝારપર પણ ભક્તિ નહોતી.

પિટરે સ્ટ્રેલાઇટ્સ્ નામક અગાઉની જૂની ફોજ દૂર કરી બીજા દેશોની પેઠે નવીન પદ્ધતિથી રાષ્ટ્રીય સેનાની રચના કરી. આ સૈન્યમાં

પરદેશી અધિકારીઓ નિયુક્ત કર્યા. પ્રથમ આ સૈન્ય સ્વિડિશ સિપાઇ-ઓની સામે ટકી શકતું નહોતું, પોતાના કરતાં સંખ્યામાં અલ્પ હોય તેવાં સૈન્યની સામે પણ યથાર્થ રીતે યુદ્ધ નહિ કરતાં રશિયન સૈનિકો પલાયન કરી જતા-હતા. પિટરે પ્રજાની સમ્મતિ વિના દેશમાં સુધા-રણા દાખલ કરી તેથી લોકોમાં અસંતોષ ઉત્પન્ન થયો હતો. નૂતન રાજ્ય પદ્ધતિનાં મિષ્ટફળોનો આસ્વાદ પ્રજાને હજી મળ્યો નહોતો, તેથી તેમને તેના પ્રત્યે આદર ઉત્પન્ન થયો નહોતો. આ કારણથી સ્વિડનના રાજા બારમા ચાર્લ્સે જો એકવાર રશિયાની રાજધાની મૉસ્કો હસ્ત-ગત કર્યું હોત તો સમસ્ત રશિયાદેશ સહજ તેના હાથમાં આવ્યો હોત, અને તે દેશને ફરીથી પરદેશી અમલની જુસરી સહન કરવી પડી હોત.

નેપોલિયન બોનાપાર્ટનો એવો મત હતો કે બારમો ચાર્લ્સ માત્ર શૂરો અને તેજસ્વી યોદ્ધા હતો, પરંતુ તેનામાં સેનાનાયકનું કૌશલ્ય યત્કિંચિત્ પણ હતું નહિ. આ મત યદ્યપિ ઘણે ભાગે ગ્રાહ્ય છે, તથાપિ તે સમયના યોદ્ધાઓમાં ચાર્લ્સના નામનો ત્રાસ ઘણો હતો. તેની સાહસિકતા અને દ્રઢનિશ્ચય, તેણે સંપાદન કરેલા વિજય અને તેની બહાદુરી, આ સર્વ ગુણોનો પ્રભાવ યુરોપીઅન રાષ્ટ્રોપર એટલો બધો પડયો હતો કે ચાર્લ્સનું નામ સાંભળતાંજ સમસ્ત યુરોપખંડ થરથર કંપતો હતો. ચૌદમા લુઈને પણ તેનું મન મનાવી તેને પોતાના પક્ષમાં રાખવાની જરૂર જણાઈ હતી. વળી તે ફ્રેંચોને સહાય કરી વિજયનું ત્રાજવું ફ્રેંચોની તરફ નમાવી ન દે, એટલા માટે માર્લબરો સમાન વિજયી સેનાપતિને પણ 'અંગ્રેજ લોકો તરફ કૃપાદ્રષ્ટિ રાખજો' એવી પ્રાર્થના તેને કરવી પડી હતી. પરંતુ ઇંગ્લાંડ કિંવા ફ્રાન્સ-દેશ પ્રતિ તેનું લક્ષ્ય નહોતું. તે કેવળ રશિયા દેશ પાદાક્રાંત કરવાના પ્રયત્નમાંજ નિમગ્ન થયો હતો. તે સમયે સર્વને એમજ લાગતું હતું કે તે પિટરના સૈન્યનો નાશ કરી સમસ્ત રશિયાદેશ હસ્તગત કરી

લેશે. ચાર્લ્સને પોતાના પરાક્રમનો એટલો ઘમંડ હતો કે પોતાને અવશ્ય વિજય મળશેજ એમ તેનો મનોદેવતા કહેતો હતો. તે પોતાના મન સાથે બોલતો કે " રશિયાની ખબર લેવાને માટે એક વર્ષ બસ છે. ત્યાર પછી સૈન્યનો મોરચો સિલેશિયા, ઈટાલી પ્રભૃતિ દેશો તરફ વાળીશું. આ રીતે પૂર્વ યૂરોપ જીત્યા પછી ઈજીપ્ત અને એશિયામાઇનરપર ચાલ્યા જઇશું." આ પ્રમાણે કેવળ મનોરાજ્ય કરીનેજ તે સ્વસ્થ બેઠો નહોતો, પરંતુ તેણે ઉપર્યુક્ત દેશોનાં મુખ્ય શહેરો અને કિલ્લાઓના નકશા લેવાને માટે પોતાના ગુપ્ત કામદારોને રવાના કર્યા હતા. પરંતુ રશિયામાંજ આપણો પરાજય થશે અને આપણા સર્વ મનોરથો મનમાં ને મનમાંજ રહી જશે, એવી કલ્પના તો તેને સ્વપ્નમાં પણ આવી નહોતી !

રશિયાપર સ્વારી કરવાને માટે ચાર્લ્સ ઈ. સ. ૧૭૦૭ ના સપ્ટેમ્બર માસમાં લિપિઝિક પાસેની આલ્ડસ્ટેડ છાવણીમાંથી ૪૫ હજાર સૈનિકોની સાથે બહાર પડયો. તે પોલાંડના માર્ગથી રશિયામાં પ્રવેશ્યો. તે સમયે તેને સહાય કરવાને માટે લુવેન હાપ્ટ નામનો એક સેનાપતિ ૨૦ હજાર સૈનિકો લઇને રિગા બંદરપર ઉતર્યો. તે સિવાય ફિન્લૅંડમાં પણ તેની ૧૫ હજાર સૈનિકોની છાવણી હતી. આ રીતે એકંદર ૮૦ હજાર યોદ્ધાઓ એકત્રિત થયા. આ સૈન્યમાંથી ૧૦ હજાર સૈનિકોને પોલાંડના રાજાની હિલચાલપર દ્રષ્ટિ રાખવાને માટે મૂકી શેષ સૈનિકો સહિત તે રશિયા તરફ કૂચ કરવા લાગ્યો. ઈ. સ. ૧૭૦૮ ના જાન્યુઆરી માસમાં ગ્રાડનો આગળ આવી તેણે શિયાળો ગાળવા માટે ત્યાં છાવણી નાખી. પછી જુન માસમાં મિન્સ્કનું અરણ્ય ઓળંગી તે બોરિસાવા નગરમાં દાખલ થયો. ત્યાંના રશિયન સૈન્યને નસાડી મૂકી તેણે બેરેસિના નદી ઓળંગી. ત્યાર પછી તેણે નદીથી થોડે દૂર આવેલી ૨૦ હજાર રશિયન યોદ્ધાઓની છાવણીપર છાપો મારી તેનો પરાભવ કર્યો અને બોરિસ્થિનિસ નદી ઓળંગી.

સપ્ટેમ્બરની ૨૨મી તારીખે તેણે ૧૬ હજાર રશિયન સૈનિકોને સ્મા-
લેન્સ્કો આગળ ભોંયભેગા કર્યા. આ રીતે વિજય મેળવતો મેળવતો તે
લેથ્યુએનિયા પ્રાંતમાં પ્રવેશ્યો. ચાર્લ્સનું આવું અદ્દ્ભુત પરાક્રમ જોઇ
ઝાર સર્વથા ગભરાઇ ગયો અને તેણે તહ કરવાની માગણી કરી;
પરંતુ ચાર્લ્સે આ પ્રાર્થનાનો સ્વીકાર કર્યો નહિ. તે હવે મૉસ્કો શહે-
રથી કેવળ દશ દિવસની મંજલપર હતો, અને જો તેણે રાજમાર્ગ
છોડયો ન હોત તો તે ત્યાં શીઘ્ર જઈ પહોંચ્યો હોત; પરંતુ ઉક્રેન
પ્રાંતમાં મૅઝેપ્પા નામક સરદારના હાથ નીચે કેવળ ૭ હજાર સૈનિકો
હતા તેમને મળવા માટે તે એ તરફ વળ્યો. આ તેણે મોટી ભૂલ કરી.

આ સમયે ઝારે એક લાખ લડવૈયા એકત્રિત કર્યા હતા. આ-
રંભનાં કેટલાંક યુદ્ધોમાં તો સ્વિડિશ સૈન્યનેજ વિજય મળ્યો, તથાપિ
પાછળથી, ધીમે ધીમે રશિયન સિપાઈઓમાં ધૈર્ય આવવા લાગ્યું અને તેઓ
ફસાવા પણ લાગ્યા. શત્રુની સામે લડતાં લડતાંજ પિટર અને તેના સૈનિકો
યુદ્ધકલાના મૂળાક્ષરો શીખતા હતા. ઈ. સ. ૧૭૦૮ ના ઑક્ટોબર
માસમાં લુવેન હાપ્ટ ચાર્લ્સને મળવાની તૈયારીમાં હતો, એવામાં
પિટરે પચાસ હજાર સૈનિકો સહિત તેનાપર છાપો માર્યો અને તેની
સેનાની ભયંકર ખુવારી કરી. લુવેન હાપ્ટ જેમ તેમ કરીને ચાર હજાર
સૈનિકો સહિત પોતાના શત્રુઓનો વ્યુહભેદી નાસી છૂટયો અને તે
ચાર્લ્સને જઇ મળ્યો. તેના આઠ હજાર સૈનિકો રણાંગણમાં નાશ
પામ્યા અને તેને પોતાનું તોપખાનું, દારૂગોળો વગેરે સામગ્રી છોડી
દેવી પડી. જે અનાજની ચાર્લ્સ અને તેના સૈનિકો ચાતકની પેઠે રાહ
જોતા હતા; તે સર્વ તેમના શત્રુઓના હાથમાં ગયું. આ આપત્તિને લીધે
ચાર્લ્સને આખો શિયાળો એ પ્રાંતમાં ગાળવો પડયો.

વસંતઋતુનો પ્રારંભ થતાંજ તે પુનઃ મૉસ્કો તરફ વળ્યો અને
માર્ગમાં આવેલાં પુલ્ટોવા શહેરપર તેણે ઘેરો નાખ્યો. આ શહેરનો

કોટ મજબૂત હતો તેથી પિટરે પોતાનો યુદ્ધોપયોગી સામાન ત્યાં રાખ્યો હતો. વળી આ કિલ્લા આગળથી મૉસ્કો તરફ જતો માર્ગ રોકી શકાય એમ હતું. આથી આ શહેર હસ્તગત કર્યા સિવાય આગળ જવું એ ચાર્લ્સને માટે જોખમ ભરેલું હતું. જો આ શહેર ચાર્લ્સને હસ્તગત થયું હોત તો તેનાં સૈન્યને અન્નસામગ્રીની અને દારૂગોળાની રેલછેલ થઈ ગઇ હોત અને પાછળથી મૉસ્કોશહેરપર આક્રમણ કરવાને માટે આ શહેર મુખ્ય મથકરૂપ બન્યું હોત. આથી સ્વિડિશસૈન્યે અત્યંત આવેશપૂર્વક પુલ્ટોવાશહેરપર આક્રમણ કર્યું. શહેરના લોકોએ પણ તેટલાજ જોસથી બચાવ કરવાનું હાથ ધર્યું.

ઉભયપક્ષ વચ્ચે દારુણ યુદ્ધ થવા લાગ્યું. આ યુદ્ધના પરિણામ ઉપરજ ઉભય રાષ્ટ્રોનું ભાવી ભાગ્ય અવલંબી રહ્યું હતું, એ વાત પિટર અને ચાર્લ્સ સારી રીતે જાણતા હતા. ઝાર પોતાનું સૈન્ય વૉસ્કલા નદીને સામે પાર લઈ ગયો. આથી ઉભય સૈન્યો નદીના એકજ તટપર સામસામે થયાં. આ વૉસ્કલા નદિ પુલ્ટોવાથી પંદર કોશના અંતરપર બોરિસ્થિનિસ નદીને મળે છે. ઝારે પોતાનું સૈન્ય આ ઉભય નદીઓની વચ્ચેના પ્રદેશમાં એવી રીતે ઉભું રાખ્યું કે જો સ્વિડિશ સેના પાછળ હઠે તો તેને ફક્ત ઉભય નદીઓના સંગમની આગળ ગોંધી શકાય. આ રીતે સૈન્યનો વ્યૂહ રચી તેણે સૈન્યના અગ્રભાગપર મોર્ચાબંદી કરી અને તેપર પોતાની તોપો ગોઠવી. તેના ઘોડેસ્વારો અને પાયદલ સૈનિકો તાજા હોવાથી ઉત્સાહપૂર્ણ હતા. તેની પાસે અન્ન સામગ્રી, ચંદી-ચારો, દારૂગોળો વગેરેની વિપુલતા હતી. ઉલટપક્ષે ચાર્લ્સની પાસે કેવળ ૨૪ હજાર સૈનિકો રહ્યા હતા. તેમાં પણ સ્વિડિશ સૈનિકો તો એ સંખ્યાનો અર્ધ ભાગ પણ ભાગ્યેજ હશે. યુદ્ધ, અન્નની તંગી, પરિશ્રમ અને રશિયાની પ્રાણઘાતક ઠંડીને લીધે ચાર્લ્સના સૈન્યની ભારે ખરાબી થઇ હતી. તથાપિ ઝારના

આક્રમણની ખબર પડતાંજ **ચાર્લ્સે** પોતાની આજ પર્યંતની સુકીર્તિનું રક્ષણ કરવાને માટે તેની સામે જવાનો નિશ્ચય કર્યો; અને ઘેરાનાં કાર્યને માટે તેણે જે ખાઇ ખોદી હતી તેદ્વારા તેણે પોતાનું સૈન્ય બહાર કાઢી રશિયન મોર્ચાપર આક્રમણ કરવાનો પ્રારંભ કર્યો.

કેટલાક દિવસ પૂર્વેની લડાઇમાં **ચાર્લ્સનો** એક પગ જખમી થયો હતો, તેથી તે ડોળીમાં બેસીને જ્યાં યુદ્ધ ચાલતું હતું ત્યાં ગયો. સ્વિડિશ સૈન્ય સંખ્યામાં અતિ અલ્પ હતું અને રશિયન છાવણી ભયંકર રીતે મજબૂત હતી, તથાપિ આ ભયંકર યુદ્ધમાં સ્વિડિશ સિપાઇઓએ પોતાની પૂર્વ કીર્તિનો લોપ થવા દીધો નહિ. તેમણે રશિયન છાવણીપર ધસારો કરી તેના બે મોર્ચા જીતી લીધા. સ્વિડિશ સૈન્યને વિજય મળવાની આશા ઉત્પન્ન થઇ અને તે જયઘોષથી આકાશ ભેદી નાખવા લાગ્યું. પરંતુ **પિટર ધી ગ્રેટ** અથવા તેના સૈનિકો ગભરાયા નહિ. શત્રુપક્ષને વિજય તો મળ્યો છે, પરંતુ તેના બદલામાં ઘણા માણસોના પ્રાણની હાનિ થઈ છે, એમ તેઓ સારી પેઠે જાણતા હતા. આથી તેમણે કિંચિત્ પણ ગભરાયા વિના જોસભેર યુદ્ધ ચાલુજ રાખ્યું.

રશિયન તોપો અને બંદૂકોનો પ્રાણઘાતક મારો અશ્રાંત ચાલુ હતો. **પિટરે** પોતાના તાજા સિપાઇઓની પલટણ આગળ કરી. આ હલ્લો ઘણોજ જોસભેર કરવામાં આવ્યો. સ્વિડિશ લોકોમાં આ હલ્લો સહન કરવાની શક્તિ રહી નહિ. તેમણે ધીમે ધીમે પાછળ હઠવા માંડ્યું. પોતાના શત્રુઓની આવી સ્થિતિ જોઈ **પિટરે** પોતાના આગલા મોર્ચામાંના પાયદલ અને ઘોડેસ્વાર દળને ખુલ્લા ભાગમાં ઘણી ચતુરાઇથી આણ્યાં અને શત્રુસૈન્યપર ચોતરફથી જોસબંધ હલ્લો કરવાની આજ્ઞા ફરમાવી. આ યુદ્ધના પરિણામ ઉપર સર્વ જગતનું સ્વામિત્વ અવલંબી રહેલું હોવાથી ઉભય રાજાઓ પોતાના પ્રાણની લેશ પણ સ્પૃહા રાખ્યા વિના પરમ શૌર્યપૂર્વક લડવા લાગ્યા. ઉભય રાજાઓના

હાથ નીચેના સૈનિકો પણ અત્યંત બહાદુરીથી લડયા. આ પ્રકારનું ભયંકર યુદ્ધ બે કલાક સુધી ચાલ્યા પછી શત્રુપક્ષનું બળ વધી ગયેલું જોઈ, આજપર્યંત અજિત ગણાયેલા સ્વિડિશ સિપાઇઓ પલાયન કરવા લાગ્યા. રશિયન સૈનિકોએ તેમની પૂંઠ પકડી, અને તેમની રેવડી દાણાદાણ કરી મૂકી. ચાર્લ્સનું સૈન્ય સર્વથા છિન્ન–ભિન્ન થઇ ગયું. તે સર્વથા નિરાધાર બની ગયું. પાછળ હઠતાં ફક્ત બે નદીઓનો સંગમ તેની આડે આવ્યો. જમણી બાજુ તરફ વળતાં પુલ્ટોવાના કિલ્લા-પરની તોપોએ માર્ગ રોકેલો હતો. સામે અને ડાબી બાજુપર કાળ સમાન રશિયન સૈનિકો માર્ગ રોકીને ઉભા હતા. આવી સાંડસીમાં સપડાયાથી નિરુપાય બની કેટલાક સ્વિડિશ સૈનિકો શત્રુને શરણે ગયા. શેષ સૈનિકો નદી પાર ઉતરવાનો પ્રયત્ન કરતાં જળમાં ડૂબીને મરણ પામ્યા. ચાર્લ્સ પોતે કેટલાક સૈનિકો સહિત નદી તરીને પાર ઉતરી તુર્કસ્તાનની સરહદમાં ચાલ્યો ગયો. રણભૂમિપર દશ હજાર સૈનિકો મૃત વા મરવાની અણીપર આવેલા પડી રહ્યા.

આ રીતે જય પ્રાપ્ત થતાંજ ઝારનું હૃદય આનંદની ઉર્મીઓથી ઉછળી રહ્યું. તે બોલ્યો "સ્વિડનનો પ્રતાપરવિ આજે અસ્ત થયો છે, અને સેંટપિટર્સબર્ગનો પાયો મજબુત થયો છે." પુલ્ટોવાની રણભૂમિ-પરજ પિટરના મનમાં બાલ્ટિક સમુદ્ર તરફ પોતાનાં રાજ્યનો વિ-સ્તાર વધારવાના વિચાર ઘોળાવા લાગ્યા. ત્યાર પછી નાયસ્ટૅડમાં જે સંધિ થઈ તેદ્વારા સ્વિડનનો એક અત્યંત ફળદ્રુપ પ્રાંત રશિયાને મળ્યો. આ રીતે સ્વિડને રશિયાનું વર્ચસ્વ સ્વીકાર્યું તેથી તે સામ્રાજ્ય દૃઢ થયું. થોડાજ સમયમાં પિટરે તુર્કસ્તાન અને ઈરાનદેશપર આક્ર-મણ કરવાની યોજના રચવા માંડી. તુર્કસ્તાનની સાથે થયેલા પ્રારંભિક યુદ્ધમાં ઝારને વિજય પ્રાપ્ત થયો નહિ, પરંતુ પિટરના વંશજોએ તુર્કસ્તાનના ઘણા ભાગો પાછળથી હસ્તગત કરી લીધા. દુર્દૈવવશાત્

જે જે દેશોની સરહદ રશિયન સામ્રાજ્યની સાથે લાગેલી છે તેમને કોઈ પણ વખતે જોખમ લાગવાનો સંભવ છે.

રશિયન રાજ્યવિસ્તારની સાથે રોમન રાજ્યવિસ્તારનું તંતોતંત સામ્ય છે, એવો ઇતિહાસકારોનો મત છે. પ્રત્યેક નવીન દેશ જીત્યા પૂર્વે તે દેશનું સંરક્ષણ કરવાનો હક્ક મેળવવાને રોમની મંત્રીસભા કદિ પણ ચૂકી નહોતી. રોમે પોતાની આ નીતિ અનુસાર ઇટાલિયન અને ગ્રીક શહેરોનું રક્ષણ કરવાનો હક્ક મૅસેડોનિયા પાસેથી મેળવ્યો હતો. વળી સીરિયન રાજાની પાસેથી વિથીનિયા તથા બીજાં એશિયાટિક સંસ્થાનોનું સંરક્ષણ કરવાનો હક્ક પ્રાપ્ત કર્યો હતો. તેણે કાર્થેજથી લઈ ન્યુમિડિયાનું રક્ષણ કર્યું હતું. તેનું આ પ્રકારનું કૌટિલ્ય અંતપર્યંત ચાલુ હતું. પરંતુ જે પ્રજાનું સ્વાતંત્ર્ય પાડોશના બળવાન રાષ્ટ્રની મરજી અને આત્મસંયમનપરજ અવલંબી રહેલું હોય તેનાં જીવનને ધિક્કાર હો ! જે જે પ્રાંતોનું રક્ષણ કરવાનો ભાર આ રીતે રોમે ગ્રહણ કર્યો હતો તે તે પ્રાંતો અંતે રોમન સામ્રાજ્યના ઉદરમાં સમાઈ ગયા ! મગરનાં જડબાંમાં ગયેલો હાથ પાછો કાઢી શકાતો નથી, તે રીતે રોમન સામ્રાજ્યના ઉદરમાં ગયેલા પ્રાંતો મુક્ત કરવાનું કાર્ય અશક્ય થઇ પડ્યું હતું. આજ નીતિને અનુસરીને રશિયા દેશ પોલાંડ, ક્રિમિઆ, કૂર્લાંડ, જ્યૉર્જિઆ, મિંગ્રેલિઆ, સિર્કેશિઆ અને કૉકેશિયન પ્રાંતોનું સંરક્ષણ કરવાને બહાર પડયો. અલ્પ સમય પર્યંત તેણે તે દેશોનું રક્ષણ કર્યું અને ત્યાર પછી તેનું ભક્ષણ કર્યું!

સાંપ્રતમાં ઑસ્ટ્રિયા અને તુર્કસ્તાનપર પણ રશિયાની દ્રષ્ટિ છે. કેટલાક રશિયાના પક્ષના લોકો કહેશે કે "રશિયાએ પોતાના સ્વાર્થને લાત મારીને કૉન્સ્ટૅન્ટીનોપલ શહેરમાંથી અને હંગરી દેશમાંથી પોતાનાં સૈન્યો પાછાં બોલાવી લીધાં છે." પરંતુ આ બાબતમાં પણ રશિયાએ રોમનુંજ અનુકરણ કર્યું છે. રોમ જો પોતાની મહત્વાકાંક્ષા પ્રકટ કરે

જ્યાંસુધી તો તેની સામે ઝુઝવાને માટે સેંકડો સ્વતંત્ર રાજ્યો વિદ્યમાન હતાં ત્યાંસુધીજ તેની રાજનીતિ નેમસ્તપણાની અને સ્વાર્થત્યાગની હતી. ફિલિપ, ઍન્ટિઓકસ વગેરે રાજાની સાથે રોમને જ્યારે પહેલવહેલું યુદ્ધ થયું ત્યારે તેને વિજય મળ્યા છતાં પણ તેણે પોતાનું સૈન્ય પાછું બોલાવી લીધું હતું. પ્રારંભમાં તો તેણે "**परोपकाराय सतां विभूतयः**" એજ નીતિ દર્શાવી હતી, પરંતુ અનુકૂલ પરિસ્થિતિ પ્રાપ્ત થતાં તે પોતાનું સૈન્ય પાછું લાવતું અને તે પ્રાંતને પોતાનાં સામ્રાજ્યમાં સંયોજી દેતું. રોમન રાષ્ટ્ર કિંવા અર્વાચીન રશિયા એ ઉભયનાં નેમસ્તપણાનું કારણ ભીતિજ છે. સર્વ સંસ્થાનો જો મોટાં રાજ્યની સામે ઝુઝવાને તત્પર હોય તોજ તેનું નેમસ્તપણું કાયમ રહે છે, નહિ તો તેનાં સર્વભક્ષક ઉદરમાં અમુક દેશ અથવા અમુક સંસ્થાન ક્યારે ગેબ થઇ જશે તે કહી શકાતું નથી.



# સારાટોગાનું યુદ્ધ

## અથવા અમેરિકા અને ઇંગ્લાંડ વચ્ચેનું યુદ્ધ—ઈ. સ. ૧૭૭૭.

---

પૃથ્વીપરનાં સમસ્ત રાષ્ટ્રોમાં ઇંગ્લાંડ, ફ્રાન્સ, રશિયા, જર્મની અને અમેરિકા એ પ્રથમ પંક્તિનાં રાજ્યો છે. એમાંનાં પહેલાં બે રાજ્યો ઘણાં જુનાં છે. રશિયાની મહત્તાનો પ્રારંભ થયાને હજી પૂરાં બસેં વર્ષ પણ થયાં નથી. જર્મનીનું રાજ્ય તો છેક હમણાંનુંજ છે, તથાપિ ફ્રેડરિક ધી ગ્રેટની પછી જર્મનીની મહત્તાનો પ્રારંભ થયો એમ સ્વીકારીએ તોપણ તે રાજ્યને હજી દોઢસેં વર્ષો થયાં નથી. અંતિમ રાજ્ય જે અમેરિકાનું તેનાં સ્વતંત્ર અસ્તિત્વનેજ આજે માત્ર ૧૩૦ વર્ષો થયાં છે. આ રીતે જોતાં અમેરિકન રાજ્ય સૌથી કનિષ્ઠ છે, પરંતુ આ ૧૩૦ વર્ષમાં અમેરિકન રાષ્ટ્ર જે પ્રગતિ કરી છે તે જોઇને આપણે આશ્ચર્યચકિત થઈ જઇએ છીએ. અમેરિકાખંડની ભૌગોલિક પરિસ્થિતિ અને તેનો વિસ્તાર એજ તેની મહત્તાનો મુખ્ય આધાર છે. વળી તે દેશની ભૂમિ ફળદ્રુપ છે, અને તેમાંનો ઘણો ભાગ હજી ખેડાયા વિનાનો છે. આ ખંડમાં અતિ ગહન અને વિશાળ અરણ્યો આવેલાં છે. આ દેશના ભૂગર્ભમાં કોલસા અને ધાતુની ખાણો વિદ્યમાન છે. તેની બે બાજુએ મહાસાગર આવેલા છે. આ ખંડમાં લોકોની સંખ્યા પણ દિનપ્રતિદિન એકદમ વધતી જાય છે. આ સર્વ બાબતો તો ઠીક છે, પરંતુ અમેરિકન લોકોના ગુણ એ તો સર્વથી મહત્વની બાબત છે. તેમનું અચલ ધૈર્ય, દૃઢ નિશ્ચય, સ્થાનિક સ્વરાજ્ય ચલાવવાની યોગ્યતા, ચપળતા, સાહસિકતા, અવિશ્રાંત પરિશ્રમ કરવાની શક્તિ, ઇત્યાદિ ગુણો જોતાં આપણી ખાત્રી થાય છે કે બલાઢ્ય સામ્રાજ્ય સ્થાપન કરવાને માટે તેઓ સંપૂર્ણતઃ લાયક છે.

પરંતુ કેવળ સવાસેં વર્ષો પૂર્વે અમેરિકાનાં સંયુક્ત સંસ્થાન ઇંગ્લાંડના તાબામાં હતાં. આ સંસ્થાનોનો પ્રારંભિક ઇતિહાસ જો વર્તમાન અમેરિકાની સ્થિતિ અતિ આશ્ચર્યજનક લાગે છે. અમેરિકાન સંયુક્ત સંસ્થાનો ( યુનાઇટેડ સ્ટેટ્સ ) નો વિસ્તાર કેટલો જોસભે થાય છે તેની જો ખાત્રી કરવી હોય તો તે વિષયનો એકાદ ગ્ર લઇને તેનું પરીશીલન કરવું જોઇએ. ગ્રંથ લખાઈ–છપાઇને બહાર પ ન પડે એટલામાંજ તેમાં લખેલા આંકડાની સાથે વર્તમાન પરિસ્થિતિન મેળ એસતો નથી. ઇ. સ. ૧૮૧૫ માં ડી ટૉકે વિહલે એક પુસ્ત પ્રસિદ્ધ કર્યું. તેમાં તેણે એવું ભવિષ્ય ભાખ્યું હતું કે રૉકી પર્વતન શ્રેણી સંયુક્ત સંસ્થાનોની પશ્ચિમ સરહદ બનશે, પરંતુ આજે જો જોવા જઇએ તો સંયુક્ત સંસ્થાનોની સરહદ રૉકી પર્વત ઓળંગ પાસિફિક મહાસાગરના તટપર જઈ પહોંચી છે !

ઇ. સ. ૧૮૦૦ માં કૉંગ્રેસના સમસ્ત પ્રતિનિધિઓને આવ અનુકૂળ પડે એટલા માટે સંયુક્ત સંસ્થાનોના મધ્યભાગમાં વૉશિ ગ્ટન શહેરની સ્થાપના કરવામાં આવી હતી, પરંતુ આજે તેજ શહે એક છેડાપર જઇ પડયું છે ! મિસિસિપ્પી નદી પૂર્વે સરહદપર હત તે હવે મધ્ય ભાગમાં આવી છે. ઇ. સ. ૧૭૭૬ માં સંયુક્ત સંસ્થા નોની જે લોક સંખ્યા હતી તેમાં આજે ઘણો વધારો થયો છે. અમે રિકામાં બ્રિટિશ લોકોની આજે એક સરખી વૃદ્ધિ થતી જાય છે તેને પ્રતિબંધ થવો પણ શકય નથી. હાલમાં જે સંસ્થાનો સંયુક્ત છે તેમ કદાચ ફાટફૂટ થશે, કદાચ પ્રજાસત્તાક રાજ્ય બદલાઈ જઇને કરડે પાદશાહી અમલ સ્થાપિત થશે, પરંતુ તેના યોગથી આ પ્રગતિ સર્વથ બંધ થવી શક્ય નથી. અમેરિકાની નૈસર્ગિક સંપત્તિ એટલી વિપુલ ઃ કે ત્યાં સર્વ પ્રકારના ઉદ્યોગ–ધંધા ચાલશે અને ત્યાંના લોકોને કોઇ પણ બાબતમાં અન્યનાં મુખ તરફ જોવાનો વારો આવશે નહિ. ભવિષ્યમ

રાજકીય વાતાવરણમાં ગમે તેવું પરિવર્તન થશે, તથાપિ સંપત્તિની લાલસા અને સાહસિકતા, એ જે અમેરિકન લોકોના વિશિષ્ટ ગુણો છે તેનો કદિ પણ લોપ થનાર નથી; તેમજ જે જ્ઞાનદીપના પ્રકાશથી તેઓ પોતાનો માર્ગ આક્રમે છે તે જ્ઞાનદીપ પણ કદિ બુઝાય તેમ નથી.

**અમેરિકન** સંસ્થાનોનો વિસ્તાર વધતાં વધતાં પશ્ચિમ તરફ છેક **પાસિફિક મહાસાગર**પર તેની સત્તા ચાલુ થઈ, એ નવા અને જૂના ગોલાર્ધને માટે એક સરખાજ મહત્વની બીના છે. **સૅન્ફ્રાન્સિસ્કો**ની સામે **પાસિફિક મહાસાગર**ને પેલે તીરે **જાપાન** અને **ચીન** એ ઉભય જૂનાં રાજ્યો છે.

આ દેશો અને **અમેરિકા**ની વચ્ચેના સમુદ્રમાં સેંકડો દ્વીપો છે. **અમેરિકન** લોકોને માટે આ દ્વીપો **જાપાન** અને **ચીન** તરફ જવાના પગથીઆંજ માત્ર છે. આ નાના દ્વીપોપર અમલ બેસાડતાં બેસાડતાં **જાપાન** તથા **ચીન** તરફ જવું સુગમ થઇ પડશે. પ્રથમ તો **ચીન** અને **જાપાન** એ ઉભય કંગાલ દેશોમાં **અમેરિકા**નો વ્યાપાર વૃદ્ધિંગત થશે. જો **અમેરિકા**ના વ્યાપારમાં વિઘ્ન ઉપસ્થિત કરવાને ઉક્ત ઉભય દેશો પ્રયત્ન કરશે તો કાલનું મોત આજેજ તેઓ વ્હોરી લેશે. શામ, દામ, ભેદ, દંડ, આ ચાર ઉપાય પૈકી એકનું અવલંબન કરી **અમેરિકન** લોકો પોતાનું કામ સાધ્ય કરશે. **ચીન** અને **જાપાન**નાં જેવાં જૂનાંખખ રાષ્ટ્રો એક તરફ અને **અમેરિકા**ના જેવું તાજાં લોહીનું રાષ્ટ્ર બીજી તરફ, એ પ્રમાણે તેઓ ઉભાં રહીને યુદ્ધ કરે તો તેનું પરિણામ શું આવે, તે કહેવાને કોઇ ભવિષ્યવેત્તાની જરૂર નથી.* ઉક્ત **એશિયાટિક** રાજ્યો ગર્વિષ્ટ, ક્રોધી અને માનલોલુપ છે, જ્યારે **અમેરિક**નો સાહસિક છે તથા જેનો તેનો

* મહાશય ક્રીસીએ આ મત ઇ. સ. ૧૮૫૧ માં પ્રદર્શિત કર્યો હતો. જો તેઓ ઇ. સ. ૧૯૦૭ માં વિદ્યમાન હોત તો જાપાનની આધુનિક પ્રગતિ જોઇને તેમણે શું ધાર્યું હોત તેની કલ્પના પાઠકોએજ કરી લેવી.

**કામમાં હાથ** ઘાલવાને સદા તત્પર રહે છે, તેથી તેમની વચ્ચે ચક-મક ઉડવાને ઝાઝો વિલંબ થનાર નથી. એકાદ સામાન્ય કારણ ઉપ-સ્થિત થયું કે યુદ્ધનો પ્રારંભ થયોજ સમજવો. તે યુદ્ધનું પરિણામ શું આવશે તે સૂર્યપ્રકાશની પેઠે સ્પષ્ટરીતે જાણી શકાય એમ છે.

થોડાં વર્ષ પૂર્વેનાં **ચીન**ની સાથેનાં યુદ્ધમાં **ઇંગ્લાંડે** નિષ્કારણ સાધુપણું ધારણ કર્યું હતું, પરંતુ **અમેરિકા** તેમ કરનાર નથી. હમણાંજ **જા**પાનના કિનારાપર જે **અમેરિકન** વહાણો આવે તેમાંના ઉતારૂ, ખલાસી અને માલ–મતાનું સંરક્ષણ કરવા માટેની સરત **જા**પાનની પાસેથી કબૂલ કરાવી લેવાનો હેતુ બહારથી જણાવી અંતરમાં બીજોજ હેતુ ધારણ કરી **અમેરિકન** કાફલાનો એક ભાગ **જા**પાનના કિનારા તરફ ગયો છે. આ સર્વે ઘટનાઓનો વિચાર કરી જોતાં અનુમાન કરી શકાય છે કે બહુધા હાલની પેઢીજ **ચીન** અને **જા**પાન એ દેશો **અમેરિકા**ના અધિકારમાં ગયેલા જોઇ શકશે.*

**અમેરિકાખંડનાં સંયુક્ત સંસ્થાનો**નો હાલનો ઉત્કર્ષ જોઈ કોઇ પણ અંગ્રેજના મનમાં હર્ષ અને ઉદ્વેગ, એ ભિન્ન મનોવિકારોનો આ-વિર્ભાવ થયા વિના રહેશે નહિ. જે ઍંગ્લો–સૅક્ષન જાતિના લોકો અને ભાષા **જ**ગતના એક છેડાથી બીજા છેડા સુધી પ્રસરતી જાય છે તેજ ઍંગ્લો–સૅક્ષન જાતિમાંથી ઘણા **અમેરિકન** લોકોની ઉત્પત્તિ થઇ છે. **ઇં**ગ્લાંડ અને **અમેરિકા**ના **સંયુક્ત સં**સ્થાનોની રાજ્યપદ્ધતિમાં ગમે તેટલો ભેદ હો, કિંવા પૂર્વે એકવાર અમે પરસ્પર શત્રુભાવે લડયા હતા એવી સ્મૃતિ ભલે તેમના હૃદયમાં જાગૃત હો, પરંતુ **જ**ગતના બીજા લોકોની સાથે કામ પડતી વખતે તેઓ પોતાની સગોત્રતા કદિ

---

*** સુશિમાનું યુદ્ધ થયું તે સમયે મહાશય ફીસી જો હયાત હોત તો પોતાનું ભવિષ્યકથન સર્વથા અસત્ય ઠરેલું જોઇ નિરાશાથી તેમનું હૃદય વિદીર્ણ થઇ ગયું હોત.**

પણ વિસરશે નહિ, પૂર્વે આ સંયુક્ત સંસ્થાનો ઇંગ્લાંડના તાબામાં હતાં અને કેટલાક અંગ્રેજ અધિકારીઓએ જો મૂર્ખાઈ કરી ન હોત તો તેઓ હજી પણ તેના અધિકારમાં રહ્યાં હોત. જ્યારે આ વિચાર આવે છે ત્યારે આપણા મનને ઉદ્વેગ થયા વિના રહેતો નથી. અસ્તુ. હવે આપણે આ સંસ્થાનોના પૂર્વેતિહાસ તરફ વળી તેઓ શા માટે અને કેવી રીતે સ્વતંત્ર થયાં તે જોઈશું.

સોળમા સૈકાના ઉત્તરાર્દ્ધમાં બ્રિટિશ લોકો ઉત્તર અમેરિકામાં જઈ વસવા લાગ્યા. આ લોકોમાંના કેટલાક ધાર્મિક અને રાજકીય અત્યાચારથી કંટાળીને સ્વાતંત્ર્યને માટે સ્વદેશ છોડી અમેરિકામાં જઈ રહ્યા હતા. આ સંસ્થાનો વૃદ્ધિંગત થતાં થતાં ઇ. સ. ૧૭૫૦ ના અરસામાં ઉત્તર અમેરિકામાં કૅનેડા પ્રાંત અને દક્ષિણમાં તેર સંસ્થાનોનો વિસ્તાર થયો. તેમાંથી કૅનેડામાં ફ્રેંચોની વસ્તી અધિક હતી અને તે પ્રદેશ ફ્રાન્સને તાબે હતો. બાકીનાં તેર સંસ્થાનોમાં બ્રિટિશ પ્રજાની ભરતી હોઇ તે ઇંગ્લાંડના અધિકાર નીચે હતાં.

ઈ. સ. ૧૭૫૬ માં ઈંગ્લાંડ અને ફ્રાન્સની વચ્ચે 'સપ્તવાર્ષિક યુદ્ધ' આરંભાયું. આ યુદ્ધમાં અંગ્રેજોને વિજય મળ્યો અને તેમણે કૅનેડા પ્રદેશ ફ્રેંચોના હાથમાંથી જીતી લીધો. આથી સંયુક્ત સંસ્થાનોની ઉત્તરે ફ્રેંચોનું જે સૈન્ય હતું તે નષ્ટ થયું અને ઉક્ત સંસ્થાનોને શત્રુઓની જરા પણ ભીતિ રહી નહિ. આથી 'ગરજ સરી ને વૈદ્ય વેરી' એ ન્યાયે ઈંગ્લાંડની સહાયની અપેક્ષા હવે નહિ રહેવાથી તે સંસ્થાનો ઈંગ્લાંડની સાથે બેપરવાઈ ભરેલું વર્તન ચલાવવા લાગ્યાં. સપ્તવાર્ષિક યુદ્ધમાં ઇંગ્લાંડને પાણીની પેઠે પૈસા ખરચવા પડ્યા હતા, આથી અંગ્રેજ પ્રજાપર કરનો અસહ્ય બોજો આવી પડયો હતો. "સપ્તવાર્ષિક યુદ્ધથી અમેરિકન સંસ્થાનોનું હિત થયું છે, માટે તેમણે પણ ખર્ચનો કેટલોક બોજો ઉઠાવવો જોઇએ," એમ ઠરાવી ઈંગ્લાંડે ઇ. સ.

૧૭૬૫ માં અમેરિકન લોકોને પોતાના વ્યવહારમાં સરકારી સ્ટાંપ વાપરવાની આજ્ઞા કરી. પાર્લામેંટનો આ ઠરાવ જાણવામાં આવતાંજ અમેરિકન લોકોનો પિત્તો ઉછળી આવ્યો. તેમણે તે કાયદો રદ કરાવવાને માટે પ્રયાસ કર્યો. તેઓ આ કામમાં કેવળ સરકારના મુખ તરફજ જોઇને બેસી રહ્યા નહિ. સર્વ વ્યાપારીઓએ સંપ કરી સ્ટાંપના કાગળનો બહિષ્કાર કર્યો. આ બહિષ્કારની માત્રા એવી ઉત્કૃષ્ટ રીતે લાગુ પડી કે અંગ્રેજ સરકારને સ્ટાંપ ઍકટથી એક ફૂટી બદામની પણ ઉપજ થઇ નહિ. જે કાયદાથી પ્રજાનાં મન અસંતુષ્ટ થયાં અને રાજકોષમાં તો એક પાઇનો પણ ઉમેરો થયો નહિ તે કાયદો રદ કરવામાંજ ડહાપણ છે, એમ ધારી ઇંગ્લાંડની સરકારે મોટી ઉદારતા દર્શાવી તે કાયદો ઇ. સ. ૧૭૬૬ માં રદ કર્યો ! પોતાના પ્રયત્નનું આવું સારૂં પરિણામ આવેલું જોઇ અમેરિકન લોકોને વિશેષ ઉત્સાહ આવ્યો. તે વખતથી તેઓ પોતાના હક્ક મેળવવાને માટે અધિકાધિક પ્રયત્ન કરવા લાગ્યા. બ્રિટિશ પ્રધાનમંડળ અને ખુદ રાજા તૃતીય જ્યોર્જના મનપર તેની અસર જોઇએ તેવી થઈ નહિ. ઇ. સ. ૧૭૬૮માં ટાઉનશેંડની સૂચનાથી ચ્હા અને બીજી પરચુરણ વસ્તુઓપર જકાત નાખવામાં આવી. પરંતુ અમેરિકન લોકો હવે દાદ શાની આપે ? તેમણે તત્કાળ આ અન્યાયનો પ્રતિકાર કરવાને માટે કમ્મર કસી અને સ્પષ્ટ રીતે જાહેર કર્યું કે " જ્યાં સુધી અમને પાર્લામેંટમાં બેસવાનો હક્ક મળે નહિ ત્યાં સુધી અમારાપર કોઇ પણ પ્રકારનો કર નાખવાનો હક્ક ઇંગ્લાંડને નથી." જકાતવાળો કોઈ પણ માલ અમેરિકન બંદરપર ઉતરવા દેવો નહિ એવો અમેરિકન લોકોએ સંકલ્પ કર્યો. આથી ઇંગ્લાંડના વ્યાપારીઓને અત્યંત નુકશાન થયું અને તેમનો વ્યાપાર ભાંગી પડવાની અણીપર આવી પહોંચ્યો. અંતે ઇ. સ. ૧૭૭૨માં વ્યાપાર વૃદ્ધિના નિયમને માન આપવાનું નિમિત્ત કરી ચ્હા સિવાયના

પદાર્થોપરથી જકાત કાઢી નાખવામાં આવી. પરંતુ અમેરિકન લોકો કાંઈ બાળક નહોતા, બીજા પદાર્થોપરની જકાત કાઢી નાખવાથીજ તેઓ સંતુષ્ટ થઈ ગયા નહિ, કિંવા કૃતજ્ઞતાના ભાર નીચે દબાઈ ગયા નહિ, તેઓ તો "અમારી સમ્મતિ વિના અંગ્રેજ પ્રધાનમંડળને કોઇ પણ પ્રકારનો કર નાખવાનો હક્ક નથી" એ તત્ત્વને માટે લડતાજ રહ્યા. ભલેને કર એક જાતના માલપર નાખવામાં આવતો હોય કે અનેક જાતના માલપર નાખવામાં આવતો હોય, કિંવા કર એક રૂ. નો હોય કે હજાર રૂ. નો હોય; પરંતુ અમારી સમ્મતિ વિના તે અમારાપર નાખવો નહિ, એવી અમેરિકન લોકોની લડત હતી.

આ તરફ રાજા જ્યોર્જે પોતાનાં નૃપત્વનો હક્ક દર્શાવવાને માટે ચ્હાપરની જકાત કાયમ રાખી. ઉભયપક્ષો વચ્ચે ઘણી તકરાર ચાલી, પરંતુ કાંઇ નિર્ણય થયો નહિ. અમેરિકન લોકોએ પોતાનું બહિષ્કારનું વ્રત અક્ષરશઃ પાળવામાં કિંચિત્ પણ ત્રુટિ કરી નહિ. બાજી આટલા જોસપર ચઢી હતી એવામાં કેટલાક અંગ્રેજ વ્યાપારીઓએ એક ચ્હાનું વહાણ બોસ્ટન બંદરમાં આણી ચ્હા ઉતારવાનો પ્રયત્ન કર્યો. આથી કેટલાક અમેરિકનો બહુ ગુસ્સે થઈ તે વહાણપર ચઢ્યા અને તેમણે ચ્હાની પેટીઓ સમુદ્રમાં ધકેલી દીધી ! આ તોફાની વર્તણુંક બદલ કેટલાક નેમસ્ત લોકોને માઠું લાગ્યું અને તેમણે આનું પરિણામ ભયંકર આવશે, એવું ભવિષ્ય ભાખ્યું; પરંતુ બીજા લોકોએ જણાવ્યું કે ગમે ત્યારે પણ એવો સમય આવશેજ માટે તેને નિષ્કારણ મુલતવી રાખવામાં લાભ નથી, હમણાંને હમણાંજ એનો કાંઇ તોડ કાઢી નાખવો જોઇએ. તેઓ સૈન્ય એકત્રિત કરી ઈંગ્લાંડની સામે ઝુઝવાની તૈયારી કરવા લાગ્યા. પ્રથમ યુદ્ધ લક્ષિંગ્ટન આગળ થયું, તેમાં અમેરિકનોને વિજય મળ્યો. પછી બંકર્સહિલના યુદ્ધમાં તેમને પાછા હઠવું પડ્યું, તોપણ તેમનામાં કાંઈક પાણી છે, એમ અંગ્રેજી સૈન્યને કબૂલ કરવું પડ્યું.

ઈ. સ. ૧૭૭૬ ના જુલાઇ માસની ૪ થી તારિખે સંયુક્ત સંસ્થાનોએ સ્વાતંત્ર્યનો ઝુંડો ઉઠાવ્યો. અંગ્રેજી પ્રધાનમંડળે આ બંડખોરોનો નાશ કરવાની તૈયારી જોસભેર કરવા માંડી. ન્યૂયૉર્ક શહેર હસ્તગત કરી અંગ્રેજોએ તેને પોતાનું મથક બનાવ્યું, અને ઇ. સ. ૧૭૭૭ માં મોટા પાયાપર હીલચાલ કરવાનો ઠરાવ કરવામાં આવ્યો.

સંયુક્ત સંસ્થાનો અને કૅનેડાની વચ્ચે કેટલાંક સરોવરો આવેલાં છે. આ સરોવરોમાંથી હડસન નામક નદી નીકળી ન્યૂયૉર્ક શહેરની સમીપ તે આટલાંટિક મહાસાગરને મળે છે. આ નદીની પૂર્વે તરફ જે ત્રિકોણાકાર પટો છે તેમાં ન્યૂ ઇંગ્લાંડ નામનું સંસ્થાન આવેલું છે. તેમાં મૅસેચ્યુસેટ્સ, કનેક્ટિકટ, હ્રોડ આયર્લેંડ, ન્યૂ હૅમ્પશાયર અને વર્મોંટ એનો સમાવેશ થાય છે. આ સ્થળો બંડખોરોના ઘરરૂપ બની ગયાં હતાં. અહીંઆંના રહેવાસીઓ ઇંગ્લાંડના કટ્ટા શત્રુ હતા. ઇંગ્લાંડની વિરુદ્ધ શસ્ત્ર ઉંચકવાનો પ્રારંભ ન્યુ ઇંગ્લાંડનાં સંસ્થાનમાંથીજ થયો હતો. કૅનેડા પ્રાંતમાં રહેલાં અંગ્રેજી સૈન્યને માટે હડસન નદી ઉતરી ન્યૂ ઇંગ્લાંડનાં સંસ્થાનનો બીજાં સંસ્થાનોની સાથે રહેલો સંબંધ તોડી નાખવો પરમ આવશ્યક હતો. તેણે ધાર્યું હતું કે આવી રીતે ન્યૂ ઇંગ્લાંડનો બીજાં સંસ્થાનો સાથેનો સંબંધ તોડી નાખવાથી આપણે તેને ઘણી સુગમતાથી પાદાક્રાંત કરી શકીશું, અને તેનું દમન થતાં બીજાં સ્થળોના બંડખોરોને પાદાક્રાંત કરવાને કાંઇ પણ પરિશ્રમ કરવો પડશે નહિ. અંગ્રેજોની આ યોજનાનો પ્રતિકાર કરવાને માટે અમેરિકનોએ પ્રયત્ન કરવામાં કિંચિત્ પણ ત્રુટિ કરી નહોતી. તેમની પાસે પુષ્કળ સૈનિકો હતા, પરંતુ અંગ્રેજોની પાસે તો પુષ્કળ સૈનિકો હોવા ઉપરાંત કવાયત તથા અસ્ત્રશસ્ત્રોની બાબતમાં ઉત્તમતા હતી, તેથી એક ક્ષણમાં તેઓ અમેરિકનોનો વિધ્વંસ કરી નાખશે એમ લાગતું હતું. આ સમયે અમેરિકનોને

યૂરોપના કોઇ પણ રાષ્ટ્રની સહાય નહોતી. યૂરોપીઅન રાષ્ટ્રોને પારિસના તહથી ઈંગ્લાંડ પ્રત્યે ક્રોધ ઉત્પન્ન થયો હતો, તોપણ તેમાંનું કોઈ પણ રાષ્ટ્ર અમેરિક્નોનો પક્ષ ગ્રહણ કરીને અંગ્રેજોની સામે શસ્ત્ર ધારણ કરવાને તૈયાર નહોતું. ફ્રાન્સ, સ્પેન, આદિ રાષ્ટ્રો બહારોબહાર ઇંગ્લાંડનાં દાંત તૂટે તે જોવાને રાજી હતાં, પરંતુ તેનો હ્રાસ કરવાને માટે પોતે કાંઈ પણ જોખમ ખેડવાને તૈયાર નહોતાં. આ કારણથી અમેરિકન લોકોને પોતાનાં બાહુબળ ઉપરજ આધાર રાખવો પડ્યો.

કૅનેડામાંથી દક્ષિણ તરફ આવવાને જે સૈન્ય નીકળ્યું તેનો સેનાપતિ જનરલ બર્ગોઇન હતો. તે અતિ શૂર અને યુદ્ધકળામાં પરમ નિષ્ણાત હતો. તેના હાથ નીચેના અમલદારો પણ કર્ત્તવ્યપરાયણ હતા. તેમાં ફિલિપ્સ અને ફ્રેઝર મુખ્ય હતા. તેના સૈનિકોની સંખ્યા ૭૨૦૦ ની હતી અને તેની સાથે તોપખાનું પણ હતું. પશ્ચિમ તરફનાં સરોવરની નિકટના કેટલાક રાતા ઇંડિયનોને પણ બર્ગોઇને પોતાના સૈન્યમાં દાખલ કર્યા હતા. આ જંગલી લોકોની સહાય અંગ્રેજ સેનાપતિએ લીધી તેટલા માટે ઇંગ્લાંડ અને અમેરિકામાં ચર્ચા થવા લાગી. આ ક્રૂર અને જંગલી સહાયકર્ત્તાઓને લીધે બર્ગોઇનને તો નુકશાન જ થયું. તેમની ક્રૂરતાવિષે અગાઉથીજ બૂમાટો ઉઠેલો હોવાથી આવા રાક્ષસોના પંઝામાંથી પોતાની સ્ત્રી, સંતતિ, ઘરબાર તથા જાનમાલનું રક્ષણ કરવાને માટે અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોના સમસ્ત રહેવાસીઓ એકજીવ થઇ પ્રયત્ન કરવા લાગ્યા, અને આવા ક્રૂર લોકોની સહાય લેવા માટે અંગ્રેજો તરફ તેમનો ગુસ્સો બમણો વધ્યો.

બર્ગોઇને પોતાનું સૈન્ય ચૅમ્પેન સરોવરની નિકટ એકત્રિત કર્યું અને ત્યાંથી તે ઈ. સ. ૧૭૭૭ ના જુનની ૨૧ મી તારીખે નીકળ્યો. જળમાર્ગે પ્રથમ તે ક્રાઉન પૅાઇન્ટ આગળ આવી પહોંચ્યો. તે થાણું સહજ હસ્તગત કરી ત્યાંથી તેણે બાર માઇલના અંતરપર જઇ

ટિકાન્ડેરોગા નામક કિલ્લાપર ઘેરો નાખ્યો. આ કિલ્લો બર્ગોઇનના વિજયનો આધાર સ્તંભ થઈ પડવાનો સંભવ હોવાથી અમેરિકનોએ તેનું રક્ષણ કરવાને અત્યંત પરિશ્રમ કર્યો, પરંતુ અમેરિકન સરદાર સેંટ કલેરના હાથ નીચે કેવળ ત્રણ હજાર સૈનિકો હતા. વળી તેની પાસે અન્ન અને દારૂગોળાનો જથો પણ પૂરતો નહોતો. આથી નિરુપાયે સેંટ કલેરે તે કિલ્લાનો પરિત્યાગ કર્યો અને તે સૈન્ય સહિત પાછો હઠયો. જો તેણે આ માર્ગ ગ્રહણ કર્યો નહોત તો તેનાં સમસ્ત સૈન્યનો નાશ થઈ ગયો હોત કિંવા તે કેદ પડયું હોત. જો એમ થયું હોત તો ન્યૂ ઇંગ્લાંડમાં બીજી સેના નહિ હોવાથી તે પ્રદેશ અંગ્રેજોના અધિકારમાં ગયો હોત, અને યુદ્ધનો નિવેડો આવ્યો હોત. આ સર્વ પરિસ્થિતિનો વિચાર કરી "**सर्वनाशे समुत्पन्ने अर्धंत्यजति पंडिताः**" એ કથનાનુસાર સેંટ કલેરે ટિકાન્ડેરોગાના કિલ્લાનો પરિત્યાગ કરી શેષ પ્રદેશનું રક્ષણ કર્યું.

બર્ગોઇનને આ રીતે વિજય મળતો ગયો તેથી ઈંગ્લાંડને હર્ષવાયુ થયો. જે લોકો અમેરિકનોના પક્ષમાં હતા તેમને તે લોકો પ્રત્યે ઘૃણા છૂટવા લાગી. "અમેરિકન લોકો નામર્દ છે, જે લોકો પોતાનાં સંરક્ષણને માટે બહાદુરીથી લડતા નથી તેમને બાયલાજ ગણવા જોઇએ, આવા નામર્દોને કોણ સહાય કરે ?" આવા શબ્દો ફ્રાન્સ અને સ્પેનના લોકો પ્રકટ રીતે બોલવા લાગ્યા. આ રીતે અમેરિકન લોકોનો પરાભવ થયાથી તેમને ઘણું ખોટું લાગ્યું, પરન્તુ અંગ્રેજોને શરણે જવાની કલ્પના તો તેમને સ્વપ્નમાં પણ આવી નહિ. સર્વ સંસ્થાનોના સ્થાનિક અમલદારોએ શત્રુની સામે ટક્કર લેવાને માટે સૈન્ય એકત્રિત કરવાનો અવિશ્રાંત પ્રયાસ શરૂ કર્યો.

જનરલ ગેટ્સને સેનાધિપતિ તરિકે નિયુક્ત કરીને તેને સારાટોગા તરફ મોકલવામાં આવ્યો, અને વૅાશિંગ્ટને પોતાનાં સૈન્યમાંના

અમેરિકન સિપાઇઓના પ્રિય સરદાર આર્નોલ્ડને કેટલીક તોપો અને પલટણો આપી ગેટ્સને સહાય કરવા માટે મોકલ્યો. બર્ગાઇને પોતાનાં સૈન્યમાં રાતા ઇન્ડીયનોને સામેલ કર્યા હતા, તેનું દુષ્પરિણામ તેને ભોગવવું પડ્યું. આ ઇન્ડીયનો નરમાંસ ભક્ષક હોય છે, અને પોતાના હાથમાં આવેલા સિપાઇઓને તેઓ શેકીને ખાઈ જાય છે, એવી અફવા સર્વત્ર પ્રસરી. આથી સ્વદેશનું રક્ષણ કરવાને માટે સર્વે અમેરિકનો સૈન્યમાં આવીને દાખલ થવા લાગ્યા. જે લોકો ઇંગ્લાંડના પક્ષના હતા કિંવા દહીં ને દૂધ ઉભયમાં પગ રાખતા હતા તેમને પણ હવે શત્રુનો પ્રતિકાર કરવાને માટે શસ્ત્રધારણ કરવાંજ જોઇએ, એમ લાગવા માંડ્યું. સર્વે માણસોએ પોતપોતાના નિત્ય વ્યવસાય છોડી દીધા અને તેઓ સિપાઇ બન્યા. આ રીતે જંગલ, ડુંગરાળ પ્રદેશ અને નાનાં મોટાં ગામોમાંથી હથિઆરબંધ લોકોની ટોળીઓ આવીને એકત્રિત થવા લાગી. આ સિપાઇઓ કાંઇ સર્વથા શિખાઉ નહોતા. બંદુકનો ઉપયોગ કરતાં તો તેઓ બાલ્યાવસ્થાથીજ શીખેલા હતા. તેમને થોડી ઘણી કવાયત પણ આવડતી હતી. વળી તેમના ધૈર્ય અને દૃઢનિશ્ચયના ગુણો પરમ પ્રશંસનીય હતા.

આવી રીતે ગેટ્સનાં સૈન્યમાં ભરતી થવા લાગી અને બર્ગાઇન પણ કઠિન કાર્ય પાર પાડવાની મજબૂત તૈયારી કરવા લાગ્યો. એક બે પ્રકીર્ણ ઝપાઝપીમાં અમેરિકન લોકોને વિજય મળ્યો. આથી તેમને પ્રત્યક્ષ લાભ તો જાણવા જેવો થયો નહિ, પરંતુ અમેરિકન સૈન્યને પોતાના સામર્થ્ય વિષે શ્રદ્ધા ઉત્પન્ન થવા લાગી અને શત્રુઓ કાંઇ આકાશ ફોડીને આવ્યા નથી, એવી તેમને ખાત્રી થઇ.

પોતાનાં સૈન્યને બે સ્થળે પરાજય સહન કરવો પડ્યો અને તેથી શત્રુના ઉત્સાહની તથા સૈન્યની વૃદ્ધિ થઈ એવી સ્થિતિ જોયા છતાં પણ બર્ગાઇને પોતાનો યુદ્ધ કરવાનો નિશ્ચય ફેરવ્યો નહિ. કૅનેડા સાથેનો

તેનો સંબંધ તૂટી ગયો હતો તેથી તે તરફથી સીધું–સામાન મળવાની તેને આશા રહી નહોતી, તે છતાં પણ તે જેમ તેમ કરીને ત્રણ દિવસની સામગ્રી મેળવી લાકડાનો પૂલ બાંધી હડસન નદી ઉતર્યો અને તે નદીના પશ્ચિમ તીરપર કેટલાક માઇલિનો પ્રવાસ કરી સપ્ટેમ્બરની ૧૪ મી તારિખે સારાટોગામાં આવીને દાખલ થયો. ત્યાંથી અલ્બની શહેર કેવળ સોળ માઇલના અંતરપર હતું. તે સ્થળે દક્ષિણમાંથી આવનારાં અંગ્રેજી સૈન્યનો ભેટો થવાનો સંકેત રાખવામાં આવ્યો હતો. અમેરિકન સૈન્ય બર્ગાઇનદ્વારા પાછળ હઠતું હઠતું અલ્બની અને સારાટોગાની વચ્ચે સ્ટિલ્વૉટર સુધી આવી પહોંચ્યું, પરંતુ ત્યાંથી પાછળ હઠવું નહિ એવો તેનો દ્રઢસંકલ્પ જણાયો.

અંગ્રેજોનાં મુખ્ય સૈન્યની છાવણી ન્યૂયૉર્કમાં હતી. લૉર્ડ હૉવે તે સૈન્યનો ઘણો મોટો ભાગ પોતાની સાથે લઇને વૉશિંગ્ટનની સામે યુદ્ધ કરવાને માટે ડેલાવેર તરફ ગયો. શેષ સૈન્ય સહિત જનરલ ક્લિંટન બર્ગાઇનિને મળવા માટે ઉત્તર તરફ જવાને નીકળ્યો. ક્લિંટન પણ શૂર અને ચતુર હતો, પરંતુ તેની પાસે સૈન્યબળ ઝાઝું નહિ હોવાથી તે ઇંગ્લાંડ તરફથી આવનારી મદદની રાહ જોતો હતો. તે સૈન્ય સપ્ટેમ્બર માસ પર્યંત આવી પહોંચ્યું ન હતું, પરંતુ તે આવી પહોંચતાંજ જરા પણ ઢીલ કર્યા વિના તેણે ત્રણ હજાર પાયદળ સૈનિકોને લઈ નાવમાં બેસી હડસન નદી ઉતરી બર્ગાઇનને મળવાનો નિશ્ચય કર્યો.

સારાટૉગા અને સ્ટિલ્વૉટરની વચ્ચેનો સમસ્ત પ્રદેશ ખડકવાળો છે, અને તેમાં પાણીની નીકો પડેલી છે. આવા વિકટ માર્ગમાં પાણીની નીકોપર પૂલ બાંધી અંગ્રેજી સૈન્ય આગળ ચાલ્યું. સપ્ટેમ્બરની ૧૯મી તારીખે સારાટોગાથી ચાર માઇલિના અંતરપર ઉભય પક્ષોની વચ્ચે ભયંકર યુદ્ધ થયું. આ સ્થળે અંગ્રેજો પાછા હઠયા નહિ, તો પણ આવાં શિક્ષિત અંગ્રેજી સૈન્યની સામે અમેરિકન સિપાઇઓએ ટક્કર

લીધી એ ઘટના પોતાને માટે ઉત્સાહજનક હતી. શત્રુઓનું બળ અધિક જોઈ બર્ગાઇને ત્યાંજ છાવણી નાખી અને તેની આસપાસ મજબૂત મોર્ચાબંદી કરી. આ જોઈ અમેરિકનોએ પણ પોતાની છાવણીનો બંદોબસ્ત કર્યો અને તેઓ ત્યાંજ રહ્યા. આ રીતે ઉભય દળો એક–બીજાથી સરાસરી બંદુકની ગોળી જાય એટલા અંતરપર રહ્યાં.

બર્ગાઇન ન્યૂયૉર્કથી નીકળેલા જનરલ ક્લિંટનની રાહ જોવા લાગ્યો. અંતે ક્લિંટનની તરફથી એક જાસુસ મહામુસીબતે બર્ગાઇનનાં સૈન્યમાં પહોંચ્યો. તેણે જણાવ્યું કે "અલ્બનીના માર્ગમાં આવેલા અમેરિકન કિલ્લાપર ક્લિંટન હલ્લો કરે છે, અને તે ઉતાવળે હડસન નદીને કાંઠે આવનાર છે." આ સંદેશો સાંભળી બર્ગાઇને અક્ટોબરની ૫ મી તારીખે તેનાપર સામો સંદેશો મોકલ્યો કે "કૅનેડા પ્રાંતની સાથેનો મારો વ્યવહાર બંધ થયો છે, અને મારી છાવણીમાંની અન્ન–સામગ્રી જેમ તેમ કરીને ૨૦ મી તારીખ સુધી પહોંચશે. આ તારીખ સુધીમાં મને કુમક મળવી જોઇએ." પરંતુ બર્ગાઇનનું અનુમાન અસત્ય ઠર્યું. અક્ટોબરની પહેલી તારીખથીજ તેનાં લશ્કરમાં ચંદી–ચારાની તંગી પડવા લાગી. અન્ન–સામગ્રી પણ પૂરી થવા આવી. આથી આગળ કૂચ કર્યા વિના તેને બીજો ઉપાય રહ્યો નહિ. રાતા ઈન્ડીયનો અને કૅનેડિયનો તેની છાવણી છોડીને ચાલી જવા લાગ્યા. આ તરફ ગેટ્સનાં સૈન્યમાં નિત્ય સૈનિકોની ભરતી થવા લાગી. આ રીતે પોતાના પ્રતિપક્ષીઓનું બળ દિવસાનુદિવસ વધતું જતું અને પોતાના સૈનિકોનો ઉત્સાહ મંદ થતો જોઈ બર્ગાઇને શત્રુઓની છાવણીપર હલ્લો કરવાનો નિશ્ચય કર્યો. તેની મનોભાવના એવી હતી કે "જો આ હલ્લામાં આપણને વિજય મળશે તો અલ્બની તરફ જઈશું, અને તેમ નહિ થશે તો નિદાન શત્રુઓના હલ્લામાંથી તો આપણી મુક્તિ થશે."

અંગ્રેજોની પાસે હવે ૭ હજાર સૈનિકો સુદ્ધાં રહ્યા નહિ. તેમની છાવણીની જમણી બાજુ એક નાની સરખી ટેકરીપર હતી અને ડાબી બાજુ હડસન નદીના તટ સાથે લાગી હતી. છાવણીનું મુખ નદીના પ્રવાહની સાથે કાટખૂણામાં હતું. ડાબી બાજુને નદીનો આશ્રય હતો. જમણી બાજુપર શત્રુઓ હલ્લો કરી ન શકે એટલા માટે તેમણે ટેકરીપર મોર્ચાબંદી કરી તેપર તોપો ચઢાવી હતી. છાવણીનો અગ્રભાગ સારી રીતે સુરક્ષિત કરવામાં આવ્યો હતો. અમેરિકન સૈનિકોની સંખ્યા અંગ્રેજ સૈનિકો કરતાં અધિક હતી. તેની જમણી બાજુને નદીનો આધાર હોવાથી તે ઘણી મજબૂત હતી, તેથી બર્ગોઇને તે બાજુપર આક્રમણ કરવાનો લેશ પણ વિચાર કર્યો નહિ. તેણે અમેરિકન સૈન્યની ડાબી પાંખપર જોસભેર હલ્લો કરી પોતાની સામેનો અલ્બનીનો માર્ગ ખુલ્લો કરવાની યોજના રચી હતી. પોતાની સાથે રિડસેલ અને ફ્રેઝર નામક સરદારોને લઇ બર્ગોઇન હલ્લો કરવા નીકળ્યો. તે દિવસે અક્ટોબરની ૭ મી તારિખ હતી, બર્ગોઇનના હાથ નીચેનું સૈન્ય પરમ શૌર્યવાન હતું. તેમાં નામાંકિત અંગ્રેજ અને જર્મન સિપાઇઓ હતા, તેમજ પ્રખ્યાત ગ્રેનેડિયર્સ પલટણ પણ હતી. આ રીતે ચુંટી કાઢેલા સૈનિકો પોતાની સાથે લઇ, શત્રુઓનું લક્ષ્ય ચૂકાવવા માટે કેટલાક સૈનિકોને બીજી તરફ મોકલી આપી તે આગળ ચાલ્યો અને શત્રુઓથી પોણા માઇલના અંતરપર આવી પહોંચ્યો. ત્યાં તેણે પોતાના યોદ્ધાઓને પુનઃ ક્વાયતી પદ્ધતિ પ્રમાણે ગોઠવ્યાં, અને તે અમેરિકન છાવણીપર તુટી પડવાની તૈયારીમાં હતો એવામાં અમેરિકન સેનાપતિજ તેની સેનાપર તુટી પડયો ! ગ્રેનેડિયર પલટણને પોતાના કરતાં અનેક પટ અધિક સૈનિકોની સામે લડવું પડ્યું, તોપણ તેણે ધૈર્ય છોડયું નહિ. અમેરિકન સૈનિકોએ શત્રુની જમણી બાજુપર હલ્લો કરી તેનો પાછળનો માર્ગ બંધ કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ

જનરલ ફ્રેઝરે પોતાની પલટણ ગ્રેનેડિયર પલટણની પાછળ ઉભી કરી. આ પ્રમાણે કરી તેણે બે કામ સાધ્યાં, ગ્રેનેડિયર પલટણને આધાર મળી તેનો બચાવ થયો અને અમેરિકન સૈન્યનો હલ્લો નિષ્ફળ ગયો. જો ગ્રેનેડિયર પલટણને આ કુમક મળી ન હોત તો તેનો સંપૂર્ણ નાશ થયો હોત. હવે ઉભયપક્ષો વચ્ચે દારુણ યુદ્ધ થવા લાગ્યું. અંગ્રેજોની તોપોને અમેરિકનોએ પ્રથમ હસ્તગત કરી લીધી, પરંતુ તત્કાળ તેમણે તે પાછી ખુંચવી લીધી. અંતે ગ્રેનેડિયર પલટણ શત્રુઓની સામે ટકી નહિ શકવાથી પાછળ હઠવા લાગી. આ સમયે અમેરિકનોએ તેની એક તોપ ખુંચવી લઇ તેદ્વારા તેનાપરજ ગોળા છોડવા માંડ્યા. આ પ્રસંગે જે ભયંકર યુદ્ધ થયું તેમાં અમેરિકનોની ડાબી બાજુને સંપૂર્ણ વિજય મળ્યો.

અત્યારસુધી અંગ્રેજી સૈન્યના મધ્યભાગે સારી રીતે ટક્કર ઝીલી હતી, પરંતુ એવામાં સહસા અમેરિકન સરદાર આર્નોલ્ડનું આગમન થયું. તેણે પરમ શૌર્યથી દશ પલટણ કરતાં અધિક કામ બજાવ્યું. સપ્ટેમ્બરની ૧૯ મી તારિખે થયેલાં એક યુદ્ધના સંબંધમાં જનરલ ગેટ્સ અને આર્નોલ્ડની વચ્ચે કાંઇ વાદ–વિવાદ ઉપસ્થિત થયો અને તેનાં પરિણામમાં આર્નોલ્ડને બરતરફ કરવામાં આવ્યો, તેથી તે છાવણીમાં નજરકેદ હતો; પરન્તુ જ્યારે અકટોબરની ૭ મી તારીખે યુદ્ધનો પૂર્ણ રંગ જામ્યો ત્યારે આર્નોલ્ડ સરખા વીરથી તંબુમાં માખ મારતા બેસી રહેવાયું નહિ. તેને અમેરિકન સૈન્ય મંદ પડેલું જણાયું. સૈન્યની આવી સ્થિતિ જોતાંવેંતજ તેનાં અંગમાં આવેશ ચઢ્યો. તેણે પોતાનો અશ્વ મંગાવ્યો અને તેપર આરૂઢ થઈ તે જોસબંધ આવી સેનાના અગ્રભાગપર દાખલ થયો. પોતાના પ્રિય સરદારને અણીના વખતપર આવેલો જોઇ સૈનિકોને જુસ્સો ચઢ્યો. જનરલ ગેટ્સે આર્નોલ્ડની આ કૃતિ જોઇ તેને પાછો બોલાવવાને પોતાનો વકીલ મોકલ્યો, પરંતુ

આર્નોલ્ડનાં અંગમાં આ સમયે વીરશ્રીનો પૂર્ણ સંચાર થયો હતો, તે આ સમયે આવા બાયલા હુકમ માનવાને તૈયાર નહોતો. વકીલનો સંદેશો તેણે પૂરો-પાધરો સાંભળ્યો પણ નહિ! તેણે સહસા પોતાનાં સૈન્ય સહિત શત્રુ સૈન્યપર આક્રમણ કર્યું. તેનાં પરાક્રમ આગળ શત્રુઓ ટકી શક્યા નહિ. તેની આજ્ઞા અને અનુકરણથી સિપાઇઓએ પરાક્રમની પરાકાષ્ઠા કરી અને શત્રુઓને તોબા પોકરાવી.

પોતાનાં સૈન્યના મધ્યભાગને પરાજિત થતો જોઈ અંગ્રેજ સરદાર ફ્રેઝર આગળ ધસ્યો અને તે પોતાના શત્રુઓપર એકદમ તૂટી પડયો. પોતાના અધિકારીની આ કૃતિથી સિપાઇઓને પણ ઉત્તેજન મળ્યું અને તેઓ પરાક્રમની પરાકાષ્ઠા કરવા લાગ્યા. આ રીતે આર્નોલ્ડ અને ફ્રેઝરની વચ્ચે પ્રાયઃ અર્ધ પ્રહર પર્યંત ભયંકર યુદ્ધ ચાલ્યું. આ અરસામાં કોઈ પણ પક્ષ પાછો હઠયો નહિ. ઉક્ત ઉભય સરદારોને તો પોતાના દેહનું પણ ભાન નહોતું. અમેરિકન સૈન્યમાંના કર્નલ મૉર્ગને એવું અનુમાન કર્યું કે આ યુદ્ધનો જય-પરાજય આર્નોલ્ડ અને ફ્રેઝરનાં જીવનપર અવલંબ્યો છે. આ વિચાર મનમાં આવતાંજ તેણે પોતાના કેટલાક નામાંકિત નિશાનબાજોને પોતાની પાસે બોલાવ્યા અને તેમને કહ્યું: "અંગ્રેજી સૈન્યમાં પેલા મજબૂત અશ્વપર જનરલ ફ્રેઝર બેઠો છે. તેનું શૌર્ય જોઇ હું આશ્ચર્યચકિત થાઉં છું. આપણને વિજય મળવાને માટે તેનો નાશ થવો જોઇએ, માટે તેની તરફ નિશાન ધરી તેના ઘોડાનું જીન ખાલી કરો. જો આ કાર્યમાં તમે વિલંબ કરશો તો આપણો સંપૂર્ણ નાશ થશે." આ હુકમ સાંભળી તે ચતુર નિશાનબાજોએ ગોળીની વૃષ્ટિ કરવા માંડી. પોતાના અધિકારીની ઉપર આટલી બધી ગોળીઓ આવતી જોઈ એક સૈનિક બોલ્યો:-"મહેરબાન સાહેબ! શત્રુઓનું લક્ષ્ય એકલા આપની ઉપરજ લાગેલું જણાય છે; માટે આપ જરા દૂર જાઓ તો ઠીક." આ

વચનો સાંભળી ફ્રેઝર તિરસ્કારપૂર્વક બોલ્યોઃ–"હું કાંઈ બાયલો નથી કે મારૂં કર્ત્તવ્ય છોડીને નાશી જાઉં." આ શબ્દો તેના મુખમાંથી બહાર પડ્યા નહિ પડ્યા એટલામાં તો એક ગોળી તેનાં શરીરમાં પ્રવેશી ગઇ અને તત્કાળ તે પોતાના અશ્વપરથી તૂટી પડ્યો. તેના હજુરીઆએ તરત તેને ઉંચકી લીધો અને તે તેને છાવણીમાં લઈ ગયો.

ફ્રેજરના જેવું રત્ન રણભૂમિમાં પતન પામતાંજ અંગ્રેજી સેનાનું ધૈર્ય ખૂટવા લાગ્યું અને તે પાછળ હઠવા લાગી. અમેરિકનોએ વિશેષ જોસભેર હલ્લો કર્યો અને અંગ્રેજોનો પૂર્ણ પરાભવ થયો. તેઓ પોતાની છાવણી તરફ પાછા વળ્યા. અમેરિકનોએ તેમની પૂંઠ પકડી તેમનો પૂરો ઘાટ ઘડવાનો નિશ્ચય કર્યો, પરંતુ અંગ્રેજોની ચોવીસમી પલટણે તેમના હલ્લાનો પ્રતિરોધ કરી તેને શિથિલ કર્યું. આથી અંગ્રેજ સૈનિકો પોતાની છાવણીમાં જઇ શક્યા. તથાપિ તેમની ૭ તોપો શત્રુઓના હાથમાં ગઇ અને ઘણા ગોલંદાજો પાછા નહિ હઠ્યાથી ત્યાંનેત્યાંજ ઠાર થયા.

અંગ્રેજોપર ભયંકર સંકટનું વાદળ ઝઝુમતું હતું. અંગ્રેજી સૈન્ય પોતાની છાવણીમાં ગયું નહિ ગયું એટલામાં અમેરિકનોએ તેની છાવણીપર હલ્લો કર્યો. તોપ કે બંદુકના મારાને પત નહિ કરતાં તેમજ ખાડા–ટેકરાની જરા પણ દરકાર રાખ્યા વિના તેઓ અંગ્રેજી છાવણીપર તૂટી પડ્યા. આર્નોલ્ડનાં અંગમાં તો તે દિવસે સાક્ષાત્ ચંડિકાદેવીનોજ સંચાર થયો હતો. તેણે પ્રાણની દરકાર રાખ્યા વિના અંગ્રેજોની છાવણીપર આક્રમણ કર્યું. તે કેટલાક નિડર સૈનિકો સહિત અંગ્રેજી છાવણીમાં ઘુસી ગયો. પરંતુ એટલામાં તેના પગમાં જખમ થયો અને તેને તેની ઇચ્છા વિરુદ્ધ અમેરિકન છાવણીમાં પાછો લાવવામાં આવ્યો. તથાપિ તેના સૈનિકોએ હલ્લાનું કામ ચાલુજ રાખ્યું. હવે અંગ્રેજ સૈનિકોમાં વિશેષ ધૈર્ય આવ્યું અને તેમણે અવિશ્રાંત પરિ-

શ્રમ કરી શત્રુઓને પાછા હઠાવવા માંડયા. અંતે રાત્રિ પડી અને ઘનઘોર અંધકાર થયો ત્યારે અમેરિકન સૈન્ય અંગ્રેજોની છાવણીમાંથી પાછું ફર્યું. કેટલાક અમેરિકન સૈનિકોએ અંગ્રેજી છાવણીની બીજી બાજુપર હલ્લો કર્યો ત્યાં તેમને અધિક સફળતા મળી. તેમણે છાવણીની જમણી બાજુપરની ટેકરીપર હલ્લો કરી અંગ્રેજોના તંબુ, રાવટીઓ, બિછાનાં, દારૂગોળો વગેરે સર્વ વસ્તુઓ લૂંટી લીધી. અમેરિકન સૈન્યને દારૂગોળાની ખોટ હતી તે આ પ્રકારે દૂર થઈ. વળી અંગ્રેજી છાવણીની જમણી બાજુ તેમના કબજામાં આવવાથી હવે તે સમયે શત્રુઓપર આક્રમણ કરવાની તેમને સગવડ મળી.

બીજે દિવસે પ્રાતઃકાળમાં બર્ગોઇને પરમ કૌશલ્યથી પોતાનું સૈન્ય નદીના ઉત્તર તટપરના ટેકરાપર રણનીતિના નિયમ અનુસાર ગોઠવી દીધું, પરંતુ અમેરિકન સેનાપતિના મનમાં શત્રુઓને પાદાક્રાંત કરી જય મેળવવાની સંપૂર્ણ ખાત્રી થઇ ગએલી હોવાથી તે હવે યુદ્ધની ભાંજગડમાં પડયો નહિ. શત્રુને સ્વસ્થ જોઇ બર્ગોઇન પોતાનું સૈન્ય સારાટોગાની છાવણીમાં લઇ ગયો. અમેરિકનોએ હવે મોટા સંગ્રામ છોડી પ્રકીર્ણ હલ્લા કરી અંગ્રેજોને સંતપ્ત કરવાનો માર્ગ ગ્રહણ કર્યો. અમેરિકનો હડસન નદી ઉતરી અંગ્રેજોનો પ્રતિરોધ કરવાને ગયા. બર્ગોઇનને તેમણે ચોતરફથી ઘેરી લીધો. કેનેડા પ્રાંત સાથેનો તેનો વ્યવહાર અગાઉથીજ બંધ થઇ ગયો હતો, અને દક્ષિણ તરફથી મદદ લઈ આવનાર ક્લિંટનનો હજી કયાંય પત્તો નહોતો. તેની છાવણીમાં અન્નનો તો પૂરો દુષ્કાળ હતો. આગળ, પાછળ તથા આજુબાજુએ શત્રુ સૈન્યનો ઘેરો હોવાથી તે કોઇ પણ દિશામાં કૂચ કરી શકતો નહોતો. આવી સંકટમય સ્થિતિમાં તેનાં સૈન્યે પ્રશંસનીય ધૈર્ય દર્શાવ્યું, પરંતુ તેનો કાંઈ પણ ઉપયોગ થઇ શકયો નહિ. તેને હવે બીનસરતે શરણે જવા સિવાય બીજો કોઈ માર્ગ રહ્યો નહિ. અંતે અક્ટોબરની

૧૩ મી તારીખે બહારથી કુમક આવવાની આશા નહિ રહેવાથી તથા પોતાની છાવણીમાંની પ્રાયઃ સર્વ સામગ્રી ખલાસ થવાથી પોતાના સર્વ અમલદારોની સમ્મતિથી બર્ગોઇન શરણે આવ્યાનું કહેણ અમેરિકનોપર મોકલ્યું. ગેટ્સે જણાવ્યું કે "તમે તમારાં સર્વ શસ્ત્રાસ્ત્રો તોડી-ફોડીને રદ કરો અને લડાઈના કેદી તરિકે અમારી પાસે આવો." આવી અપમાનકારક સરત કબુલ કરવા કરતાં મરવું બહેતર છે, એવો વિચાર કરી અંગ્રેજો જીવપર આવી પુનઃ યુદ્ધ કરવાને પ્રવૃત્ત થયા. ત્યારપછી ઉભયપક્ષો વચ્ચે ઘણો વાદ-વિવાદ થયો, અને અંતે એવો ઠરાવ કરવામાં આવ્યો કે "બ્રિટિશ સૈન્યે નિશાન, રણવાદ્યો તથા તોપખાનાં સહિત નદીના તીર પર્યંત જવું. તોપો ત્યાંજ છોડી દેવી અને પોતાનાજ અધિકારીઓની આજ્ઞાથી પોતાનાં શસ્ત્રો નીચે મૂકી દઈ મુંગા મુંગા હડસન નદી ઉતરી સામે પાર જવું. ત્યાં પુનઃ અમેરિકનોની સામે શસ્ત્ર ધારણ કરીશું નહિ એવા શપથ લેવા, અને ત્યાર પછી વિલાયત ચાલ્યા જવું."

આ રીતે અકટોબરની ૧૫ મી તારીખે સરત નક્કી કરવામાં આવી. તેજ દિવસે સાયંકાળે ક્લિંટનની પાસેથી જાસુસ આવ્યો અને તેણે જણાવ્યું કે, "માર્ગમાંનાં સમસ્ત વિઘ્નો દૂર કરી ક્લિંટનનું સૈન્ય અહીંઆંથી પચાસ માઇલના અંતરપર આવી પહોંચ્યું છે." આ બાતમી સાંભળી બર્ગોઇનના મનમાં કેવા વિચારો આવ્યા હશે વારૂ? પરંતુ હવે તેનો શું ઉપયોગ? પ્રાણ નીકળી ગયા પછી દિવ્યૌષધિ પ્રાપ્ત થાય તે જેમ નિષ્ફળ છે, તેમ તેના સર્વ વિચારો નિષ્ફળ થયા. શરણે જવાની સરત એકવાર મુખમાંથી બહાર નીકળી ગઇ તે હવે મુખમાં પાછી પ્રવેશી શકતી નહોતી. આવી સ્થિતિ જોઇ અકટોબરની ૧૭ મી તારીખે સમસ્ત બ્રિટિશ સૈનિકોએ પોતાનાં હથિયાર નીચે મૂકી દીધાં. આ રીતે ૫૭૯૦ સિપાઇઓ કેદી બન્યા. આ સિવાય

બ્રિટિશ સૈન્યમાંના બિમાર અથવા જખમી થયેલા, યુદ્ધમાં મરણ પામેલા અને વિદ્રોહી બનીને શત્રુ પક્ષમાં ભળી ગયેલા માણસોની સંખ્યા ૪૬૮૯ની હતી. એકંદરે અંગ્રેજોના દશ હજાર સૈનિકોનો નિકાલ થઇ ગયો હતો.

આ વિજયની આનંદદાયક ખબર કૉંગ્રેસને પહોંચાડવાને માટે ગેટ્સે કર્નલ વિલ્કિન્સનને મોકલ્યો. તેણે જઇને જણાવ્યું કે "સારાટોગા આગળ સમસ્ત બ્રિટિશ સૈન્ય આપણે શરણે આવ્યું છે. આ વિજયથી આપણા સૈન્યનો ઉત્સાહ બમણો વધ્યો છે, માટે જો તેનો ઉપયોગ બીજે સ્થળે કરવો હોય તો આજ્ઞા ફરમાવશો. આપણા દેશના સ્વાતંત્ર્યની રક્ષા અર્થે ગમે તેવાં સંકટો સહન કરવાને આપણા સૈનિકો તૈયાર છે." આ સમાચાર સાંભળી કૉંગ્રેસના પ્રતિનિધિઓને અને સમસ્ત અમેરિકન લોકોને જે આનંદ થયો તેનું વર્ણન થવું અશક્ય છે. વિજયી સરદારો તથા સૈનિકોપર પદ્વિ અને બહુમાનની વૃષ્ટિ કરવામાં આવી. સર્વ અમેરિકનોને એવો પૂર્ણ ભરોસો આવ્યો કે અમે અમારા સ્વાતંત્ર્યનું રક્ષણ કરવાને સમર્થ છીએ. વળી અત્યાર સુધી ફ્રાન્સ અને સ્પેન એ દેશો તટસ્થ રહી યુદ્ધનો તમાસો જોતા હતા તે હવે આપણને સહાય કરવાને દોડી આવશે એવી તેમને ખાત્રી થઇ. 'સ્વસંરક્ષણ કરવાનું આપણામાં સામર્થ્ય છે એમ જગતને દર્શાવ્યા વિના આપણો વાલી કોઈ થતો નથી,' એવો તેમને અનુભવ થયો. અમેરિકન લોકોને મદદ કરવામાં હવે તિલમાત્ર વાંધો નથી એમ જણાતાંજ ફ્રાન્સ અને સ્પેન એ દેશો તેમને સહાય કરવાને બહાર પડ્યા.

પૂર્વે ટિંકોંડેરોગાનો કિલ્લો સર કરી બર્ગોઇને અમેરિકન લોકોને પરાસ્ત કર્યા હતા એ ખબર પારિસમાં આવી તે સમયે ફ્રેંચ લોકોના મુખમાંથી અમેરિકન લોકો પ્રત્યે તિરસ્કારનાં વચનો બહાર નીકળ્યાં

હતાં. તે સમયે ફ્રેંચ સરકારની મદદ કરવાની વાત તો બાજુએ રહી, પરંતુ તેણે અમેરિકન વહાણોને સંકટના પ્રસંગ સિવાય ફ્રેંચ બંદરોમાં આવવા દેવાં નહિ, એવી આજ્ઞા ફરમાવી હતી. ફ્રેંચ દરબારમાં જે અમેરિકન વકીલો કુમક મેળવવાના ઉદ્દેશથી આવ્યા હતા તેમને ફ્રેંચોનું આવું વર્તન જોઈ તેમના પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થઇ તેઓ હતાશ થયા હતા. આ રીતે સર્વ ઉત્સાહ ભંગ થવાથી અમેરિકનોએ કાંઈ તક જોઇ પુનઃ ઇંગ્લાંડની સાથે મિત્રતા બાંધવાનો વિચાર કર્યો હતો. પરંતુ ઇંગ્લાંડ તે સમયે ગર્વની પરાકાષ્ઠાને પ્રાપ્ત થયું હતું, તેણે મદાંધ થઈ અમેરિકન વકીલોને અપમાનિત કરી હાંકી કાઢ્યા હતા. પરન્તુ જ્યારે સારાટોગાના યુદ્ધના પરિણામની બાતમી આવી, ત્યારે સર્વ પરિસ્થિતિ બદલાઈ ગઇ! અંગ્રેજી પ્રધાન મંડળ સલાહ કરવાને ઉત્સુકતા દર્શાવવા લાગ્યું. આ સમયે અમેરિકન લોકોના ડોળા ઉંચા ચઢ્યા. ફ્રેંચ સરકારે અમેરિકન વકીલને પૂર્ણ સહાય કરવાનું અભિવચન આપ્યું. ઇંગ્લાંડની તરફથી આ સમય પર્યંતના યુદ્ધમાં ફ્રાન્સને સંપત્તિ અને માનની જે હાનિ થઇ હતી તે સર્વને માટે વૈર લેવાની સંધિ ફ્રાન્સને અનાયાસ પ્રાપ્ત થઈ. ડિસેમ્બર માસમાં ફ્રાન્સ અને અમેરિકાની વચ્ચે તહ થયો. આ તહમાં ફ્રાન્સે અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોનું સ્વાતંત્ર્ય પ્રકટ રીતે માન્ય કર્યું. ત્યાર પછી અલ્પ સમયમાં સ્પેને ફ્રાન્સનુંજ અનુકરણ કર્યું. તેની પાછળ હોલાંડ દેશ પણ તૈયારજ હતો, તેણે પણ સંયુક્ત સંસ્થાનોનું સ્વાતંત્ર્ય કબૂલ કરી તેને સહાય કરવાનું વચન આપ્યું. આ રીતે યૂરોપના ત્રણ રાષ્ટ્રોનો ટેકો મળવાથી અમેરિકન લોકો નિડર બન્યા અને તેમણે ઇંગ્લાંડનો પરાભવ કર્યો. યૂરોપમાંજ ઇંગ્લાંડના આટલા બધા શત્રુ ઉત્પન્ન થવાથી જો કે તેના હાથ નીચે પડ્યા, તોપણ અમેરિકામાં સૈન્યની ભરતી કરવામાં તેણે કિંચિત્ પણ ત્રુટિ કરી

નહિ. અમેરિકન લોકોનું બળ દિવસાનુદિવસ વધતુંજ ગયું, અને અંતે ઇ. સ. ૧૭૮૨ માં કૅાર્નવૅાલીસના હાથ નીચેનું અંગ્રેજી સૈન્ય યૅાર્કટાઉન આગળ અમેરિકન સેનાપતિ જ્યૅાર્જ વૅાશિંગ્ટનને શરણે આવ્યું. આ રીતે સખ્ત પરાભવ થવાથી ઇંગ્લાંડને નિરુપાય થઇ અમેરિકન સંસ્થાનોનું સ્વાતંત્ર્ય કબૂલ કરવું પડ્યું. ઇ. સ. ૧૭૮૩ માં પારિસના તહથી ઇંગ્લાંડે તે વાત જાહેર રીતે કબૂલ કરી. આ રીતે અમેરિકન લોકોને જે વિજય મળ્યો તેનો મુખ્ય આધાર સારાટોગાનું યુદ્ધજ હતું. જો તે સમરમાં અમેરિકનોને વિજય મળ્યો ન હોત તો તેને ફ્રાન્સ અને સ્પેનની સહાય મળી ન હોત અને બીજીવાર ઇંગ્લાંડપર ફતેહ પણ મળી ન હોત. માટે સ્વતંત્રતાના આ યુદ્ધમાં સારાટોગામાંજ વિજયનું ત્રાજવું અમેરિકનો તરફ નમ્યું હતું, એમ કહેવાને કાંઇ પ્રત્યવાય નથી.



# વૉટર્લુનું યુદ્ધ

## અથવા વીરકેશરી નેપોલિયનનો હ્રાસ—ઇ. સ. ૧૮૧૫.

ઇ. સ. ૧૭૯૨ માં જ્હામીના યુદ્ધમાં વિજય સંપાદન કર્યા પછી ફ્રેંચ પ્રજાસત્તાક રાજ્યે એક જાહેરનામું કાઢી યૂરોપની સમસ્ત પ્રજાને જણાવ્યું હતું કે "જુલ્મી રાજાના અમલથી કંટાળી જઈ તેની વિરુદ્ધ બંડ કરવાની અને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપન કરવાની જેની ઇચ્છા હોય તેને સહાય કરવાને ફ્રેંચ સૈનિકો તૈયાર છે." એક સત્તાક રાજ્યની વિરુદ્ધ બંડ કરવાને આ જાહેરનામું સર્વ પ્રજાને ઉશ્કેરતું હતું. આ જાહેરનામાને લીધેજ ઇંગ્લાંડ, ઑસ્ટ્રિયા, પ્રશિયા આદિ દેશો ફ્રાન્સની વિરુદ્ધ ખળભળી ઉઠયા અને તેમણે ઉદ્દામ ફ્રેંચ લોકોની ખોડ તોડી નાખવાને કમ્મર કસી. આ સમયે ફ્રાન્સને જો નેપોલિયન બોનાપાર્ટના જેવો સેનાપતિ મળી આવ્યો ન હોત તો તે દેશ સર્વથા વિધ્વસ્ત થઈ ગયો હોત, પરંતુ નેપોલિયનની અગાધબુદ્ધિ અને અતર્ક્ય યુદ્ધ કૌશલ્યથી ફ્રાન્સનું રક્ષણ થયું, એટલુંજ નહિ પણ બીજા સમસ્ત દેશોપર પણ તેનો કરપ બેઠો.

નેપોલિયનની સત્તા ક્રમેક્રમે એટલી બધી વધતી ગઇ કે તે યૂરોપના ઇંગ્લાંડ અને રશિયા સિવાયના પ્રાયઃ સમસ્ત દેશોનો સત્તાધીશ થયો. નેપોલિયનનું પ્રાબલ્ય યૂરોપની શાંતિને ભંગ કરનારૂં જણાયાથી યૂરોપીઅન રાષ્ટ્રોએ સંપ કરી લિપિઝક આગળ નેપોલિયનનો પરાભવ કર્યો; અને તેને એલ્બા દ્વીપમાં અજ્ઞાતવાસમાં મોકલી ફ્રાન્સમાં તેના જૂના રાજવંશને સ્થાપિત કરવાના ઉદ્દેશથી સર્વ રાષ્ટ્રના પ્રતિનિધિઓ વિએના શહેરમાં એકત્રિત થયા.

આ સભાસદોએ શાંતિની સ્થાપનાને માટે જે આનંદોત્સવો શરૂ

કર્યા હતા તે હજી સમાપ્ત થયા નહોતા અને તેમનું રાજકીય કાર્ય પણ પૂર્ણ થયું નહોતું, એવામાં ઇ. સ. ૧૮૧૫ ના માર્ચની ૧૧ મી તારીખે ફ્રાન્સના પ્રતિનિધિ ટૅલિરૅંડે બીજા સભાસદોને જણાવ્યું કે, "નેપોલિયન એલ્બા દ્વીપમાંથી નીકળી ફ્રાન્સના કિનારાપર ઉતર્યો છે." આ વર્તમાન સાંભળતાંજ સર્વે સભાસદોને હસવું આવ્યું, પરંતુ તરતજ તેમના લક્ષમાં આવ્યું કે આ ઘટના આપણને હસાવનારી નથી પરંતુ રડાવનારી છે. તુરતજ તેઓ પોતાના બલિષ્ટ શત્રુનું દમન કરવાને માટે શું ઉપાય કરવો તે વિષે વિચાર કરવા લાગ્યા. આ તરફ નેપોલિયન કાંચળી કાઢીને ફેંકી દેનાર સર્પની પેઠે તાજો થઇ સમસ્ત યુરોપની સામે ઝુઝવાને તૈયાર થયો. સર્વ રાષ્ટ્રોનો સંપ છિન્ન-ભિન્ન કરવાને માટે એક એક રાષ્ટ્રની સામે પૃથક્ પૃથક્ યુદ્ધ કરવાનો તેણે પ્રયત્ન કર્યો. તેમાં ઑસ્ટ્રિયા અને રશિયાની સહાનુભૂતિ હતી. કારણ કે જીતેલા મુલકની વ્હેંચણી સંબંધે સર્વ રાષ્ટ્રો એકમત નહિ હોવાથી ઈ. સ. ૧૭૯૩-૯૪ માં યૂરોપીઅન રાષ્ટ્રોએ જે સંપ કર્યો હતો તે પાછળથી છિન્ન-ભિન્ન થવા લાગ્યો હતો. ઉપર્યુક્ત સભામાં અઢારમા લુઇની તરફનો ફ્રેંચ મુત્સદ્દી ટૅલીરૅંડે ભગીરથ પ્રયત્ન કરીને ઉક્ત સંપ કાયમ રાખ્યો.

વિએનાની કૉંગ્રેસમાં પુષ્કળ ચર્ચા ચાલ્યા પછી માર્ચની ૧૫ મી તારિખે ઑસ્ટ્રિયા, સ્પેન, ઇંગ્લાંડ, પોર્ટુગાલ, પ્રશિયા, રશિયા અને સ્વિડન, આ સાત રાષ્ટ્રોનાં પ્રધાનમંડળે એક જાહેરનામું બહાર પાડ્યું. આ જાહેરનામાદ્વારા નેપોલિયનને, પૂર્વે થયેલા કરારનો ભંગ કર્યાથી કાયદાના સંરક્ષણમાંથી બહિષ્કૃત કરવામાં આવ્યો અને તેને ફ્રાન્સના સિંહાસનપરથી પદચ્યુત કરી હવે પછી યૂરોપની શાંતિનો ભંગ થાય નહિ એવી સ્થાયી વ્યવસ્થા કરવાને સર્વ રાષ્ટ્રો કટિબદ્ધ થયાં છે, એમ જણાવવામાં આવ્યું. ઉક્ત સભામાં અંગ્રેજ પ્રતિનિધિ ડયૂક ઑફ વેલિંગ્ટન પણ હાજર હતો. ફ્રાન્સપર આક્રમણ કરવાનો ઠરાવ રજુ કરી

તેપર તેનો અભિપ્રાય માગવામાં આવ્યો. યુદ્ધ બેલ્જીઅમમાં થવાનો સ્પષ્ટ સંભવ હતો, તેથી સર્વેની સમ્મતિથી વેલિંગ્ટનને તે તરફ રવાના કરવામાં આવ્યો. હૉલૅંડ, બેલ્જીઅમ, હૅનોવેરિયન આદિ દેશોમાંથી બની શકે તેટલું સૈન્ય એકત્રિત કરી, તેમાં ઇંગ્લાંડના પ્રધાનમંડળે ત્વરાથી મોકલેલા સૈન્યનો ઉમેરો કરી, તે સૈન્યને તેમણે નેપોલિયનની સામે મોકલ્યું. પ્રશિયન સૈન્યની એક ટુકડી એક્સલાશૅપેલમાં છાવણી નાખીને પડી હતી. તેની કુમકે બીજા પ્રશિયન સૈન્યને મોકલી તેપર પ્રશિયન સૈનિકોને અત્યંત પ્રિય થઇ પડેલા બ્લુચરની સેનાપતિ તરિકે નિમણુક કરી. આ રીતે ઇંગ્લાંડ અને પ્રશિયા એ બે દેશોનાં સૈન્યો અગાઉથી રવાના થયાં. આ ઉપરાંત ૧૩૦૦૦૦ ઑસ્ટ્રિયન, ૧૨૪૦૦૦ પ્રશિયન તથા ૧૬૮૦૦૦ રશિયન સૈનિકોનો ઉમેરો શીઘ્ર થવાનો હતો. આ રીતે યૂરોપીઅન રાષ્ટ્રોએ નેપોલિયનનો પ્રતિકાર કરવાને માટે ભગીરથ પ્રયત્ન કર્યો.

ઈ. સ. ૧૮૧૩ તથા ૧૮૧૪ નાં યુદ્ધમાં ફ્રેંચ સૈન્યની ઘણી હાનિ થઇ હતી. બુર્બોન રાજવંશની પુનઃ સ્થાપના થતાં સૈન્યનો ઉપયોગ નહિ રહ્યાથી તે સંખ્યામાં કમી તથા અવ્યવસ્થિત થઈ ગયું હતું. આવી સ્થિતિમાં નેપોલિયને સૈન્ય એકત્રિત કરવામાં અને તરતજ તેને સરહદપર મોકલી આપવામાં જે કૌશલ્ય દર્શાવ્યું તે અવર્ણનીય છે. માર્ચની ૨૦ મી તારિખે તેણે પારિસમાં પગ મૂક્યો. ત્યાર પછી તેણે વ્હેનડી પ્રાંતમાં રાજપક્ષના માણસોએ કરેલું બંડ સમાવવા માટે અને ફ્રાન્સની દક્ષિણ સરહદનું સંરક્ષણ કરવા માટે મસેનાની સરદારી તળે પુષ્કળ સૈનિકો મોકલી આપ્યા. તે સિવાય મે માસની આખર પર્યંતમાં તેણે ફ્રાન્સના ઇશાન કોણમાં પોતાની જાતિ દેખરેખ નીચે લડવાને માટે સવાલાખ સૈનિકો એકત્રિત કર્યાં. આ સૈન્યમાંના સિપાઇઓનાં બખ્તર, શસ્ત્રાસ્ત્રો, કવાયત તથા કર્ત્તવ્યપરાયણતા એ સર્વોત્કૃષ્ટ હતાં, તેમજ તેનું તોપખાનું પણ ઉત્તમ હતું.

રશિયા, ઑસ્ટ્રિયા, બૅવેરિયા આદિ દેશોના સૈનિકોને હ્રાઈન નદીના તીરપર આવી પહોંચવામાં વિલંબ થવાનો સંભવ હતો, પરંતુ ફ્રાન્સના કટ્ટા શત્રુ ઈંગ્લીશ તથા પ્રશિયન સૈનિકોએ નેપોલિયનનું સૈન્ય એકત્રિત થાય તે પૂર્વેજ બેલ્જીઅમ દેશ વ્યાપ્ત કરી દીધો હતો. બ્લુચરના હાથ નીચે ૧૧૬૦૦૦ તથા ડ્યૂક ઓફ વેલિંગ્ટનના હાથ નીચે બ્રિટિશ ખડી ફોજના ૧૦૬૦૦૦ સૈનિકો મે માસની આખર સુધીમાં એકત્રિત થયા હતા. રશિયન કિંવા ઑસ્ટ્રિયન લોકો તેમની કુમકે આવી પહોંચે તે પૂર્વેજ તેમનાપર પૃથક્ પૃથક્ હલ્લા કરીને તેમનો સંપૂર્ણ વિધ્વંસ કરવાનો નેપોલિયને નિશ્ચય કર્યો. તે સારી રીતે જાણતો હતો કે મારી સેના સંખ્યામાં ઓછી છે, પરંતુ વિલંબ કર્યાથી શત્રુનું બળ વધતું જશે એ પણ તેને સુવિદિત હતું. શત્રુપક્ષના બે સરદારોની છાવણી બે ભિન્ન ભિન્ન સ્થળે હતી, વળી તેમાં ભાડુતી સિપાઇઓની ભરતી થયેલી હતી; અને નેપોલિયનની સેના તેની જાતિ દેખરેખ નીચે તૈયાર થઈ હતી તથા તે દેશકાર્યને માટે ઝુઝતી હતી. તેમાંના સર્વ સિપાઇઓ કસાયેલા હતા, અમલદારો અનુભવી હતા અને સર્વ જણને પોતાની કર્ત્તવ્યપરાયણતાપર વિશ્વાસ હતો. આથી બ્રિટિશ તથા પ્રશિયન સૈન્યપર પૃથક્ પૃથક્ આક્રમણ કરવાની સંધિ મળવાથી નેપોલિયનનું કાર્ય સિદ્ધ થવાનો પૂર્ણ સંભવ હતો. ફક્ત બે બળવાન રાષ્ટ્રોની ખોડ તોડી કે બસ છે! બાકીના પૂર્વ સરહદપર એકત્રિત થનાર ભામટાઓને ઉરાડી દેતાં શી વાર હતી? આ પ્રકારના વિચારો નેપોલિયનના હૃદયમાં રમી રહ્યા હતા.

ફ્રાન્સ અને બેલ્જીઅમની વચ્ચે ડુંગરની અનેક હારો આવેલી હોવાથી શત્રુપક્ષને જાણવા નહિ દેતાં પોતાના સૈન્યને એકત્રિત કરવાની ઘણી સગવડ નેપોલિયનને હતી. વળી હલ્લો ક્યાંથી થનાર છે તે પણ શત્રુઓ જાણી શકતા નહોતા. આ તરફ વેલિંગ્ટન તથા બ્લુચરને

નેપોલિયનપર દેખરેખ રાખવાને અને ડુંગરની દ્વારોમાંથી ગમે ત્યાંથી તે બહાર નીકળે તો તેનો પ્રતિરોધ કરવાને માટે ખુલ્લા મેદાનમાં થોડે થોડે અંતરે છાવણી નાખવી પડી હતી. બ્લુચરનું સૈન્ય સાંબર તથા મ્યુજ નદિના તીરપર લીજથી ચાર્લેરૉય પર્યંત પ્રસર્યું હતું. વેલિંગ્ટને બ્રસેલ્સનગરની નિકટજ છાવણી નાખી હતી; તેની જમણી બાજુ દૂર્ને સમીપ હોઇ ડાબી બાજુ ચાર્લેરૉય પર્યંત જઇ પહોંચી હતી. અહીંઆંથી તે પ્રશિયન સૈન્યની સાથે વ્યવહાર રાખી શક્તો હતો. આથી તે ઉભય દળોને વિભક્ત કરવાને માટે નેપોલિયને ચાર્લેરૉયપર આક્રમણ કરવાનો નિશ્ચય કર્યો. એકવાર ઉભય દલો વચ્ચેનો વ્યવહાર બંધ થયો કે તરતજ એકેકને પૃથક્ પૃથક્ ઘેરી તેનો નિકાલ કરી નાખવાનો તેનો ઉદ્દેશ હતો. જુન માસના પ્રારંભમાંજ ફ્રેંચ સૈન્ય સરહદપર એકત્રિત થવા લાગ્યું. નેપોલિયને સર્વ યોજના એટલી શીઘ્ર અને અચૂક કરી કે તે જોઇને સર્વ આશ્ચર્યચકિત થયા. તેના સૈનિકોને અત્યંત ઉત્સાહ આવ્યો અને તેઓ વિજય પ્રાપ્ત કરવાને માટે તલ્પી રહ્યા. તા૦ ૧૪ મી જુનને દિવસે નેપોલિયન પોતે સૈન્યમાં આવીને દાખલ થયો, ત્યારે તો સૈનિકોના આનંદનો પારજ રહ્યો નહિ.

આ પ્રસંગે નેપોલિયને સૈનિકોને ઉદ્દેશીને એક જાહેરનામું બહાર પાડ્યું, તેથી તેમનો ઉત્સાહ બમણો વધ્યો. આ જાહેરનામું નિમ્ન લીખિત આશયનું હતું:—

"સૈનિકો! આજે મૅરેંગો અને ફ્રીડલૅંડના વિજયનો વાર્ષિક દિવસ છે. આસ્ટર્લિટ્ઝ, વૅગ્રમ, ઇત્યાદિ સ્થળે વિજય પ્રાપ્ત કર્યા પછી આપણે શત્રુઓની સાથે વિશેષ ઉદાર વર્તન ચલાવ્યું! જે રાજાપર રહેમ નજર કરી આપણે તેમને સિંહાસનપર રહેવા દીધા અને જેમના વચનપર આપણે વિશ્વાસ રાખ્યો તેજ રાજાઓ આજે સંપી જઇ ફ્રાન્સનું સ્વાતંત્ર્ય અને પવિત્ર જન્મસિદ્ધ હક્ક પગતળે કચરી નાખવાને માટે

આવ્યા છે ! તેમનું આ કૃત્ય કેવળ અન્યાયની પરાકાષ્ઠાજ છે. માટે ચાલો, તેમનાપર તૂટી પડો અને તેની ખબર લ્યો."

"હે વીરજનો ! જેન્નાના સમરમાં આજ પ્રશિયનો તમારા કરતાં ત્રણ ગણા અને મૉંટમિરેલમાં છ ગણા નહોતા કે ? તે છતાં પણ તમે બહાદુરોએ તેમને ધૂળ ફાકતા કર્યા હતા. આજે તેજ પ્રશિયનો બહુ ફુલાઈ ગયા છે ! અંગ્રેજોના હાથમાં કેદ પડવાનો માઠો પ્રસંગ જેમને વીત્યો છે તેમને અંગ્રેજોની ભયંકર વર્તણુંકની ખબરજ છે !"

"રાજાઓ ન્યાયના અને પ્રજાહક્કના શત્રુ છે. આવા રાજાઓના હુકમથી શસ્ત્ર ગ્રહણ કરવાનો પ્રસંગ આવ્યો તેટલા માટે સૅક્ષનો, બેલ્જીયનો તથા હૅનોવેરિયનો કપાળ કુટે છે. જે રાષ્ટ્રોએ તમારી વિરુદ્ધ સંપ કર્યો છે તેમની તૃષ્ણા અમાપ છે. તેમણે ૧,૨૦,૦૦,૦૦૦ પોલ, તેટલાજ ઇટાલિયનો, ૧૦,૦૦,૦૦૦ સૅક્ષનો તથા ૬૦,૦૦,૦૦૦ બેલ્જીયનોનાં સ્વાતંત્ર્યનું અપહરણ કર્યું છે; અને હવે તેઓ ફ્રાન્સની સ્વતંત્રતા ધૂળમાં મેળવવાને પ્રવૃત્ત થયા છે !"

"આ લોકો સાવ મૂર્ખ છે, એકાદ સ્થળે તેમને જય મળ્યો તેથી તેઓ ફુલાઇ ગયા છે, પરંતુ ફ્રેંચોને પાદાક્રાંત કરવા અને તેમને દાસ બનાવવા અશક્ય છે, એ તેમના લક્ષમાં નથી. ફ્રાન્સની હદમાં પગ મૂકવો એ હેડમાં પગ મૂકવા સમાનજ છે !"

"હે મર્દો ! તમારે શીઘ્રતાપૂર્વક કૂચ કરવી પડશે, તમારે સંકટો સહન કરવાં પડશે, તમારે લડાઇઓ લડવી પડશે, પરંતુ ધૈર્ય છોડશો નહિ, એટલે જયશ્રી અવશ્ય તમને વરશે, અને ફ્રાન્સ દેશની કીર્તિ, આબરૂ તથા હક્કનું સંરક્ષણ થશે. જેમના અંતઃકરણમાં સ્વદેશાભિમાનની જ્યોત પ્રદીપ્ત થઈ હોય તેમણે મર્દની પેઠે યુદ્ધ કરી જયશ્રી સંપાદન કરવી, નહિ તો રણમાં પડવું."

તા. ૧૫ મી જુનનો દિવસ ઉગ્યો ન ઉગ્યો એટલામાંજ ફ્રેંચ

સૈન્ય ત્રણ વિભાગમાં વહેંચાઈ જઇ **ચાર્લેરૉય**પર ચઢ્યું. **બ્રસેલ્સ** શહેર હસ્તગત કરવાનો **નેપોલિયન**નો વિચાર હતો. તે નગરનો માર્ગ **ચાર્લેરૉય**ની પાસેથીજ જતો હતો. સંયુક્ત રાષ્ટ્રોને એવો ભય લાગ્યો હતો કે **બ્રસેલ્સ** શહેર જો **નેપોલિયન**ના હાથમાં જશે તો વિજયનું પલ્લું તેના તરફ નમવાનો વિશેષ સંભવ ઉપસ્થિત થશે, અને **બેલ્જી**-અમનો ઘણો ભાગ ફ્રેન્ચોના પક્ષમાં ભળી જઈ આપણા સંપમાં ફૂટ પડશે. આથી ગમે તેમ કરીને **બ્રસેલ્સ**નું રક્ષણ કરવું. એવો બ્લુચર તથા **વેલિંગ્ટને** નિશ્ચય કર્યો હતો. ફ્રેંચ સૈન્ય **ચાર્લેરૉય**પરથી આવનાર છે એ બહુધા નક્કીજ હતું, તથાપિ **માન્સ** અને **હૅલ**ના માર્ગથી બીજી એકાદ ટુકડી **બ્રસેલ્સ**પર આવતી નથી એવી બાતમી મેળવ્યા સિવાય સર્વ સૈન્ય **ક્વેટરબ્રાસ**માં આણવું એ અંગ્રેજ સેનાપતિને જોખમકારક લાગતું હતું.

**નેપોલિયને** પોતાના સૈન્યની ત્રણ ટુકડીઓ કરી. ડાબી બાજુની ટુકડીએ પ્રશિયન સરદાર **ઝીથન**ને **થુઇનિ** આગળ પાછો હઠાવ્યો. મધ્યમાં રહેલી ટુકડીએ **ચાર્લેરૉય**થી **ફ્લુરસ** પર્યંત કૂચ કરી અને જમણી તરફની ટુકડી **ચૅટેલેટ**ના પૂલ પાસે જઇ પહોંચી. તા૦ ૧૬ મીએ **નેપોલિયને પોતે** જર્મન સૈન્યપર આક્રમણ કરવાનો નિશ્ચય કર્યો. અંગ્રેજી સૈન્ય જર્મન ફોજની કુમકે આવી પહોંચે તો તેનો પ્રતિરોધ કરવાને માટે તેણે **માર્શલને**ની યોજના કરી, અને તેને **ગૅસેલીજ**, **ફ્રેસ્ને**, **ક્વેટરબ્રાસ**, **જિમૅપિઆ** તથા **વૉટર્લુ** ગામોપર થઇને **બ્રસેલ્સ**-પર આક્રમણ કરવાની આજ્ઞા આપી. **માર્શલનેએ નેપોલિયન**ની આજ્ઞાનુસાર **ગૅસેલીજ** તથા **ફ્રેસ્ને**થી બેલ્જીયમ ફોજને હાંકી કાઢી **ક્વેટર બ્રાસ**પર આક્રમણ કર્યું. પરંતુ ફ્રેંચ સૈન્ય પ્રાતઃકાળથી યુદ્ધ કરી કરીને થાકી ગયેલું હોવાથી અને રાત્રિ ઘણી વ્યતીત થઈ ગયેલી હોવાથી ત્વરાથી તે થાણું હસ્તગત કરી શક્યું નહિ. **માર્શલનેએ** તા૦ ૧૬

બીએ ક્વેટરબ્રાસપર અને નેપોલિયને તેજ તારીખે બપોરે લિગ્ની-પર હલ્લો ન કર્યો, તેટલા માટે કેટલાક ટીકાકારો તેમનો દોષ કાઢે છે; પરંતુ સૈન્યમાંના સિપાઇઓ એ કાંઈ કાષ્ઠનાં પુતળાં નથી, તેઓ હાડમાંસનાં માણસોજ હોય છે, તેમને તૃષા, ક્ષુધા તથા થાક નડે છે અને વિશ્રાંતિની પણ તેમને જરૂર હોય છે, એ વાત તે ટીકાકારો વિસરી જાય છે.

ડચેસ ઓફ રિચમંડના ઘરમાં નાચ થતો હતો ત્યાંની સભામાંથી વેલિંગ્ટન મળસ્કે ત્રણ વાગે નીકળ્યો તે પ્રાયઃ અગીઆર વાગે ક્વેટર-બ્રાસની છાવણીમાં આવીને દાખલ થયો. અદ્યાપિ ફ્રેન્ચ સૈન્ય ફ્રેન્સેમાં સ્તબ્ધ હતું. તેપરથી તેણે એવું અનુમાન કર્યું કે નેપોલિ-યનનો મુખ્ય ઉદ્દેશ બ્લુચરપર આક્રમણ કરવાનો છે, અને તેથી તેણે મારા સૈન્યની સામે તો એક નાનું સૈન્યજ રાખેલું છે. આ તરફ લિગ્ની આગળ બ્લુચર ૮૦ હજાર સૈનિકો સહિત નેપોલિય-નની સામે યુદ્ધ કરવાને સજ્જ થઈ ઉભો હતો. તેણે વેલિંગ્ટનપર પોતાને સહાય કરવાને માટે સંદેશો મોકલ્યો. વેલિંગ્ટને એવો પ્રત્યુત્તર મોકલ્યો કે મારી ક્વેટરબ્રાસની છાવણીપર જો ફ્રેંચોનો હલ્લો નહિ થશે તો મારૂં સૈન્ય લિગ્ની તરફ તમારી કુમકે આવશે. પરંતુ એટ-લામાં ચાલીસ હજાર સૈનિકો સહિત માર્શલનેએ અંગ્રેજી છાવણી-પર હલ્લો કર્યો. ત્યાં અંગ્રેજોનું કેવળ એક હજાર પાયદળ, બે હજાર ઘોડેસ્વાર અને આડત્રીસ તોપો એટલુંજ સૈન્ય હતું. આથી બ્લુચરને સહાય કરવાની વાત તો દૂર રહી, પરંતુ પોતાના સૈન્યનો બચાવ કરવાનું પણ વેલિંગ્ટનને ભારે થઈ પડ્યું. પ્રારંભમાં બ્રિટિશ સૈન્ય થોડું હોવાથી ફ્રેંચોની સરસાઈ થઇ; પરંતુ સાયંકાળ થવા આવતાં જેમ જેમ બ્રિટિશ સૈન્ય એકત્રિત થવા લાગ્યું તેમ તેમ ફ્રેંચોને પાછા હઠવું પડ્યું.

માર્શલને અને વેલિંગ્ટનની વચ્ચે આ રીતે યુદ્ધ ચાલતું હતું

તે સમયે બ્લુચર અને નેપોલિયનની વચ્ચે પણ ઘનઘોર યુદ્ધ ચાલતું હતું. બ્લુચરના હાથ નીચે ૮૦,૦૦૦ સૈનિકો અને ૨૨૪ તોપો હતી. તે સિવાય બ્યૂલોના હાથ નીચે પચ્ચીસ હજાર સૈનિકોની એક પલ-ટણ હતી, પરંતુ સંદેશો મોકલવામાં કાંઇ ચૂક થવાથી તે બ્લુચરને સહાય કરવાને આવી શક્યો નહિ, તેમજ વેલિંગ્ટન યુદ્ધ કરવામાં રોકાયલો હોવાથી તે પણ બ્લુચરને સહાય કરી શક્યો નહિ, છતાં તેણે ચાલીસ હજાર ફ્રેંચ સૈનિકોને રોકી રાખ્યા તેથી બ્લુચરનો ઘણોજ બચાવ થયો. જો તેમ ન થયું હોત તો તે દિવસે બ્લુચરપર મહાકઠિન પ્રસંગ ગુજર્યો હોત. નેપોલિયનની પાસે પોતાના પ્રતિપક્ષી કરતાં બાર હજાર સૈનિકો ઓછા હતા, તથાપિ પાંચ કલાક પર્યંત દારુણ યુદ્ધ કરીને તેણે બ્લુચરના સૈન્યને છિન્ન–ભિન્ન કરી નાખ્યું અને તેને રણાંગણમાંથી બહાર હાંકી કાઢયો. આ રીતે કેવળ પોતાના અપૂર્વ યુદ્ધ કૌશલ્યથીજ નેપોલિયને વિજય પ્રાપ્ત કર્યો. પ્રશિયન સૈન્યનો પરા-જય થયો તે છતાં પણ તેની વ્યવસ્થામાં, ધૈર્યમાં અને આવેશમાં રતિ માત્ર પણ ન્યૂનતા જણાઈ નહિ. તા. ૧૬ મીની રાત્રે અને તા. ૧૭ મીની સવારે તે સૈન્ય વ્યવસ્થાપૂર્વક પાછળ હઠયું અને વેલિં-ગ્ટનની સાથેનો પોતાનો વ્યવહાર કપાઈ ન જાય એટલા માટે તે નેવર નદી તરફ ચાલ્યું.

અંગ્રેજોનું સમસ્ત સૈન્ય આ સમયે ક્વેટરબ્રાસ આગળ આવી પહોંચ્યું હતું, પરંતુ બ્લુચરને લિગ્નીની આગળ પરાજય પ્રાપ્ત થયો છે એવા સમાચાર સાંભળવામાં આવતાંજ વેલિંગ્ટનને પોતાનું સૈન્ય પાછળ હઠાવવાની જરૂર જણાઇ; કારણ કે વિજયી નેપોલિયન હવે પોતાની સમસ્ત સેના સહિત આપણા ઉપર ચડી આવશે, એવો તેને ભય લાગ્યો. તેણે શીઘ્ર પોતાના સૈનિકોને પાછા ફરવાનો હુકમ આપ્યો. એવામાં બ્લુચરની તરફથી સંદેશો આવ્યો કે "મારા સૈન્યની ઝાઝી

હાનિ થઇ નથી. સિપાઇઓનો ઉત્સાહ પૂર્વવત્ જારી છે. બ્યૂલોના હાથ નીચેના ૨૫૦૦૦ સૈનિકો હજી તાજાજ છે. મારી છાવણી નેવર નદીના તીરે છે." આ બાતમી મળતાંજ વેલિંગ્ટનને ઉત્સાહ આવ્યો અને તેણે એવો પ્રત્યુત્તર આપ્યો કે "હું કાલે પાછો ફરી માંટસેંટ-જીન આગળ ફ્રેંચોની સામે યુદ્ધ કરીશ, માટે તમે પોતે ૨૫૦૦૦ સૈનિકો સહિત મારી કુમકે આવજો." બ્લુચરે વેલિંગ્ટનની આ માગણી સ્વીકારી. હવે વેલિંગ્ટને કવેટરબ્રાસ અને બ્રસેલ્સની વચ્ચે વૉટર્લુ આગળ પોતાના સૈન્યને વ્યવસ્થિત રીતે ગોઠવ્યું.

આ સમયે વેલિંગ્ટન અને બ્લુચરની વચ્ચે બાર માઇલનું અંતર હતું. પ્રશિયન સૈન્ય તાજું થયું હતું, એટલુંજ નહિ પરંતુ બ્યૂલોના નવીન જુસ્સાવાળા સૈન્યનો તેમાં ઉમેરો થયો હતો. આથી બ્લુચરે વેલિંગ્ટનને જણાવ્યું કે "હું તા. ૧૮મીને દિવસે સમસ્ત સૈન્ય સહિત તમારી કુમકે આવીશ, અને જો નેપોલિયન તે તારીખે યુદ્ધ કરવાને સામો નહિ આવે તો આપણેજ તેનાપર હલ્લો લઇ જશું."

નેપોલિયને ધાર્યું હતું કે તા० ૧૬ મીના લિગ્નીના યુદ્ધમાં જર્મન સૈન્યનાં હાડકાં–પાંસળાં પૂરેપૂરાં ખોખરાં થયાં છે, માટે હવે તો તે કદિ મારી સામે આવી શકનારજ નથી, તેથી પાછળ થોડું સૈન્ય મૂકી શેષ સમસ્ત સૈન્ય સહિત તે વેલિંગ્ટનની ખબર લેવાને માટે નીકળ્યો. બ્લુચરનો સખ્ત પરાભવ થયો નહોતો અને બ્યૂલોનું તાજું સૈન્ય તેને મળ્યું છે, એવા સમાચાર જ્યારે નેપોલિયને સાંભળ્યા ત્યારે તેણે ગ્રાઉચીની સરદારી તળે અધિક સૈનિકો પાછળ રાખવાની ગોઠવણ કરી. પરન્તુ આ એક ભૂલ થઇ હતી અને પાછળથી તેનું ભયંકર પરિણામ તેને ભોગવવું પડયું.

વૉટર્લુના રણાંગણમાં વેલિંગ્ટનની પાસે ૪૯૬૦૮ પાયદલ, ૧૨,૪૦૨ ઘોડેસ્વારો અને ૧૪૬ તોપો હતી; પરંતુ તેમાં અંગ્રેજ

ાનિકો તો માત્ર ૨૪૦૦૦ હતા. નેપોલિયન સદા કહેતો કે, એક ફ્રેંચ સેપાઇ બરાબર એક બ્રિટિશ તથા બે ડચ, બેલ્જીયન, જર્મન, કિંવા ઑસ્ટ્રિયન સિપાઇઓ છે. આ વ્યાખ્યા પ્રમાણે વેલિંગ્ટનનું સૈન્ય નેપોલિયનની ફોજ કરતાં નાનું હતું, કારણકે તેમાંના ડચ, બેલ્જીયન વગેરે સૈનિકો વિસાત વગરના હોવા ઉપરાંત ફ્રેંચોના પક્ષપાતી હતા. નેપોલિયનના સૈન્યમાં ૪૮,૯૫૦ પાયદળ, ૧૫,૭૬૫ ઘોડેસ્વાર અને ૨૪૬ તોપો હતી. ફ્રેંચ સૈન્ય પ્રથમ પંક્તિનું હોઈ તેની વ્યવસ્થા અને યુદ્ધકૌશલ્ય પ્રશંસનીય હતું અને તેપરના અમલદારો ખાસ અનુભવી હતા.

વૉટર્લુની સમરભૂમિ પૂર્વ અને પશ્ચિમ એ ઉભય દિશાની બે સમાંતર પર્વત શ્રેણીની વચ્ચે આવેલી છે. આ ઉભય પર્વત શ્રેણીઓની વચ્ચેનું અંતર અર્ધું માઇલનું છે. ઉત્તર તરફની ટેકરીપર અંગ્રેજોની અને દક્ષિણ તરફની ટેકરીપર ફ્રેંચોની છાવણી હતી. ઉભય બાજુની ટેકરીપરથી મધ્યભાગની ખીણમાં આવવાને માટે જે ઢોળાવ હતો તે એક સરખો નહોતો, પરંતુ ખાડા ટેકરાવાળો હતો. પાયદળ અને ઘોડેસ્વારો મધ્યભાગમાં હતા અને તોપો ટેકરીપર હતી. આ યુદ્ધમાં નેપોલિયને ડાબી જમણી બાજુપર હલ્લો કરવાનો પ્રયત્ન કર્યો નહોતો. ઉભય દલો સામસામે ઉભાં રહીનેજ લઢયાં હતાં. બ્રિટિશ સૈન્યની જમણી-બાજુ તરફ એક બાગ આવેલો હતો અને તેની આસપાસ ગાઢી ઝાડી હતી. શત્રુ પક્ષપર મારો કરવાને માટે આ ઉત્તમ જગ્યા હતી. વેલિંગ્ટને આ જગ્યા હસ્તગત કરી લીધી; અને ત્યાં પોતાના સૈનિકોને ઉત્તમ પ્રકારે ગોઠવ્યા. આ જગ્યા જ્યાં સુધી અંગ્રેજોના હાથમાં રહે ત્યાં સુધી તેની જમણી બાજુપર શત્રુનો હલ્લો થવાની ભીતિ નહોતી, પરંતુ જો તે શત્રુઓને હસ્તગત થઈ જાય તો અંગ્રેજોને પાછા ફરવું પડે એમ હતું. ફ્રેંચ સૈન્યની જમણી બાજુના છેડાપર પ્લૅંચ

નામનું ગામડું હતું, પ્રશિયન સૈન્યના હલ્લાનો પ્રતિરોધ કરવામાં કેટલેક અંશે આ ગામડાએ સહાય કરી હતી. ૧૭ મી તારીખે રાત્રિના સમયે વાદળ થઈ પુષ્કળ વર્ષાદ પડ્યો. આ વખતે ઉભય સૈન્યો પોતપોતાની છાવણીમાં ઉભાંજ રહ્યાં હતાં. તા. ૧૮ મીનો ચિરસ્મરણીય દિવસ ઉગ્યો, પરંતુ વર્ષાદનું જોર કમી થયું નહોતું. નવ વાગ્યાને સુમારે વાદળ વિખરાવા લાગ્યું, વર્ષાદ સ્તંભી ગયો, અને સૂર્ય પ્રકાશવા લાગ્યો. તે સમયે ઉભય દળો પોતપોતાને સ્થળે વ્યવસ્થાસર ઉભાં રહ્યાં.

વેલિંગ્ટને પોતાના સૈન્યની બે હાર કરી અને આગલી હાર ટેકરીના શિખરપર અને પાછલી હાર પાછળના ઢોળાવપર ઉભી કરી. સામેની ટેકરીપર ફ્રેંચ સૈન્ય પણ બે હારમાં ઉભું રહ્યું. પાદશાહી ઘોડેસ્વાર અને પાયદળ અંગ રક્ષકોને ફાજલ સૈન્ય તરિકે મધ્યભાગની પાછળ રાખ્યા હતા. ફોજમાંનો ગમે તે ભાગ આગળ હલ્લો કરે તો તેને સહાય કરવાને અને શત્રુનો હલ્લો આવે તો તેનો પ્રતિરોધ કરવાને કદી પણ અડચણ ન પડે એવી રીતે નેપોલિયને પોતાની સેનાની રચના કરી હતી.

આ રીતે ઉભય દળો લડાઈના પ્રારંભની રાહ જોતાં ઉભાં હતાં ત્યારે તેમના મનમાં શું શું વિચારો આવ્યા હશે તેની કલ્પના કરવી અશક્ય છે. આ યુદ્ધના પરિણામ વિષે કેવળ ત્યાં હાજર રહેલા યોદ્ધાઓનેજ ઉત્કંઠા હતી એમ નહોતું, પરંતુ સમસ્ત જગતની આંખો તેના તરફ ચોંટી રહી હતી. આ પ્રબળ વીરોના યુદ્ધ ચમત્કાર તરફ સમસ્ત યૂરોપ અનિમિષ નેત્રે જોઇ રહ્યો હતો, કારણ કે તે વીરોની યોગ્યતાજ તેવી હતી. તે સિવાય યૂરોપમાં લોકસત્તાક રાજ્યપદ્ધતિ રહેશે કિંવા અનિયંત્રિત રાજ્યપદ્ધતિ રહેશે, તેનો નિર્ણય પણ આ યુદ્ધના પરિણામપરજ અવલંબી રહ્યો હતો.

આગલી રાતે વર્ષાદની ઝડી લાગી હતી તેથી પુષ્કળ કાદવ

થયો હતો. ઘોડાના પગ સરી જતા હતા. શત્રુપર હલ્લો કરવાને મદિ મધ્યભાગની ખીણ ઉતરીને ટેકરીપર ચઢી જવાની જરૂર હતી. ઢોળાવ-પર ઘોડાના પગ ઠરે અને તોપની હીલચાલને માટે અનુકૂળતા થાય, એટલે અંશે કાદવ સૂકાતાંજ નેપોલિયને યુદ્ધ શરૂ કરવાની આજ્ઞા આપી. આ સમયે પ્રાયઃ અગીઆર વાગ્યા હતા. નેપોલિયને પોતાના બંધુ જેરોમને હ્યૂગોમાંટપર હલ્લો કરવાને મોકલી લડાઇનો પ્રારંભ કર્યો. ફ્રેંચોની અનેક ટુકડીઓ તે ટેકરીપર ચઢી ગઈ. અંગ્રેજોએ પણ પરમ પરાક્રમથી તેનો પ્રતીરોધ કર્યો. હ્યૂગોમાંટપર હલ્લો થતાંની સાથેજ બ્રિટિશ સૈન્યની જમણી બાજુના છેડાપરથી તોપનો મારો શરૂ થયો અને ફ્રેંચોની ડાબી બાજુ તરફથી તેનો જવાબ મળવા લાગ્યો. પછી ચો-તરફથી તોપોનો મારો ચાલુ થયો. એક વાગ્યાને સુમારે નેપોલિયને માર્શલને દ્વારા બ્રિટિશ સૈન્યના મધ્યભાગ તથા ડાબી બાજુપર હલ્લો કરાવ્યો. જો આ હલ્લામાં ફ્રેંચોને જય મળ્યો હોત તો અંગ્રેજોની ડાબી બાજુની પલટણ મુખ્ય સૈન્યથી વિખુટી પડી ગઇ હોત, માંટજીનની ટેકરી હસ્તગત થઈ બ્રુસેલ્સ તરફ જવાનો માર્ગ બંધ થઇ ગયો હોત અને પ્રશિયન સૈન્યની જે કુમક આવવાની હતી તે બ્રિટિશ સૈન્યને કિંચિત્ પણ ઉપયોગી થઇ પડી નહોત. નેપોલિયનની આ યુક્તિ અતિ મહત્વની હતી, પરંતુ તેમાં તે સફળ થયો નહિ. માર્શલનેને પાછા ફરવું પડયું. બ્રિટિશ સૈન્યની ડાબી બાજુની આગલી હારમાં ડચ અને બેલ્જીઅન સૈનિકો હતા. ફ્રેંચોનો આ હલ્લો શરૂ થતાંની સાથેજ તેમણે લાજ-શરમને તિલાંજલિ આપીને પલાયન કરવા માંડયું. આવો દેખાવમાત્ર-નોજ વિજય મળતાં ફ્રેંચ સિપાઇઓ ફુલાઈ ગયા, પરંતુ ડચ અને બેલ્જીઅન સિપાઇઓની પાછળ અંગ્રેજ યોદ્ધાઓ હતા અને તેમનો સેનાપતિ પિક્ટન હતો. તે સ્વભાવનો ઉગ્ર અને શૌર્યમાં માર્શલને કરતાં પણ ઉચ્ચ કોટિનો હતો. તેણે પોતાની પલટણની બે ટુકડીઓ

કરી અને પ્રથમ બંદુકનો મારો કરી ફ્રેંચોની ગતિનો પ્રતિરોધ કર્યો અને પછી તેમનાપર આક્રમણ કરી તેમને પાછા હઠાવ્યા. પૅકનાં પાયદળે ફ્રેંચોની બીજી બે ટુકડીઓનો પરાભવ કર્યો. આ રીતે પરાભૂત થયેલી ફ્રેંચ ટુકડીઓપર બ્રિટિશ ઘોડેસ્વારોની દોડ થઇ. તેમણે ફ્રેંચોનો પૂરો ઘાણ વાળ્યો. પછી તેમણે તે ફ્રેંચ ટુકડીઓની પાસે જે ૭૪ તોપો હતી તેના ગોલંદાજો તથા ઘોડા ઠાર કરી તેને નિરૂપયોગી કરી નાખી.

આ રીતે અંગ્રેજોની ડાબી બાજુ ભેદવાનો નેપોલિયનનો ભગીરથ પ્રયત્ન નિષ્ફળ ગયો. આ ઝપાઝપીમાં સેનાની હાનિ પુષ્કળ થવાથી તેની જમણી બાજુ નબળી પડી. ડાબી બાજુનો હ્યૂગોમાંટ સર કરવાનો પ્રયત્ન હજી ચાલુજ હતો, પરંતુ તેમાં પણ હજી તેને યશ મળ્યો નહોતો. આ તરફ તેની જમણી બાજુએ ક્ષિતિજમાં નવીન સેનાનાં આગમનનાં ચિહ્નો દૃષ્ટિગોચર થવા લાગ્યાં. આ સૈન્ય બ્લુચરનુંજ છે, અને તે વેલિંગ્ટનને સહાય કરવાને આવે છે, એવી નેપોલિયનની ખાત્રી થઇ; તથાપિ મારા સૈનિકોનું ધૈર્ય ખૂટી જશે, એવા ભયથી તેણે ગ્રાઉચીનું સૈન્ય આપણી કુમકે આવે છે એવી ખબર ફેલાવી.

પૂર્વે જણાવ્યા પ્રમાણે તા. ૧૮ મીએ પ્રાતઃકાળમાં પ્રશિયન સૈન્ય વૉટર્લુની પૂર્વે ૧૨ માઇલના અંતરપર વેવર નદીને તીરે હતું. લિગ્નીના રણાંગણમાં જે લોકો માર્યા ગયા હતા તેની જગ્યા બ્લૂચેરનાં તાજા જુસ્સાવાળાં સૈન્યે પૂરી દીધી હતી. આ ૮૦ હજાર સૈનિકોનો પ્રતિરોધ કરવાને માટે નેપોલિયને ગ્રાઉચીને કેવળ ૩૨ હજાર સૈનિકો આપ્યા હતા. પ્રશિયન સેનાપતિ બ્લુચરે ગ્રાઉચીને થાપ આપી. નેપોલિયનની સાથેનાં યુદ્ધનો નિકાલ વૉટર્લુમાં થનાર છે, વેવર નદીના તીરપર થનાર નથી, એમ ખાત્રીપૂર્વક જાણી તેણે ગ્રાઉચીની સન્મુખ થિલ્મનના હાથ નીચે સત્તર હજાર સૈનિકોની એક ટુકડી મોકલી આપી, અને શેષ સર્વ સૈન્ય લઇ ગ્રાઉચીને થાપ આપીને

અચાનક વૉટર્લુની રણભૂમિમાં તે આવી પહોંચ્યો. મોં આગળ નાખેલો રોટલાનો ટુકડો ખાવામાં કૂતરો નિમગ્ન થાય છે, અને આ તરફ ચોર ઘર ફાડે છે, તેવી બિચારા ગ્રાઉચીની સ્થિતિ થઇ. બ્લુચરના માર્ગમાં એવી મોટી અડચણો હતી કે જો કોઇ બ્લુચર કરતાં ઓછા ધૈર્ય-વાળો સેનાપતિ હોત કિંવા તેના સૈનિકોને નેપોલિયનવિષે નખથી શિખાપર્યંત દ્વેષ ઉત્પન્ન થયેલો નહોત તો તે એ દિવસે વૉટર્લુમાં જઇજ શક્યો નહિ હોત. આગલી રાત્રે વર્ષાદની જે સતત ધારા પડી હતી તેને લીધે સેંટ લૅમ્બર્ટની ખીણમાં તેના તોપખાનાની ગાડીઓ કાદવમાં ખુંચી બેઠી. ઘોડાના પગ પણ આગળ ઉપડતા નહોતા. પાય-દળ સૈન્ય થાકીને નિરાશ થયું અને આગળ જવાનો કાંઇ પણ ઉપાય નથી એમ સર્વને લાગ્યું. બ્લુચરે સર્વ સૈનિકોને 'ભાઇ, બાપા' કરીને વિનવ્યા. તેણે તેમને જણાવ્યું કે "વેલિંગ્ટનને મેં વચન આપ્યું છે. તો શું તમે હવે મને વચનભ્રષ્ટ થવા દેશો ? થોડીવાર સુધી હજી પણ દુઃખ સહન કરો. ગમે તેમ કરીને વૉટર્લુ પર્યંત ચાલો, એટલે વિજય તમારોજ છે." બ્લુચરપર તેના સૈનિકોની ભક્તિ ઘણીજ હતી, તેથી તેના માનને ખાતર તેઓ આગળ ચાલ્યા.

આ તરફ નેપોલિયનને બપોરે બે વાગ્યાને સુમારે ક્ષિતિજમાં પ્રશિયન સૈન્ય સ્પષ્ટ રીતે દ્રષ્ટિગોચર થવા લાગ્યું ત્યારે ગ્રાઉચીપર તેણે એવો સંદેશો મોકલ્યો કે "બ્લુચર અને બ્યૂલો, એ ઉભય સેંટ લૅમ્બર્ટની ખીણમાં થઇને વૉટર્લુ તરફ આવે છે, માટે તમે તત્કાળ તેમની પૂંઠ પકડો અને મારા મુખ્ય સૈન્યને આવી મળો." આ સંદેશો ગ્રાઉચીને સાયંકાળે છ વાગે મળ્યો, પરંતુ હવે સમય વહી ગયો હતો. હવે ગ્રાઉચીના જવાથી કાંઇ પણ લાભ થવાનો સંભવ નહોતો. ઉક્ત સંદેશો મળ્યા પૂર્વેજ ગ્રાઉચીને વૉટર્લુના રણાંગણમાં થતા તોપોના ધડાકા સાંભળવામાં આવતા હતા. તે સમયે જનરલ જીરાર્ડ તેને એવી

સૂચના કરી કે "આપણે વૅાટર્લુ તરફ વળવું જોઇએ." પરંતુ ગ્રાઉ-ચીએ એવો પ્રત્યુત્તર આપ્યો કે "મને વેવર નદીપર યુદ્ધ કરવાની આજ્ઞા મળેલી છે, માટે મારાથી આ સ્થળનો પરિત્યાગ કરી શકાય એમ નથી, અને હું મારા સૈન્યમાંથી એક પલટણ પણ ત્યાં મોકલવાનો નથી." ગ્રાઉચીના આવા દુરાગ્રહને માટે પાછળથી નેપોલિયને તેને ઠપકો આપ્યો. કેટલાકોએ તો તેનાપર વિદ્રોહનો આરોપ મૂક્યો હતો.

અંગ્રેજોની ડાબી બાજુપરનો હલ્લો નિષ્ફળ ગયો, જમણી બાજુપર હ્યુગોમાંટનું થાણું પણ હસ્તગત થતું નહોતું અને બ્લુચરનું સૈન્ય નિકટ આવતું જતું હતું, એવી દશા જોઇ નેપોલિયન નિરાશ થવા લાગ્યો. સાડાત્રણ તો વાગી ગયા હતા. માર્શલનેના પ્રબળ હલ્લાથી વેલિંગ્ટનના સૈન્યની ઘણી ભારે ખરાબી થઈ હતી, તથાપિ તેણે જરા પણ પોતાનો પગ પાછળ હઠાવ્યો નહોતો. પછી નેપોલિયને બ્રિટિશ સૈન્યના મધ્યભાગપર અને જમણી બાજુપર હલ્લો કરી જોવાનો નિશ્ચય કર્યો. તેના ઘોડેસ્વાર સૈનિકોએ તે તરફ હલ્લો કર્યો હતો તેવામાંજ તેણે હ્યુગોમાંટ અને લાહેસેંટ એ થાણાંઓ હસ્તગત કરવાને માટે અધિક સૈન્યની કુમક મોકલી. ફ્રેંચ સૈનિકો બ્રિટિશ સૈન્ય તરફની ટેકરી ચઢી ઉપર ગયા અને તોપખાનાપર હલ્લો કરી ગોલંદાજોને ઠાર કર્યા. વેલિંગ્ટને પોતાની પાયદળ સેનાનો પોકળ વ્યૂહ રચ્યો; આ સેનાપર ફ્રેંચ ઘોડેસ્વારો જુસ્સાભેર તૂટી પડયા, પરંતુ બ્રિટિશ સૈનિકોના બૅયોનેટના પ્રહારને લીધે ફ્રેંચોના અશ્વો આગળ ધસી શકતા નહોતા. વ્યૂહના અંદરના ભાગમાંની હારો ગોળીની વૃષ્ટિ કરવા લાગી. ફ્રેંચ પલટણમાંના ઘોડાનાં જીન પટાપટ ખાલી થવા લાગ્યાં. ફ્રેંચ ઘોડેસ્વારોએ પોતાના શૌર્યની પરાકાષ્ઠા દર્શાવી. છતાં બ્રિટિશ સૈનિકોની આગળ તેમનું કાંઇ ચાલ્યું નહિ. તેઓ ધીમે

ધીમે પાછા હઠવા લાગ્યા. તે સમયે કેટલાક ગોલંદાજો પોકળ વ્યૂહને આશ્રયે લપાઇને બેસી રહ્યા હતા, તેમણે બહાર આવીને તોપ છોડવા માંડી. ફ્રેંચ ઘોડેસ્વારોની પૂરી કમબખ્તી બેઠી. તેઓ જેમ જેમ પાછળ હઠવા લાગ્યા તેમ તેમ તેમનાપર અધિકાધિક તોપનો મારો થવા લાગ્યો. આ રીતે આ હલ્લામાં ફ્રેંચોને ભયંકર નિષ્ફળતા મળી અને તેમના ઘણા ઘોડેસ્વારો માર્યા ગયા.

લાહેસેંટના હલ્લામાં નેપોલિયનના સૈન્યની થોડીવાર સુધી સરસાઈ થઇ. ૭ અને સાત વાગ્યા દરમ્યાન ડૉન્ઝેલૉટના પાયદળે તે સ્થળ સર કર્યું. ત્યાંથી શત્રુના મધ્યભાગપર હલ્લો કરવાની તેને સગવડ મળી. હવે એક એક ક્ષણ લાખ લાખ રૂપિઆની હતી. પ્રશિયન સૈન્ય જમણી બાજુ તરફ અધિકાધિક નિકટ આવતું જતું હતું. તેને માર્ગમાંજ અટકાવી રાખવાને માટે લોબાની પલટણ પાંચ વાગ્યાથી રવાના થઇ હતી. તેણે કેટલીકવાર સુધી તો બ્લુચરને અટકાવી રાખ્યો, પરંતુ પ્રશિયન સૈન્યની સંખ્યા જેમ જેમ વધતી ગઇ તેમ તેમ ફ્રેંચ સૈનિકો પાછળ હઠવા લાગ્યા. બ્લુચરે લોબાની પૂઠ પકડવાને માટે એક પલટણ રાખી બીજી પલટણને લૅાચેનાઇટ ગામકે હસ્તગત કરવાને માટે મોકલી આપી. પ્રશિયન સૈનિકોએ તે ગામપર ત્રણ વાર હલ્લો કર્યો, પરંતુ ત્યાં રહેલા તરુણ ફ્રેંચ રક્ષકોએ ત્રણે વાર તેમને પાછા હઠાવ્યા. હવે પ્રશિયન સૈનિકોની બીજી પલટણો અંગ્રેજોના પાછલા ભાગપર તેને સહાય કરવાને માટે જવા લાગી. તેની સારી પેઠે ખબર લેવાને માટે નેપોલિયનને કેટલીક સેના તે તરફ મોકલવી પડી. આ રીતે મુખ્ય રણભૂમિ છોડીને ઘણા ફ્રેંચ સૈનિકો પ્રશિયન સૈન્યનો પ્રતિરોધ કરવાનો પ્રયત્ન કરવામાં રોકાયા, તેથી વેલિંગ્ટનની સામે લડનારી સેનામાં મોટી ત્રુટિ જણાઈ.

અત્યાર સુધી નેપોલિયન સૈન્યના મધ્યભાગમાં રહી દુર્બીનવતી

સર્વ હીલચાલનું નિરીક્ષણ કરતો હતો અને હુકમ છોડતો હતો, પરંતુ હવે અણીનો સમય આવેલો જોઇ તે ઉઠયો અને તેણે પોતાનો અશ્વ મંગાવ્યો. જો આ સમયે નેપોલિયન પાછો ફર્યો હોત તો તેનાં સૈન્યની ઝાઝી ખરાબી ન થતાં તે પારીસમાં પહોંચી શક્યો હોત. તેની જૂની અંગરક્ષક પલટણે હજી યુદ્ધમાં ભાગ લીધો નહોતો તેથી તે તાજીજ હતી. તેને શત્રુની સન્મુખ રાખી તે શેષ સૈન્ય સહિત પાછો ફરી શક્યો હોત. પરંતુ નેપોલિયન સારી પેઠે જાણતો હતો કે આપણને અંતિમ જય કિંવા પરાજય વૉટર્લુની સમરભૂમિમાંજ મળનાર છે, તેમજ જો આપણે પાછા હઠીશું તો શત્રુપક્ષનું બળ વધી જશે, અને પછી કદિ પણ વિજય મળવાની આશા રહેશે નહિ, માટે આજ સ્થળે છેવટનો પ્રયત્ન કરી જોવો.

સાત સાડાસાતને સુમારે તેણે પોતાની જૂની અંગરક્ષક પલટણને માર્શલનેને હવાલે કરી અને તેને અંગ્રેજોપર આક્રમણ કરવાને મોકલ્યો. “ પાદશાહનો જય થાઓ ” એવી ગર્જના કરીને ફ્રેંચ સૈનિકો તે ટેકરીપરથી નીચે ઉતરવા લાગ્યા. તેમની સામે આવેલી ટેકરીપરથી શત્રુઓની તોપોનો મારો ચાલુજ હતો. આ હલ્લો હુગોમાંટ અને લાહેસેંટની વચ્ચે આવેલા બ્રિટિશ સૈન્યના મધ્યભાગ અને જમણી બાજુપર હતો. આજ સમયે ડૉઝેલૉટની ટુકડીએ બ્રિટિશ સૈન્યના મધ્યભાગપર આક્રમણ કર્યું. આ સમયે તેની કુમકે જો પૂર્વવત્ તરુણ અંગરક્ષકોની પલટણ ગઇ હોત તો અંગ્રેજી સેનાપર મહા વિપત્તિ આવી પડી હોત, પરંતુ તે પલટણ આ સમયે બ્લુચરની સામે યુદ્ધ કરવામાં લીન થઇ હતી, તેથી ડૉઝેલૉટનો કાંઇ પણ ઇલાજ ચાલ્યો નહિ. વેલિંગ્ટને ડૉઝેલૉટનો પ્રતીકાર કરવાનો પ્રયત્ન કરી માર્શલનેની ખબર લેવાનો નિશ્ચય કર્યો. માર્શલનેના જૂના અંગરક્ષકોની સામે થવાને માટે મેટલંડ અને ઍડમ્સના હાથ નીચેની પલટણો તૈયાર હતી.

ફ્રેંચોની તોપોનો મારો ચૂકવવાને માટે વેલિંગ્ટને તેને ભોંય ઉપર સૂઈ જવાનો હુકમ કર્યો. તેની પલટણો ભોંય ઉપર પડી હતી તેવામાં માર્શલને પોતાના જૂના અંગરક્ષકોને લઇને તેનીપર ચઢી આવ્યો. ધૂમ્રથી અંધકાર વ્યાપી રહ્યો હતો, તેથી તેના માણસોને પોતાના શત્રુઓ ક્યાં છે તે જણાતું નહોતું. તે પૂર્ણ જુસ્સાથી ટેકરીપર ચઢી આવ્યો. તે થોડે દૂર ગયો એટલે તેને બ્રિટિશ અમલદારો અશ્વારૂઢ થયેલા જણાયા, પરંતુ સિપાઇઓનો ક્યાંય પણ પત્તો લાગતો નહોતો. ફ્રેંચો આટલે ઉંચે ચઢી આવ્યા તેથી તેમની તોપોનો મારો બંધ થયો હતો, કારણ કે તેથી તેમનાજ માણસોનો નાશ થવાનો સંભવ હતો. આ રીતે તોપોની ભીતિ નિવૃત્ત થઇ અને શત્રુઓ પોતાના કબજામાં આવ્યા, એવી સ્થિતિ જોઇ વેલિંગ્ટને પોતાના માણસોને એવી આજ્ઞા ફરમાવી કે "ઉઠો અને તમારા શત્રુઓની ખબર લો." જમીનપર સૂઈ રહેલા સૈનિકો એકદમ ભૂતની પેઠે ઉઠીને ઉભા થયા અને તેમણે ફ્રેંચોપર બંદુકનો મારો શરૂ કર્યો. બ્રિટિશ પલટણો ચાર હારમાં સારી વ્યવસ્થાપૂર્વક ઉભી રહી હતી. તેમણે અત્યાર સુધી યુદ્ધમાં ઝાઝો પરિશ્રમ કર્યો નહોતો. વળી ખુદ વેલિંગ્ટનના હાથ નીચે તેઓ લડતી હતી. તે સારી પેઠે જાણતી હતી કે આપણે નેપોલિયન જેવા કસાયેલા અને નામાંકિત સેનાપતિની સામે લડવાનું છે, અને આપણે આ સમયે જે વીરતા દર્શાવીશું તેની ઉપર આ યુદ્ધના જય પરાજયનો તથા સમસ્ત યૂરોપની શાંતિનો આધાર છે, આથી તેમનાં હૃદયમાં અપૂર્વ જુસ્સો આવેલો હતો. બ્રિટિશ સૈનિકોના આવા આવેશની આગળ ફ્રેંચોનો પગ ટકતો નહોતો. પ્રથમ સપાટામાંજ ફ્રેંચોના ત્રણસેં સૈનિકો ઠાર થયા. તેમણે પોતાની હાર લંબાવી બ્રિટિશ સૈનિકોને ઘેરી લેવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તે પ્રયત્ન પણ નિષ્ફળ ગયો. વેલિંગ્ટને બૅયોનેટવડે મારો કરવાનો હુકમ આપ્યો. આ મારાની આગળ ફ્રેંચો ટકી શક્યા

નહિ. તેમનું ધૈર્ય ખૂટી ગયું, તેમની હાર ટૂટી ગઇ અને તેમણે પાછળ હઠવા માંડયું. મેટલંડના હાથ નીચેના સૈનિકોએ તેમની પુષ્કળ કત્લ કરી. એટલામાં ફ્રેંચ લોકોએ પોતાની બીજી પલટણ આગળ કરી. અંગ્રેજોની તોપોની જરા પણ દરકાર રાખ્યા વિના તે આગળ ચાલી. તેની સામે બાથ ભીડવાને માટે મેટલંડની પલટણ પાછી આવી હતી. તેણે ફ્રેંચોના મધ્યભાગપર તોપોનો અને બન્ને બગલપર બંદુકોનો મારો શરૂ કર્યો. આવા સખ્ત મારાની આગળ ગમે તેવા હિમ્મતવાન સિપાઇઓ પણ શું કરી શકે ? ફ્રેંચ સિપાઇઓ શૌર્યવાન હતા અને તેમણે યુદ્ધકાર્યમાંજ પોતાનું સમસ્ત જીવન ગાળ્યું હતું, તે છતાં પણ તેમનું ધૈર્ય ખૂટી ગયું. તેમના પગજ ત્યાં ઠરી શકતા નહોતા. તેમણે હતાશ થઈ પાછા ફરી નાસવા માંડયું. અત્યાર સુધી ડૅાઝેલૅાટની પલટણે શૌર્ય દર્શાવ્યું હતું, પરંતુ પાદશાહના અંગરક્ષકોને આ રીતે પલાયન કરતા જોઇ તેનું ધૈર્ય પણ ખૂટી ગયું. ઍડમની પલટણે તેને પણ ત્યાંથી હાંકી કાઢી. આ રીતે ફ્રેંચોના સર્વ પ્રયત્નો નિષ્ફળ ગયા અને તેમને પાછા ફરવું પડયું. પરંતુ આટલાથીજ યુદ્ધનો અંત આવ્યો નહિ. નેપોલિયનની પાસે હજી કેટલીક સેના ફાજલ હતી. બીજી કેટલીક પરાજિત પલટણોના શેષ રહેલા સૈનિકોને એકત્રિત કરી તેણે એક પલટણ બનાવી. નેપોલિયનની આ પ્રકારની તૈયારી જોઈ વેલિંગ્ટને પોતે તેનાપર આક્રમણ કરવાનો નિશ્ચય કર્યો. પાદશાહના અંગરક્ષકોની રેવડી દાણાદાણ થયેલી જોઈ બીજા ફ્રેંચ સૈનિકોનું ધૈર્ય ખૂટી ગયું હતું.

આ વખતેજ તેનાપર હલ્લો કરવો અને નેપોલિયનને બીજી પલટણ તૈયાર કરી સામે થવાનો અવકાશજ આપવો નહિ, એવો વેલિંગ્ટને ઠરાવ કર્યો. પ્રશિયન સૈન્ય છેક નિકટ આવી પહોંચ્યું હતું, તેથી હવે વેલિંગ્ટનને પોતાની ડાબી બાજુની સુરક્ષિતતા માટે જરા પણ ચિંતા રહી નહોતી. તેણે તાજા જુસ્સાવાળા પાયદલ અને અશ્વા-

રોહી સૈનિકોને નેપોલિયનપર આક્રમણ કરવાને માટે બોલાવ્યા. આ પ્રકારે પોતાનાં સૈન્યની યોગ્ય તૈયારી કરી તેણે સર્વેને એકદમ આગળ જવાને આજ્ઞા ફરમાવી. બ્રિટિશ સૈનિકો આ આજ્ઞાની ક્યારથી અત્યંત ઉત્સુકતાપૂર્વક રાહ જોતા હતા. તે મળતાંજ તેઓ એકદમ શત્રુઓ તરફ દોડયા. છિન્ન–ભિન્ન તથા નિસ્તેજ અને શ્રમિત થઈ ગયેલા ફ્રેંચ સૈનિકોપર અંગ્રેજો એકદમ તૂટી પડયા અને તેમની ભયંકર કત્લ કરવા લાગ્યા. વેલિંગ્ટન પોતાનાં સૈન્યના મોખરે હતો અને તે પોતાની કૃતિથી તથા શબ્દથી પોતાના સૈનિકોને ઉત્તેજિત કરતો હતો. ફ્રેંચ સૈનિકો પલાયન કરવા લાગ્યા અને વચ્ચે વચ્ચે પાછા ફરીને અંગ્રેજો-પર ગોળીબાર કરવા લાગ્યા. એક બે ગોળીઓ વેલિંગ્ટનના કાનને અડકીને ચાલી ગઇ. તેના હાથ નીચેના અમલદારોએ તેને નિષ્કારણ પોતાના પ્રાણ જોખમમાં નહિ નાખવાને વિનવ્યો. પરંતુ તેણે ઉત્તર આપ્યો કે " આપણને વિજય મળ્યો. નેપોલિયનની ખોડ ભાંગી ગઇ. હવે યૂરોપખંડમાં શાંતિ ફેલાશે. મારૂં ઇતિકર્ત્તવ્ય પૂર્ણ થયું. હવે મારૂં મૃત્યુ થાય તો તેની પણ કાંઇ ચિંતા નથી. "

પ્લૅંચેનૉઇટ આગળ તરુણ અંગરક્ષકો અદ્યાપિ ટકી રહ્યા હતા, પરંતુ જ્યાં ત્યાં પલાયનનો આરંભ થયેલો જોઈ તે નિરુત્સાહ થયા. પ્રશિયનો ફ્રેંચોની જમણી બાજુપર જઈ ચઢયા અને તેને પાછા હઠાવી દીધા. બ્રિટિશ સૈન્ય પ્રાતઃકાળથી અસીમ પરિશ્રમ કરતું હોવાથી તે થાકીને લોથપોથ થઇ ગયું હતું, તેથી તે ફ્રેંચોની પૂઠ પકડી તેની કત્લ કરી શકતું નહોતું, પરંતુ પ્રશિયન સૈનિકોનો જુસ્સો હજી તાજો હતો અને તેમના હૃદયમાં ફ્રેંચો પ્રત્યે દ્વેષ હતો, તેથી તેમણે ફ્રેંચોની ભયંકર કત્લ કરી. સર્વ રણાંગણ ફ્રેંચ સિપાઇઓનાં રક્તથી રંગાઇ ગયું. નેપોલિયનના જૂના અંગરક્ષકોમાંથી શેષ રહેલા સૈનિકોએ પ્રશિયનોનો પ્રતીકાર કરવાને માટે પોતાથી બને તેટલો પ્રયત્ન કર્યો, પરંતુ તેમનો તે પ્રયત્ન નિષ્ફળ નિવડયો.

નેપોલિયનના ચ્હેરાપર નિરાશાનાં ચિહ્નો સ્પષ્ટ રીતે દ્રષ્ટિગોચર થવા લાગ્યાં. "રણભૂમિપરજ હું પ્રાણાર્પણ કરીશ" એમ તે બોલવા લાગ્યો, પરંતુ જનરલ સૂલ્ટ અને ઇતર અમલદારોએ મહા પ્રયાસે તેનું મન ફેરવી તેને બહાર કાઢયો અને તેઓ તેને સુરક્ષિત સ્થળે લઇ ગયા. ચાર્લેરોય આગળ એક કલાક પર્યંત વિશ્રાંતિ લઇ નેપોલિયન પારિસ તરફ જવાને નીકળ્યો અને પોતાના પરાજયની ખબર પહોંચે તે પૂર્વેજ તે ત્યાં જઇ પહોંચ્યો. પરંતુ તે વાત ક્યાં સુધી ગુપ્ત રહે? શીઘ્ર જ્યાં ત્યાં પોકાર ઉઠયો અને સર્વત્ર હાહાકાર પ્રવર્તી રહ્યો. શત્રુની વિજયી સેના પારિસપર ચઢી આવે છે, એવા સમાચાર સાંભળતાંજ મોટા અમીર–ઉમરાવોએ નેપોલિયનને રાજીનામું આપવાની ફરજ પાડી. તે પ્રમાણે તેણે તા૦ ૨૨ મી જુને બીજીવાર રાજીનામું આપ્યું અને તા૦ ૨૯ મી જુને તે પારિસ નગર છોડી અમેરિકા જવાના ઉદ્દેશથી રૉચફોર્ટ બંદરે ગયો; પરંતુ અંગ્રેજી વહાણોએ સર્વ કિનારાપર તપાસ ચાલુ કરેલી હોવાથી નિરુપાયે તે તા૦ ૧૫ મી જુલાઇને દિવસે બેલેરેફોન જહાજપરના કેપ્ટનને સ્વાધીન થયો.

આ તરફ સંયુક્ત રાષ્ટ્રોની સેનાએ આસ્તે આસ્તે પારિસની નિકટ જઈ તે નગરને ઘેરો ઘાલ્યો.. નેપોલિયને રાજીનામું આપ્યા પછી જે પ્રધાનમંડળ તત્કાળને માટે અધિકારપર હતું તેણે વેલિંગ્ટનની સાથે નમ્ર વર્તન રાખ્યું. બ્લુચરના અંગમાં નખથી શિખા પર્યંત ફ્રેંચો વિષે દ્વેષ ભરેલો હતો, તેથી તેણે પારિસ શહેરપર આક્રમણ કરી તેને હસ્તગત કરવાની સલાહ આપી; પરંતુ વેલિંગ્ટનના ડહાપણથી રક્તપાત નિવૃત્ત થયો અને જુલાઇની ૩ જી તારિખે તે શહેર તેના તાબામાં આવ્યું. પુનઃ અઢારમા લુઇને સિંહાસનપર આરૂઢ કરવામાં આવ્યો અને તેના રક્ષણને માટે સંયુક્ત રાષ્ટ્રોનું સૈન્ય ત્રણ વર્ષ પર્યંત ત્યાંજ છાવણી નાખીને રહ્યું.

આ રીતે નેપોલિયનના યુદ્ધનો વૉટર્લુની લડાઈમાં અંત આવ્યો. આ સમય પૂર્વે ત્રેવીસ વર્ષો સુધી અર્થાત્ ઇ. સ. ૧૭૯૨ થી ઇ. સ. ૧૮૧૫ સુધી યૂરોપમાં જે અવ્યવસ્થા અને અરાજકતા પ્રસરી હતી, તેની ઇ. સ. ૧૮૧૫ થી આજ સુધી ચાલેલી શાંતિ અને ઔદ્યોગિક તથા સાંપત્તિક ઉન્નતિની સાથે તુલના કરવાથીજ વૉટર્લુના યુદ્ધનું મહત્વ સમજાય છે. આ વિજયથી યૂરોપમાં ત્રેવીસ વર્ષો સુધી ચાલેલી અરાજકતા એકદમ દૂર થઈ. જો વૉટર્લુમાં બ્રિટિશ સેનાનો વિજય થયો ન હોત તો આ અરાજકતા બીજાં કેટલાં વર્ષો સુધી ચાલત તેની કલ્પના કરી શકાય એમ નથી. જે યુદ્ધે ફ્રેંચ રાજ્યક્રાંતિનો એક ઘડીમાં વિધ્વંસ કર્યો અને જેણે અત્યંત બુદ્ધિમાન પરંતુ મહત્વાકાંક્ષી, રાજ્યવિધ્વંસક અને શાંતિના ઉચ્છેદક નેપોલિયનનાં હાડકાં પાંસળાં ખોખરાં કર્યાં તે યુદ્ધ બ્રિટિશ લોકોને તો અભિમાનાસ્પદ છેજ; પરં તે યુદ્ધ પછી યૂરોપમાં શાંતિનું જે સામ્રાજ્ય પ્રસર્યું તેને લીધે જગતના ઇતિહાસમાં પણ તેનું અત્યંત મહત્ત્વ છે.

વૉટર્લુમાં વેલિંગ્ટનને વિજય પ્રાપ્ત થયો ખરો; પરંતુ તે કેવળ બ્રિટિશ સૈનિકોની ધીરતાનેજ આભારી છે. તેમાં સેનાપતિનું કાંઈ યુદ્ધ-કૌશલ્ય દ્રષ્ટિગોચર થયું નથી. આગલી રાત્રિના વર્ષાદને લીધે નેપોલિ-યનને યુદ્ધારંભ કરતાં વાર લાગી ન હોત, કિંવા ગ્રાઉચીની જગ્યાએ બીજો કોઈ તેજસ્વી અને અક્કલમંદ સરદાર હોત તો બ્લુચર વૉટર્લુમાં આવી શકતજ નહિ, કિંવા તેના આગમન પૂર્વેજ બ્રિટિશ સૈન્યની ઇતિશ્રી થઈ ગઈ હોત. વળી વેલિંગ્ટનનો તે દિવસની યુદ્ધ કરવાની પદ્ધતિ સિપાઈઓને માટે કેવળ પ્રાણઘાતક અને ઉદ્વેગજનક હતી. "My plan is simply to stand my ground here to the last man" (મારા હાથ નીચેનો એક સિપાઇ જીવંત રહે ત્યાં સુધી આ જગ્યા છોડવી નહિ એજ મારી યુદ્ધ કરવાની પદ્ધતિ છે)

એમ એ દિવસે તે બોલ્યો હતો. જો બ્લુચરને આવવાને બે કલાક મોડું થયું હોત તો વેલિંગ્ટનના આ શબ્દો અક્ષરશઃ સત્ય નિવડ્યા હોત. એકજ જગ્યા પકડીને ઉભા રહી શત્રુનો માર સહન કરવો અગર ચૂકવવો, એમ કરતાં કરતાં બ્રિટિશ સૈનિકોને કંટાળો આવ્યો હતો. કેટલીકવાર તેમણે આગળ ધસી જવાને માટે પરવાનગી માગી, પરંતુ તે મળી નહિ, તેથી તેઓ ક્રોધથી લાલ બની ગયા હતા. કેવળ વેલિંગ્ટન પ્રત્યેના માનને ખાતર અને પોતાના ચિવ્વટ સ્વભાવને લીધેજ તેઓ ધીરજ ધરીને છેવટ પર્યંત ત્યાં ઉભા રહ્યા હતા. અંતે તેમને ધૈર્યનું ઉચિત ફળ મળ્યું. જો એકવાર તેમણે પોતાની જગ્યા છોડી હોત તો નેપોલિયનને પોતાની લશ્કરી યુક્તિ ચલાવવાની સંધિ અનાયાસ પ્રાપ્ત થઈ હોત; પરંતુ 'જો' અને 'તો' ઇતિહાસમાંથી કદિ પણ ખૂટે એમ નથી.

આ યુદ્ધમાં અંગ્રેજોને જે હાનિ થયાનો સ્વીકાર વેલિંગ્ટને પોતે કર્યો છે તે પરથી નેપોલિયનનું યુદ્ધકૌશલ્ય અને શૌર્ય ઉત્તમ રીતે જણાઈ આવે છે. રણાંગણમાંથી પાછા ફર્યા પછી વેલિંગ્ટને પોતાના એક મિત્રને પત્ર લખ્યો હતો, તેમાં તે જણાવે છે કે "આ યુદ્ધમાં મારા જે મિત્રો, સોબતીઓ અને સિપાઇઓ મરણ પામ્યા તેમની સંખ્યા જોઈ મારી છાતી ધડકે છે. મને જય મળ્યો ખરો, પરંતુ સૈન્યનો જે ભયંકર સંહાર થયો તેથી તે ક્લેશપ્રદ થયો છે. મારા સૈનિકોના શૌર્યથી આજસુધી મને પરાજય મળ્યો નથી, પરંતુ વૉટર્લૂમાં આટલા બધા વીરોની આહુતિ આપી વિજય મેળવવો, એ પરાજયના જેટલીજ દુર્ભાગ્યની વાત છે. હવે આ વિજયથી જગતને લાભ થશે, એ વાત નિરાળી છે."

# સુશિમાનું યુદ્ધ

## અથવા રશિયા અને જાપાન વચ્ચેની લડાઈ–ઇ. સ. ૧૯૦૫.

---

કોલંબસે ઇ. સ. ૧૪૯૨માં અમેરિકાખંડની શોધ કરી, અને વાસ્કો ડિ ગામાએ ઇ. સ. ૧૪૯૮ માં કાલિકટ બંદરમાં પગ મૂક્યો, તે સમયથી યૂરોપીય રાષ્ટ્રોને દુર્બળ લોકોના દેશ જીતી લઇ તેમને ગુલામ બનાવવાની ચટક લાગી છે! ગત ચાર શતકમાં આ શ્વેતવર્ણી રાષ્ટ્રોએ સમસ્ત પૃથ્વીપર દોડાદોડી કરી મૂકી છે. તેમણે અમેરિકાના રાતા રંગના લોકોનો પરાભવ કરી તે ખંડ પ્રાયઃ ગોરા લોકોથી પરિપૂર્ણ કરી મૂક્યો છે. આફ્રિકાખંડના કાળા રંગના જંગલી લોકોની પણ હવે પછી આવીજ અવસ્થા થશે અને તે ખંડ પણ ગોરા લોકોથી ભરપૂર બની જશે, એવો રંગ હાલથીજ જણાય છે. માત્ર એશિયાખંડમાંનાં રાષ્ટ્રો સચેત, જૂનાં, અતિ સંસ્કૃત અને વિસ્તૃત હોવાથી એ ખંડ ગૌરકાયમય થવો અશક્ય નહિ તો અસંભવનીય તો છેજ. યૂરોપીઅન લોકોને પણ આ વાત ખરી લાગે છે, અને તેઓ બહારથી સ્પષ્ટ રીતે તેનો સ્વીકાર પણ કરે છે; પરંતુ તેમની કૃતિપરથી તેમનો અંતઃકરણનો વિચાર ભિન્ન હોય એમ જણાય છે.

રશિયાનો પૂર્વ તરફનો રાજ્યવિસ્તાર, અમેરિકાનો પાસિફિક મહાસાગરમાંના દ્વીપો પરનો ડોળો અને ઝાઝો બુમાટો ન થવા દેતાં એક એક દેશ ઓગાળી જવાની ગ્રેટબ્રિટનની રાજનીતિ, એ સર્વેનું ધોરણ એકજ હોવાથી એશિયાખંડની ભાવી અવસ્થા વિષે નિરાશા લાગવી સાહજિકજ છે. ઉપર્યુક્ત ત્રણ રાષ્ટ્રો પૈકી અમેરિકાની સત્તા ફિલિપ્પાઇન દ્વીપો સિવાય બીજા કોઈ પણ ભાગપર જણાતી નથી, પરંતુ ઇંગ્લાંડ અને રશિયાએ એશિયાખંડનો મોટો ભાગ આટોપ્યો

છે. પુલ્ટોવાના યુદ્ધ પછી રશિયાનું રાજ્ય વિસ્તાર પામવા લાગ્યું અને દક્ષિણમાં તેમજ પૂર્વમાં તેની ગતિ અબાધિત રીતે થતી ચાલી. પૂર્વમાં પાસિફિક મહાસાગર અને દક્ષિણમાં અફઘાનીસ્તાન પર્યંત તેની સરહદ આવી પહોંચી. પ્લાસીના યુદ્ધ પછી અંગ્રેજોની સત્તા વધતી ચાલી અને અલ્પ અવધિમાં તેણે સમસ્ત હિંદુસ્તાન તથા બ્રહ્મદેશ વ્યાપ્ત કરી દીધો. પશ્ચિમ તરફ અર્ધો બલુચિસ્તાન દેશ તેના સામ્રાજ્યમાં આવ્યો. અફઘાનીસ્તાને એક બે વાર તેને સખ્ત હાથ બતાવ્યો, તેથી તે તરફની પોતાની રાજ્યતૃષ્ણાને અંકુશમાં રાખવી પડી, છતાં તેણે ટિબેટ દેશમાં મિશન મોકલી ૧૯૦૪ ના ઑગસ્ટ માસની ૩ જી તારીખે લ્હાસા શહેરમાં પ્રવેશ કર્યો અને તે દેશમાં પણ પોતાનો હાથ ઘાલ્યો.

આ રીતે ઉત્તરે રશિયા અને દક્ષિણે ઇંગ્લાંડ એ ઉભયના પંજામાં સપડાઈ સમસ્ત એશિયાખંડ શીઘ્ર યૂરોપને તાબે થશે, એવી ભીતિ લાગવા માંડી; કારણ કે આવડા મોટા ખંડમાં માત્ર ઈરાન, અફઘાનીસ્તાન, ચીન અને જાપાન એટલાજ સ્વતંત્ર દેશો રહ્યા છે. તેમાં લોકસંખ્યાનાં પ્રમાણથી ચીન દેશ પ્રમુખ છે, પરંતુ તે અદ્યાપિ અજ્ઞાન–નિદ્રામાં ઘોરતો પડેલો છે. ઇ. સ. ૧૮૪૦ થી અંગ્રેજોએ ચીનની શક્તિની પરીક્ષા કરવા માંડી. બુષ્ટિક લોકોના બંડ વખતે ચીનની નબળાઈ સર્વ પાશ્ચાત્ય રાષ્ટ્રોને વિદિત થઈ. ફાવે તે વખતે આપણે ચીનના અંગમાંથી લોચા તોડી લઇશું અને પોલાંડની પેઠે તેને આપણા રાજ્યમાં મેળવી દઈશું, એમ તેમને લાગવા માંડ્યું. આવી સ્થિતિમાં સમસ્ત એશિયાવાસીની દ્રષ્ટિ જાપાન તરફ લાગી રહે એ સર્વથા સ્વાભાવિકજ હતું. રશિયા વા ઇંગ્લાંડ એ બેમાંથી ગમે તે રાષ્ટ્રનું વર્ચસ્વ એકવાર જાપાનપર સ્થાપિત થાય તો એશિયાખંડની સ્વતંત્રતા માટે સંપૂર્ણ નિરાશાજ હતી; કારણ કે ઈરાન અને

અફઘાનીસ્તાન જો કે સ્વતંત્ર છે તો પણ તેમનું સ્વાતંત્ર્ય પોતા પૂરતુંજ છે. બીજા રાષ્ટ્રોને પારતંત્ર્યના પંજામાંથી વિમુક્ત કરવાની શક્તિ તેમનામાં નથી, તેથી જો એકવાર જાપાનની ખાંધપર પારકી સત્તાની જુસરી બેસે તો એશિયાખંડ યૂરોપના સંપૂર્ણ પંજામાં આવ્યા પ્રમાણેજ હતું.

જાપાન દેશ પૌર્વાત્યોના ઉદ્ધારને માટે આશાલતા છે, એવું અનુમાન કરવાને પણ કેટલાંક વર્ષો પૂર્વે કાંઇ આધાર નહોતો. પંદરમા શતકમાં પોર્તુગીઝ લોકોએ જાપાનમાં ખ્રિસ્તી ધર્મનો પ્રસાર કરવાનો પ્રયાસ કર્યો અને તેની સાથે જાપાની લોકોની રાજસત્તા પણ ખુંચવી લેવા માંડી. તે સમયથી જાપાનની પ્રજાએ 'પરદેશી ભૂતો'નો સંપર્ક નહિ જોઇએ, એવો પોકાર ઉઠાવી પરદેશી લોકોને પોતાના દેશમાં આવવા દેવાનો અને પોતાના લોકોને પરદેશમાં જવાનો પ્રતિબંધ કર્યો. જાપાન આ કૂપમંડૂક વૃત્તિમાં ત્રણસેં વર્ષો રહ્યા પછી ઈ. સ. ૧૮૫૧ માં અમેરિકાએ કેટલાંક વહાણો તે દેશમાં મોકલ્યાં. અમેરિકાએ પ્રકટ રીતે પોતાનો હેતુ એવો જણાવ્યો હતો કે અમારાં વહાણો જાપાનના કિનારાપર અથડાઇને ભાંગી જાય તો તેનો માલ પાછો મેળવવાને માટે તથા જાપાનની સરકાર કિનારાપર ઉતરેલા અમારા ખલાસીઓની સાથે સારૂં વર્તન રાખે તેટલા માટે જાપાનની સરકાર પાસે કરાર કરાવવાને અમે આ વહાણો મોકલ્યાં છે. પરંતુ તેનો ગુપ્ત હેતુ જાપાનનું બળ તપાસવાનો હતો. તે વખતે જાપાનની પાસે ન તો યુદ્ધનાં જહાજો હતાં, ન તો તોપો હતી અને ન તો દારૂગોળો હતો! તીરકામઠાંની સહાયથી પરદેશી લોકોનો પ્રતિરોધ થઇ શકે તેમ નહોતું, તેથી દૂરદર્શીપણું વાપરી તેણે એ સમયે અમેરિકાની સર્વ માગણીઓ માન્ય કરી. ઇ. સ. ૧૮૫૫ માં પોતાના દેશને વ્યાપારની બાબતમાં કાંઇક અનુકૂળતા મેળવી આપવાના ઉદ્દેશથી લૉર્ડ એલ્જીન નામનો અંગ્રેજ

જાપાનમાં ગયો. તે વેળા પરદેશી લોકોનો પગ પેસારો નાગાસાકી બંદર સિવાય બીજે ક્યાંય પણ નહોતો; પરંતુ આ અંગ્રેજ બહાદુરે જાપાની લોકોની ધમકીને નહિ ગણકારતાં યદ્દો સુધીનો પ્રવાસ કરી લીધો ! પરદેશી રાષ્ટ્રોનું સામર્થ્ય અને પોતાનું દૌર્બલ્ય હવે જાપાનને સારી રીતે વિદિત થયું. તે સમયથી તેણે પરદેશમાંથી વિદ્યા–હુન્નર તથા કળા–કૌશલ્ય વગેરે શીખી લેવાનું વ્રત લીધું.

આ વ્રતને રાજાનો સારો આશ્રય મળ્યો, તથાપિ પ્રથમ તો બાપ-દાદાના સંસ્કારને લીધે લોકોને પરદેશગમન ઇષ્ટ લાગ્યું નહિ. તે છતાં પણ કેટલાક લાગણીવાળા દેશભક્ત લોકોનાં મન નહિ દુઃખવવાને માટે ચોરી છુપીથી અને કેટલાકો તો લોકમતની કિંચિત્ પણ સ્પૃહા રાખ્યા વિના છચોક પરદેશમાં ગયા. તેઓ યુરોપ અને અમેરિકામાં જઈ ત્યાંની રાજનીતિ, યંત્રકળા, શાસ્ત્રીય શોધો આદિ વિષયોમાં પારંગત થઇ પાછા સ્વદેશમાં આવ્યા અને તેમણે પોતાના જ્ઞાનનો પ્રચાર પોતાના દેશમાં કરવા માંડ્યો. આ શિક્ષણે જાપાનમાં કાંઇ એવી વિલક્ષણ જાદુઈ અસર કરી કે પૂર્વના જાપાન અને આજના જાપાનમાં જમીન આસમાનનો ફેર પડી ગયો છે. આ ફેરફાર થતી વખતે મિકાડો, અમીર–ઉમરાવો તથા સાધારણ પ્રજાએ જે સ્વાર્થત્યાગ કર્યો તે અવર્ણનીય છે. જમીનદારોએ તો પોતાની રાજી ખુશીથીજ પોતાની જમીન રાજાને સ્વાધીન કરી, તેનો સાર્વજનિક કાર્યમાં ઉપયોગ કરવાની પ્રાર્થના કરી.

આ પ્રકારે જાપાની લોકોએ શિક્ષણપ્રસાર કરી, જૂનો માન-મરતબો, હક્ક વગેરેને તિલાંજલિ આપી નવીન રાજ્યપદ્ધતિ શરૂ કરી. જાપાનની પ્રગતિ આ પ્રકારે થતી હતી એવામાં તેના ભાવી વૈભવને આવશ્યક તથા આધારભૂત એવો ગુરુમંત્ર તેને મળ્યો. જાપાન દેશમાં પરદેશી લોકોને સ્થાયી વસ્તી કરવાની, જમીન વગેરે વેચાતી લેવાની, ખાણો ખોદવાની અને વ્યાપારમાં મૂડી રોકવાની પરવાનગી આપવી

કે નહિ, એવો પ્રશ્ન ઇ. સ. ૧૮૯૨ ના અરસામાં ઉપસ્થિત થયો. તે સમયે બૅરન કૅંટારો કાનેકો નામના જાપાની ઉમરાવે આ પ્રશ્ન વિષે પ્રસિદ્ધ તત્ત્વવેત્તા હર્બર્ટ સ્પેન્સરનો અભિપ્રાય પૂછ્યો. મહાશય સ્પેન્સરે પોતાનો નીચે પ્રમાણેના આશયનો મત સ્પષ્ટ રીતે દર્શાવ્યો:—

"બનતાં સુધી અમેરિકન અને યુરોપીઅન લોકોનો પગપેસારો જાપાનમાં થવા દેશો નહિ. તેમને બને તેટલે દૂર રાખજો. તેમની સાથે માત્ર પુસ્તકો, યંત્રો વગેરેની આપ–લે જેટલોજ વ્યાપારી સંબંધ રાખજો. વિશેષતઃ જે પ્રબળ રાષ્ટ્રો છે તેથી તો ઘણાજ સાવચેત રહેજો. તેમનો પગ જાપાનમાં ક્યાંય પણ કાયમને માટે જામે નહિ તેની ખબરદારી રાખજો. યેન કેન પ્રકારેણ એકવાર તેમનો હાથ દેશના રાજકારભારમાં ઘુસ્યો એટલે તેનું સ્વરૂપ પાછળથી કેવું બદલાઈ જાય છે તે જો જોવું હોય તો × × × × તરફ દ્રષ્ટિપાત કરો. યુરોપીઅન લોકોને તમે જાપાનના કિનારાપર વસવાની પરવાનગી આપશો તો તેઓ પોતાના હાથ પગ પ્રસારવા માંડશે, તેથી તેમને જાપાની લોકોની સાથે ટંટા થવા લાગશે. આ ટંટાનો આરોપ જાપાની લોકોપર મૂકી તે માટે વેર લેવાને તેઓ પોતાની સરકારને આગ્રહ કરશે. પછી તેઓ નુકશાની દાખલ કેટલાક પ્રાંતો ખુંચવી લઇ ત્યાં પોતાનું સંસ્થાન સ્થાપશે. તે સંસ્થાન કાયમ થયા પછી તેઓ× × × ×ની પેઠે ક્રમેક્રમે સમસ્ત દેશમાં ફેલાઈ જશે અને તમને ગુલામ બનાવશે. તમે યુરોપીઅન લોકોને તમારા દેશમાં જમીન કિંવા ઘર, ભાડે કિંવા વેચાણ લેવા દેશો નહિ. તેમને ખાણો ખોદવાની અનુકૂળતા આપશો નહિ. જાપાનના કિનારાપર એક બંદરેથી બીજે બંદરે વ્યાપાર કરવા દેશો નહિ. જાપાની અને યુરોપીઅન લોકો વચ્ચે શરીરસંબંધ પણ થવા દેશો નહિ, કારણ કે સમાન વર્ણના અને ઉત્ક્રાંતિના પેટાવિભાગ વચ્ચે શરીરસંબંધ થવાથી જે પ્રજા ઉત્પન્ન થાય છે તે જો કે અતિ શ્રેષ્ઠ હોય છે, અને તેમાં ઉભય પક્ષના

ગુણો ઉતરે છે, તથાપિ અત્યંત ભિન્ન એવી બે જાતો વચ્ચે જ્યારે મૈત્રીવ્યવહાર થાય છે ત્યારે તેની સંકર પ્રજા નિકૃષ્ટપંક્તિની નિવડે છે, અને તેમાં માત્ર ઉભય પક્ષોના દોષો અને વ્યંગો ઉતરે છે. તેનાં ઉદાહરણો જો તમારે જોવાં હોય તો હિંદુસ્તાન અમેરિકા વગેરે દેશોની યુરેશિયન આદિ મિશ્ર જાતિ તરફ દૃષ્ટિ ફેંકો, એટલે તમારી ખાત્રી થશે."

મહારાય સ્પેન્સરે જાપાનના કાનમાં આ મંત્ર ફૂંક્યો ત્યારથી તેણે પોતાનો માર્ગ નક્કી કરી લીધો, અને તે માર્ગે પોતાની પ્રગતિ સાધી લીધી.

જાપાને પોતાનાં નૂતન સંપાદિત બલની પ્રવેશક પરીક્ષા ઇ. સ. ૧૮૯૪માં ચીનના યુદ્ધમાં આપી; પરંતુ ચીન દેશ જૂનો ખખ હતો, તેથી જાપાની લોકોએ તેની ખોડ તોડી, તો પણ બળવાન યૂરોપીઅન રાષ્ટ્રોની સામે તો તે ટકી શકે નહિ, એમ કેટલાક લોકો ધારતા હતા. ઇ. સ. ૧૯૦૦ માં ચીનમાંનાં મુષ્ટિક લોકોનાં બંડ વખતે જાપાની સૈન્યની કવાયત, વ્યવસ્થા, શૌર્ય અને સાહસ એ ગુણો ઉત્તમ પ્રકારે વ્યક્ત થયા. તેજ પ્રસંગે જાપાની સૈનિકોને રશિયન, જર્મન, બ્રિટિશ, અમેરિકન તથા ફ્રેંચ સેનાનું બલાબલ તથા ગુણાવગુણ વિદિત થયા. તે વખતે તેમણે ગાંઠ વાળી લીધી કે આ પાંચ રાષ્ટ્રો પૈકી ગમે તે એક રાષ્ટ્રની સાથે યુદ્ધ થશે તો આપણે તેમાં અવશ્ય વિજય પ્રાપ્ત કરીશું. જાપાની લોકો જેવા શૂરા હતા તેવાજ નિયમબદ્ધ અને રાજકારસ્થાની હતા. યૂરોપીઅન રાષ્ટ્રોનો સ્વભાવ તેઓ સારી પેઠે જાણતા હતા. એકાદ યૂરોપીઅન રાષ્ટ્ર સાથે લડાઇ જાગતાં બીજાં રાજ્યો વચ્ચે પડી અથવા તેની સાથે મળી જઇ આપણને મુસ્કેલીમાં મૂક્યા વગર રહેશે નહિ, માટે એકજ સમયે અનેક રાષ્ટ્રોની સાથે વિરોધ થાય એ ઇષ્ટ નથી, એવો પુખ્ત વિચાર કરી તેમણે પોતાના વૃદ્ધ મુત્સદ્દી માર્કિવસ ઇટોને ઇંગ્લાંડ મોકલી તે દેશની સાથે તહ કર્યો. તેમ એવો કરાર કરવામાં આવ્યો કે જાપાનને જો એક કરતાં અધિક રાષ્ટ્રોની

સાથે યુદ્ધ થાય તો ઇંગ્લાંડે તેને સહાય કરવી. એશિયા ખંડનો ઘણો ભાગ વ્યાપ્ત કરી દેનાર પ્રમુખ રાષ્ટ્રો રશિયા અને ઇંગ્લાંડ છે, તે પૈકી રશિયા એશિયા ખંડની સાથે જેટલો નિકટ સંબંધ ધરાવે છે તેટલો ઇંગ્લાંડ ધરાવતું નથી, તેથી રશિયા એ જાપાનનો સહજ શત્રુ બન્યું, અને રશિયા તથા ઇંગ્લાંડ વચ્ચે વૈર હોવાથી ઇંગ્લાંડ એ જાપાનનો સહજ મિત્ર થયું.

રશિયાના જેવો બળવાન શત્રુ અડોઅડ હોવાથી તેની સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ ક્યારે આવશે તેનો કાંઈ નિયમ નથી, એમ જાણી જાપાને અંદરખાનેથી યુદ્ધની તૈયારી કરી મૂકી હતી, અને ત્યાર પછી તેણે ઇંગ્લાંડની સાથે તહ કરી બહારનો બંદોબસ્ત કર્યો. એવામાં રશિયાના પગ નજીક આવી પહોંચ્યા, ત્યારે રશિયાની સાથે ઝપાઝપી કર્યા સિવાય બીજો માર્ગ નથી એમ જાપાનને સ્પષ્ટ રીતે જણાયું. ઈ. સ. ૧૮૯૪ માં જાપાનને ચીન સાથે યુદ્ધ થયું તેમાં તેણે ચીનનો પરાભવ કરી પોર્ટ આર્થરનો કિલ્લો અને લ્યાઓટંગ દ્વીપકલ્પ ન્યાયપૂર્વક મેળવ્યો હતો, પરંતુ પ્રપંચી રશિયાએ વચ્ચે પડી, એશિયા ખંડની શાન્તિ-માટે બહારથી લાગણી બતાવી, પ્રસ્તુત પ્રાંતોને માટે ચીનની પાસેથી જાપાનને રોકડ ખંડણી અપાવી, અને યેન કેન પ્રકારેણ જાપાનને સમજાવી તેની પાસેથી તે પ્રાંતો છોડાવ્યા હતા. રશિયાનું સત્ય સ્વરૂપ શીઘ્રજ પ્રકટ થયું ! જાપાનને ખંડણી આપવામાં ચીનને દ્રવ્યની સહાય કરી તેણે પોર્ટ આર્થરનો કિલ્લો અને ડાલ્ની બંદર લીધું તથા મંચુરિયા પ્રાંતમાંથી પોર્ટ આર્થર પર્યંત આગગાડીનો ફાંટો આણ્યો. રશિયાએ મંચુરિયામાં આગગાડીના પાટા નાંખવા માંડ્યા ત્યારથીજ જાપાનને ભવિષ્ય સમજાઈ ગયું હતું, પરંતુ તે સમયે બીજાં યુરોપી-અન રાષ્ટ્રોની મધ્યસ્થતાથી એવો ઠરાવ કરવા માં આવ્યો કે રશિયાએ મંચુરિયા પ્રાંતમાં પોતાની આગગાડીના સંરક્ષણને માટે જોઇએ તેટલુંજ

સૈન્ય રાખવું અને મંચુરિયા તથા કોરિયા દેશપર બીજા કોઈ પણ પ્રકારનું સ્વામિત્વ બતાવવું નહિ, કિંવા તેની અંતર્વ્યવસ્થામાં હાથ નાખવો નહિ.

પરંતુ રશિયા જેવો બળવાન દેશ એવાં શાબ્દિક દબાણને થોડા જ પત કરે! મંચુરિયન રેલ્વે તૈયાર થતાંજ તેણે રસ્તાના સંરક્ષણનું મિષ કાઢી પોતાનું સૈન્ય વધારવા માંડયું, અને તે સૈન્યના નિવાસને માટે બરાખો બંધાવવા માંડી. સિપાઈઓની સંખ્યા નિયમિત ઠરેલી નહિ હોવાથી મંચુરિયા અને કોરિયા દેશ રશિયન સૈનિકોથી ભરપૂર થઈ ગયા, અને તેમના દરોડાથી તે દેશની અંતર્વ્યવસ્થામાં પણ ધાલમેલ થવા લાગી. ત્યારે જાપાને પૂર્વે સમજુત કરાવવા આવેલા ઈંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની તથા અમેરિકા દેશને રશિયાની આ કૃતિની ખબર પહોંચાડી. પરંતુ પોતાનો જરા પણ લાભ ન હોય છતાં જાપાનના હિતને માટે કોઇ પણ યુરોપીઅન રાષ્ટ્ર રશિયાની સાથે લઢે, એ કેવળ અસંભવનીયજ છે. આ મધ્યસ્થ રાષ્ટ્રોએ સામોપચારથી રશિયાને પોતાનું સૈન્ય પાછું બોલાવી લેવાને કહ્યું, પરંતુ રશિયાએ તેમના કહેવા પ્રતિ લક્ષ્યજ આપ્યું નહિ. ચીનનાં બલની પરીક્ષા તો તેણે પ્રથમથીજ કરી લીધી હતી, અને તેને એવી પણ ખાત્રી હતી કે આવાં ક્ષુલ્લક કારણને માટે કાંઈ યુરોપીઅન રાષ્ટ્રો આપણી સામે શસ્ત્ર ઉંચકનાર નથી, તો પછી જાપાન સરખા સામાન્ય અને કાલના જાગૃત થયેલા રાષ્ટ્રને તો તે શાની દાદ આપે? આપણી સાથે યુદ્ધ કરવાની જાપાનમાં તાકાત શી છે, એવા ઘમંડમાં રશિયન મુત્સદ્દીઓ ગર્ક હતા, પરંતુ 'અભિમાનનું ઘર ખાલી' એ કિંવદંતીનો અનુભવ તેને શીઘ્રજ થનાર હતો.

મધ્યસ્થ રાષ્ટ્રો રશિયાને મંચુરિયા છોડવાની ફરજ પાડતાં નથી એવી સ્થિતિ જોઈ જાપાને ઇ. સ. ૧૯૦૪ ના ફેબ્રુઆરીની ૬ ઠ્ઠી

તારિખે સામોપચારનું બોલવું છોડી દઈ પોતાના વકીલોને પાછા બોલાવી લીધા. ફેબ્રુઆરીની ૮ મી તારિખે કાફલાના સેનાપતિ ટોગોએ પોર્ટ આર્થરમાં રહેલાં રશિયન જહાજોપર હલ્લો કરી યુદ્ધનો પ્રારંભ કર્યો. ૮ મી અને ૯ મી તારિખે રશિયાનાં ત્રણ લડાયક વહાણો અને છ ક્રૂઝરોનો નાશ થયો. તા. ૧૫ મી ફેબ્રુઆરી સુધીમાં અગીઆર વહાણો ડૂબી ગયાં અને શેષ વહાણો પોર્ટ આર્થરમાં અટકી રહ્યાં. તેને બહાર જવાનો માર્ગ રહ્યો નહિ. વળી વ્લાડિવાસ્ટૉક બંદરનો પણ નાશ કરવામાં આવ્યાથી સમુદ્રમાં જાપાનનું વર્ચસ્વ સ્થાપિત થયું અને લ્યાઓટંગ દ્વીપકલ્પમાં જાપાની સૈન્ય ઉતરવા લાગ્યું. તે સૈન્ય કિનારે ઉતર્યા પછી એ મહિને યાલુ નદી આગળ પહોંચ્યું.

તા. ૨૬ મી એપ્રિલ પછી જાપાની સૈન્ય યાલુ નદી ઉતરી સામેપાર જઇ રશિયન સૈન્યપર આક્રમણ કરવાની તૈયારી કરવા લાગ્યું. મેની ૧ લી તારિખે જમીનપર પ્રથમ ઘોર સંગ્રામ થયો. તેમાં રશિયન સેનાનો સંપૂર્ણ પરાભવ થયો અને તે પાછી હઠી. જાપાનના વિજયના વર્તમાન સાંભળી એશિયાખંડના સર્વ લોકોને અતિશય આનંદ થયો. અનેક શતકો થયાં જગતના લોકોના જોવામાં આવ્યો નહોતો તેવો ચમત્કાર તા. ૧ લી મે ૧૯૦૪ ને રોજે યાલુ નદીના તટપર બન્યો છે, એવા વર્તમાન સાંભળી સર્વ એશિયાટિક લોકોનાં અંતઃકરણ આનંદથી ઉભરાઇ ગયાં. આ સમય પૂર્વે યૂરોપિયન અને એશિયાટિક લોકોની વચ્ચે યુદ્ધ થતાં, પહેલાનો જય અને બીજાનો પરાજય નિશ્ચિતજ હતા; પરંતુ યાલુના સમરમાં ભાતખાઉ અને વામનમૂર્તિ જાપાની સિપાઇઓએ ઉત્કટ સ્વદેશાભિમાનથી પ્રેરિત થઇ જાપાની તોપો અને જાપાની બંદુકો તથા જાપાની શાસ્ત્રજ્ઞોએ શોધી કાઢેલા ભયંકર દારૂગોળાની સહાયથી રશિયા સમાન પ્રબળ રાષ્ટ્રના પ્રચંડ સિપાઇઓને ધૂળ ફાકતા કરી સર્વ જગતને આશ્ચર્યચકિત કરી

મૂક્યું અને એશિયાખંડનું નામ રાખ્યું.

પોર્ટ આર્થર, વ્લાડિવાસ્ટૉક અને યાલુ નદીના તટપર થયેલા પરાભવના વર્તમાન સાંભળી રશિયાના ઝારનું કાળજું ફાટી ગયું! રશિયાને આજપર્યંત એશિયાખંડમાં કદિ પરાજય મળ્યોજ નહોતો, તેથી આપણું સૈન્ય અને આપણો કાફલો અજિત છે, એમ તે માનતો હતો; પરંતુ તેથી ઉલટો પ્રકાર બનેલો જોઇ તેનું મન અત્યંત ઉદ્વિગ્ન થયું. તથાપિ અહંકારથી ભરેલા તેના અંતઃકરણમાં નિરાશાને ઘણીવાર સુધી અવકાશ મળ્યો નહિ.

રશિયન રાજ્યનો વિસ્તાર અસીમ હોવા છતાં પણ તેને અનુકૂળ સમુદ્ર કિનારો તો બહુજ થોડો મળેલો છે. ઉત્તર તરફનો ઉત્તર મહાસાગર સદા બરફથી ઢંકાયલો રહેવાને લીધે જહાજોની હીલચાલને માટે નિરુપયોગીજ છે. દક્ષિણે કાળો સમુદ્ર છે, પરંતુ તેમાંથી વહાણોને બહાર નીકળવાને માટે બાસ્ફરસ અને ડાર્ડનલ્સની સામુદ્રધુની સિવાય બીજો માર્ગજ નથી. ઇંગ્લાંડના રાજચાતુર્યને લીધે તુર્કસ્તાનની સાથે લડાઇ ચાલુ ન હોય ત્યાં સુધી ઉક્ત સામુદ્રધુનીમાંથી પરદેશી જહાજો જાય નહિ, એવી સરત ઇ. સ. ૧૮૪૦, ૧૮૫૬ અને ૧૮૭૧ ના તહમાં થયેલી હોઇ ત્યાં નાકાબંદી થયેલી છે. આથી રશિયન સરકારને કેવળ બાલ્ટિક સમુદ્રમાંજ ફાવે ત્યાંથી વહાણો લઇ જવાની અનુકૂળતા હતી. પોર્ટ આર્થરનો કાફલો નિરુપયોગી થતાંજ ઝારે બાલ્ટિકમાંનો કાફલો પાસિફિક મહાસાગરમાં મોકલી ત્યાંના જાપાની કાફલાનો અને કોરિયામાંની જાપાની સેનાનો વિધ્વંસ કરી નાખવાનો નિશ્ચય કર્યો. જમીનપર સાઇબિરિયન રેલ્વેદ્વારા રશિયન સેનાપતિને સૈન્યની સહાય ઝપાટાબંધ મળવા લાગી; પરંતુ સેંટપિટર્સબર્ગથી મંચુરિયા ૭ હજાર માઇલના અંતરપર આવેલો છે, અને જાપાનથી કોરિયા તો છેક નિકટ છે; તેથી જ્યાં સુધી સમુદ્રપર જાપાનનું વર્ચસ્વ હોય ત્યાંસુધી

જાપાની સિપાઇઓનો પ્રતિરોધ થવો કઠિન અને તેમનું દમન થવું અશક્ય છે, એમ ધારી ઝારે **બાલ્ટિક** સમુદ્રમાંનો કાફલો **પોર્ટઆર્થર** તરફ રવાના કર્યો.

**બાલ્ટિક** સમુદ્રમાંનો રશિયન કાફલો પૂર્વ તરફ મોકલવાનો ઠરાવ થયા પછી સર્વ બંદરોમાં જહાજોનો સમુદાય એકત્રિત થવા લાગ્યો અને તેની મરામત થવા લાગી. આ જંગી કાફલો જુલાઇ માસમાંજ રશિયન બંદરમાંથી બહાર પડવાનો હતો, પરંતુ સાઠ સિત્તેર જહાજોને પંદર વીસ હજાર માઇલના અંતરપર યુદ્ધની તૈયારીસહિત મોકલવા માટે આ સમય ઘણોજ ટુંકો હતો. **ઝાર**ના ઉતાવળના હુકમો ઉપરાસાપરી આવતા હતા, પરંતુ કામદારોની ઢીલ ચાલુજ હતી. આ રીતે જૂન અને જુલાઈ એ બે માસ નીકળી ગયા. આ તરફ **પોર્ટઆર્થર**પર જમીનમાર્ગે હલ્લા થવા લાગ્યા ત્યારે રશિયન **ઍડમિરલ** **વિક્ટ્‌ડલૉફે** બંદરમાંનાં જહાજો દુરસ્ત કરી, રસ્તો બંધ કરવા માટે જાપાની લોકોએ ડૂબાડેલાં વહાણો સમુદ્રમાંથી બહાર કાઢી નાખી **વ્લાડિવાસ્ટૉક** તરફ જવાનો નિશ્ચય કર્યો. ઓગસ્ટની ૧૦ મી તારિખે રશિયન કાફલાએ જાપાની લડાયક વહાણોને ભેદીને બહાર નીકળવાનો પ્રયત્ન કર્યો. **વિક્ટ્‌ડલૉફ**ના પાસે છ લડાયક જહાજો, ચાર ક્રુઝરો અને કેટલાક બતેલા હતા. આ કાફલો બહાર પડતાંની સાથેજ **પોર્ટઆર્થર**ના અગ્નિખૂણા તરફ ૨૫ માઇલના અંતરપર જાપાની ઍડમિરલ **ટોગો**એ તેની ઉપર હલ્લો કર્યો. સુમારે બે પ્રહર સુધી ઉભયપક્ષોની વચ્ચે યુદ્ધ ચાલ્યું. રશિયાનાં ચાર જહાજો **ચીન, જર્મની** વગેરે તટસ્થ રાષ્ટ્રોનાં બંદરમાં નાશી ગયાં અને શેષ વહાણો નિરુપાયે **પોર્ટઆર્થર** બંદરમાં પાછાં આવ્યાં. તટસ્થ રાજ્યનાં બંદરોમાં પ્રવેશેલાં વહાણોને ત્યાંના અધિકારીઓએ નિઃશસ્ત્ર કર્યાં અને યુદ્ધની પરિસમાપ્તિ થાય ત્યાં સુધી તેમને ત્યાંજ રોકી રાખ્યાં. રશિયાને આ વહાણો

વિદ્યમાન હોવા છતાં પણ આ લડાઇ વખતે તો તે નાશ પામ્યા સરખાંજ નિવડયાં. આ રીતે બાલ્ટિક કાફલો બહાર નીકળતાં પહેલાંજ ઍડમિરલ ટોગોએ પૂર્વ તરફનાં વહાણોનો નાશ કર્યો, અને જાપાનને પોતાનાં જહાજોની મરામત કરવાની તથા ખલાસીઓને વિશ્રાંતિ આપવાની સગવડ મળી.

આ તરફ જમીનપરનાં યુદ્ધમાં જાપાનને વિજય મળ્યો હતો. તેનાં પગલાં આગળ ને આગળજ પડતાં હતાં. તા. ૨૬ મી ઑગસ્ટ પછી એક અઠવાડીઆ સુધી લ્યાઓટંગમાં દારુણ યુદ્ધ ચાલ્યું અને તેમાં જાપાની વીરો વિજયી નિવડયા. રશિયન સૈન્યનો ભયંકર સંહાર થયો અને શેષ રહેલું સૈન્ય મુકડન પર્યંત પાછું હઠયું.

ઝારે ઘણી સખ્તી કરી ત્યારે તા૦ ૧૨ મી સપ્ટેમ્બરને દિવસે બાલ્ટિક કાફલો ક્રુન્સ્ટાડ બંદરમાંથી બહાર પાડવાનું ઠર્યું. લંગર ઉંચકીને ચાલતાં પૂર્વે જહાજોપરજ બાર ઇંચનાં મુખવાળી તોપ છોડી તેના ગોળાની ગતિની પરીક્ષા કરવામાં આવી. એજ વખતે તેના આંચકાથીજ ઘણાં વહાણો ખોખરાં થઇ ગયાં. આથી તે કાફલો મરામતને માટે લિબોબંદરે પાછો ફર્યો. છેવટે તા. ૪ થી અકટોબરને દિવસે ઝારે ઍડમિરલ રોઝડેવંસ્કીને પૂર્વ એશિયા તરફ જવાને આજ્ઞા આપી અને તે ૨૮ જહાજોનો પહેલો કાફલો લઇને બહાર પડયો. તા. ૧૯ મી અકટોબરને દિવસે ડેન્માર્કને કિનારે થઇ તે કાફલો ઉત્તર સમુદ્રમાં પ્રવેશ્યો.

ક્રુન્સ્ટાડ બંદરમાંથી આ કાફલો નીકળ્યો તે પહેલાંજ એવી અફવા ફેલાઇ હતી કે જાપાની લોકો અગમચેતીથી માર્ગમાંજ તેનો નાશ કરશે. આ કાફલાના ખલાસીઓનો ઘણો ભાગ શીખાઉ હોવાથી આ અફવા સાંભળીને તેઓ અત્યંત ગભરાઇ ગયા હતા. તેમાંના કેટલાક ખલાસીઓ દારૂ પીને તર થયા હતા. આવી સ્થિતિમાં તેમણે હલ

બંદરની બાજુમાં થઇને જતાં વાટમાં પ્રાયઃ ૧૫૦ મચ્છીમારોની બોટો જોઇ. કંસને જે પ્રમાણે જળમાં, સ્થળમાં, કાષ્ઠમાં, પાષાણમાં, બધેજ કૃષ્ણ દેખાતા હતા તે પ્રમાણે ઍડમિરલ રોઝડેવસ્કીને જ્યાં ત્યાં જાપાની ટૉર્પીડો બોટનીજ ભ્રાંતિ થતી હતી! આ મચ્છીમારોની બોટ જોતાંજ તેણે તેને પોતાના શત્રુની જાણી તેપર તોપનો મારો શરૂ કર્યો! આથી ત્રણ બોટો ડૂબી ગઇ. આઠ દશ માછી ઠાર થયા અને ત્રીસ પાંત્રીસ જખમી થયા. તા. ૨૧ મીને દિવસે આવું પરાક્રમ કરી બે દિવસે તે કાફલો ડૉવર આગળ પહોંચ્યો અને ત્યાંથી ઝપાટાબંધ ઈંગ્લીશ ખાડીમાં થઈ, ફ્રાન્સની વાયવ્ય દિશાએ આટલાંટિક મહાસાગરમાં પ્રવેશ્યો. તા. ૨૬ મી અક્ટોબરને દિવસે તે સ્પેનનાં વિગોબંદરમાં દાખલ થયો.

આ તરફ હલ આગળ રશિયન ખલાસીઓએ કરેલાં ઘોરકૃત્યની ખબર ઇંગ્લાંડમાં ફેલાતાંજ બધો દેશ હલમલી રહ્યો. અંગ્રેજો અત્યંત ક્રોધાયમાન થઇ ગયા અને રશિયાની સાથે એકદમ લડાઇ શરૂ કરી દેવી એવી સૂચના થવા લાગી. તે સમયે બાલ્ટિક કાફલો જો ઇંગ્લીશ ખાડીમાંજ હોત તો કદાચ અણીનો પ્રસંગ પણ આવી પહોંચ્યો હોત; પરંતુ તે તો ક્યારનો ઈંગ્લાંડને હાથ તાલી આપી વિગો બંદરમાં જઈ પહોંચ્યો હતો. આમ હોવાથી રશિયન સરકારની પાસે આનો ખુલાસો માગી ખાલી ધમકી આપવા સિવાય ઈંગ્લાંડના હાથમાં બીજો કોઇ પણ ઉપાય રહ્યો નહિ. આ બાબતને માટે એક કમીશન નીમી તે મારફતે તેની તપાસ કરવી અને તેના નિર્ણય પ્રમાણે ઉભય રાષ્ટ્રોએ વર્તવું, એવો ઠરાવ થયો. આ કમીશન પારિસમાં બેઠું અને તેણે **'रामाय स्वस्ति, रावणाय स्वस्ति'** એવો ગોળ ગોળ નિકાલ આપ્યો. ઈંગ્લાંડને માત્ર ૬૫ હજાર પૌંડ નુકશાનીની બદલ મળ્યા.

કમિશનનો નિકાલ જાણવામાં આવે ત્યાંસુધી રશિયન જહાજોને

આગળ જવા દેવાંજ નહિ એવો અંગ્રેજોનો વિચાર હતો; પરંતુ તેમની ધમકી અને દબાણને પત નહિ કરતાં ચાર રશિયન અધિકારીઓને વિગો બંદરમાં મૂકી ઍડમિરલ રોઝડેવંસ્કી પોતાનો કાફલો લઇ ભૂમધ્યસમુદ્રમાં આગળ ચાલ્યો. જતાં જતાં માર્ગમાં તેણે એક ફ્રેંચ બોટ પર પણ તેવોજ મારો કર્યો. રાતા સમુદ્રના જીબુટિ બંદરમાં કેટલાક દિવસ પર્યંત લંગર નાખી તે જહાજો ત્યાર પછી મૅડાગાસ્કર દ્વીપ આગળ જઈ પહોંચ્યાં. બાલ્ટિક કાફલાનો બીજો એક ભાગ આફ્રિકા ફરીને આવવાનો હતો, તેની રાહ જોવા માટે અને આટલા લાંબા પ્રવાસથી નાદુરસ્ત થયેલાં જહાજોની મરામત કરવા માટે આ કાફલો મૅડાગાસ્કર દ્વીપ નિકટ કેટલાક દિવસપર્યંત થોભ્યો.

ત્યાં લંગર નાખીને રહ્યા પછી તે કાફલામાં રશિયાથી આવતાં વહાણોની સતત ભરતી થવા લાગી. જાનેવારી માસમાં બીજો કાફલો મૅડાગાસ્કર આગળ આવી પહોંચ્યો. ઝારે ૭ કોટિ રૂબલ આપીને દક્ષિણ અમેરિકામાંથી આઠ લડાયક વહાણો ખરીદ્યાં, અને તેપર નિબોગેટાફને અધિકારી તરિકે નીમી રવાના કર્યો.

બાલ્ટિક કાફલાનો બીજો ભાગ મૅડાગાસ્કર આગળ આવ્યો નહિ આવ્યો એટલામાં જાપાને પોર્ટ આર્થર સર કર્યું. ત્યાંનાં રશિયન જહાજો જાપાની લોકો હસ્તગત કરે તે પૂર્વેજ રશિયન અમલદારોએ ભાંગી તોડી બાળીને તેનો નાશ કરી નાખ્યો. આથી તે જાપાની લોકોને હાથ આવ્યાં નહિ. છતાં તેમણે પોર્ટ આર્થર જેવો અત્યંત મજબુત કિલ્લો હસ્તગત કરેલો હોવાથી તેમનાં શૌર્યની ચોતરફ પ્રશંસા થવા લાગી અને બાલ્ટિક કાફલાને હવે તે બંદરનો આશ્રય રહ્યો નહિ તેથી વ્લાડિવાસ્ટૉકમાં જવા સિવાય બીજો માર્ગ રહ્યો નહિ. આથી ઍડમિરલ રોઝડેવંસ્કીનું કામ અધિક મુસ્કેલ અને જોખમભરેલું થયું.

મૅડાગાસ્કરના સેંટ મેરી બંદરમાં લંગર નાખીને રહ્યા પછી

બાલ્ટિક કાફલાની ખરી હકીકત જગતને વિદિત થતી બંધ થઈ ગઇ. વર્તમાનપત્રના તર્ક-વિતર્ક અને ગપ-ગોળા શરૂ થયા. તા. ૫ મી જાનેવારીને દિવસે રશિયન પતાકાવાળું સુવેરૉફ નામનું જહાજ ખડક-સાથે અથડાઇને ભાંગી ગયું છે, એવી અફવા ફેલાઈ; પરંતુ તે અફવા પાછળથી અસત્ય ઠરી. ઍડમિરલ ટોગોની હીલચાલ વિષે પણ આવીજ સાચી-ખોટી અફવા ઉડવા લાગી. જાપાની લોકોએ આ સમયે પોતાની હીલચાલ વિષેની બાતમી અત્યંત ગુપ્ત રાખી. પોર્ટઆર્થરની પાસેનાં યુદ્ધમાં પોતાનું કર્તવ્ય બજાવી ભાવી ક્રમ નિશ્ચિત કરવાને માટે ઍડ-મિરલ ટોગો ટોકિયોમાં આવ્યો અને ત્યાંથી મિકાડોની પરવાનગી લઈ પોતાનાં જહાજોપર પાછો આવ્યો. ત્યાર પછી તે ક્યાં ગયો, તેણે શું શું હીલચાલ કરી અને લડાઇનો ભાવી ક્રમ શું ઠરાવવામાં આવ્યો હતો, તે સુશિમાનું યુદ્ધ સમાપ્ત થયું, ત્યાંસુધી જગતના જાણ-વામાં આવ્યું નહિ.

બાલ્ટિક કાફલાનો બીજો ભાગ જાનેવારીની આખરે સુવેઝની નહેર ઓળંગીને ફેબ્રુઆરી માસમાં મૅડાગાસ્કર દ્વીપ પાસેના મુખ્ય કાફલાને જઈ મળ્યો. તે સમયથી એડમિરલ રોઝડેવંસ્કીએ પણ પોતાની હીલચાલ બહાર જણાવા દીધી નહિ. તેથી આજે એવી અફવા ફેલાતી કે બાલ્ટિક કાફલો ઇરાન તરફ ગયો છે, અને કાલે એવી બાતમી મળતી કે તે કોલંબો આગળ જઇ પહોંચ્યો છે! વળી કોઈ કહેતું કે તે પાછો રાતા સમુદ્રમાં ગયો છે!

મને અધિક સહાયની અપેક્ષા છે, એમ રોઝડેવંસ્કીએ જણા-વ્યાથી તા. ૧૫ મી ફેબ્રુઆરીને દિવસે રશિયન કાફલાનો ત્રીજો ભાગ લિબો બંદરમાંથી નીકળ્યો. તે તા. ૨૫ મી ફેબ્રુઆરીને દિવસે ડૉવ-રની પાસે આવી પહોંચ્યો. તા. ૮ મી માર્ચને દિવસે મૅડાગાસ્કરની પાસે એકત્રિત થયેલો કાફલો લઇ રશિયન ઍડમિરલ ઉત્તરે ફ્રેંચોના

વ્હીયુટિ બંદરમાં ગયો. આ તરફ મંચુરિયામાં આજ અરસામાં અર્થાત્ માર્ચના આરંભથી તે માસની ૧૧ મી તારીખ પર્યંત જાપાની અને રશિયન સૈન્યની વચ્ચે ઘોર સંગ્રામ ચાલ્યો. તેમાં રશિયન સૈન્યનો 'न भूतो न भविष्यति' એવો નાશ થયો. એકંદરે બે લાખ રશિઅન સૈનિકો મૃત, જખમી, કેદ કિંવા ગુમ થયા અને જાપાનીઓએ તેમની પાંચસેં તોપો હસ્તગત કરી લીધી. તેમણે રશિયનોની બંદુકો, દારૂગોળો વગેરેની જે લૂંટ કરી તેનો તો કાંઇ હિસાબજ નહોતો.

મુકડન આગળના પરાજયથી રશિયન સૈન્યનો નિકાલ થઇ ગયો અને જમીનપર વિજય મેળવવાની ઝારની આશા સમૂળ નષ્ટ થઇ ગઈ. રશિયાએ તહ કરી નિષ્કારણ થતી પ્રાણહાનિ બંધ કરવી જોઇએ, એવી સૂચના ચોતરફથી થવા લાગી; બાલ્ટિક કાફલો પણ પૂર્વ તરફ નહિ જતાં ઉત્તરે વ્હીયુટિ તરફ વળ્યો; તેથી રશિયાએ તહ કરવાનો નિશ્ચય કર્યો છે એવો કેટલાક લોકોએ તર્ક કર્યો. પરંતુ રોઝડેવંસ્કી તો માત્ર આવશ્યક વહાણો લઇને રાતા સમુદ્રમાંથી આવતા ત્રીજા કાફલાને લેવા માટે ગયો હતો, એમ પાછળથી જણાયું. મૅડાગાસ્કરદ્વીપની સમીપ રોઝડેવંસ્કી આટલા દિવસપર્યંત રહ્યો તેનાં ખરાં કારણો બીજાંજ હતાં. તેને પોતાનાં જહાજો કમકૌવત છે એમ લાગતું હોવાથી અધિક વહાણો મોકલવાને ઝારને પ્રાર્થના કરી.

અલ્પ સમયમાં અધિક વહાણો તૈયાર થઇ શકે એમ ન હોવાથી ઝારે ઉલટું તેને તેટલાંજ વહાણો સહિત જાપાન તરફ જવાને આગ્રહપૂર્વક જણાવ્યું; તેના ખલાસીઓ બેપરવાઇથી વર્તવા લાગ્યા. જાપાનની સાથે લઢવા જવું એ જાણી જોઈને મૃત્યુના મુખમાં આપણા શરીરની આહુતિ આપવા સમાન છે, એમ જાણી ગમે તે બહાનું કાઢી પાછા ફરવાનો તેનો વિચાર હતો; પરંતુ ઝારનો સખ્તીનો હુકમ આવ્યાથી તેણે સદાને માટે મૅડાગાસ્કરદ્વીપનો પરિત્યાગ કર્યો.

પોતાની હીલચાલ બહાર જણાવા નહિ દેતાં એડમિરલ રોઝડે-વંસ્કી આગળ ચાલ્યો. તે ફ્રેંચ કોચીન ચાયનાના આનામ પ્રાંતના કિનારા ઉપર આવી કામરાનના અખાતમાં તા. ૧૫ મી ઍપ્રિલ ઇ. સ. ૧૯૦૫ ને દિવસે દાખલ થયો. તેના કાફલાને ચોવીસ કલાકથી અધિક સમયપર્યંત પોતાના બંદરમાં રહેવા દીધાથી ફ્રાન્સે તટસ્થ-વૃત્તિનો ભંગ કર્યો છે, એમ જણાવી જાપાને ઇંગ્લાંડને તહની સરત પ્રમાણે પોતાને સહાય કરવાને જણાવ્યું. ત્યારે ઇંગ્લાંડની મધ્યસ્થતાથી ફ્રેંચપ્રધાન મોંસ્યોર ડેલ્કાસે આ આમંત્રણ વગરના પરોણાને આના-મના કિનારાપરથી હાંકી કાઢવાનું વચન આપ્યું. પરંતુ રશિયન અમલદાર અત્યંત દુરાગ્રહી હતો. તેણે મે મહિનાના પ્રારંભમાં નિબો-ગેટાફનો કાફલો આવ્યો ત્યાંસુધી કામરાનનો અખાત છોડયો નહિ. માત્ર ફ્રાન્સની તટસ્થ વૃત્તિનો ભંગ થાય નહિ એટલા માટે તે કામ-રાનનો અખાત અને હેનાનબેટની વચ્ચે આંટાફેરા માર્યા કરતો હતો.

જાપાની કાફલાને લગતી બાતમી કોઈને પણ મળી નહોતી. એડમિરલ ટોગો ફોર્મોસા દ્વીપને પોતાના રણક્ષેત્રનો પાયો કરનાર છે, એવો ગણગણાટ ચાલતો હતો, પરંતુ ખુદ ટોગો અને તેનો કાફલો ક્યાં છે, અને તેનાં વહાણોની સંખ્યા કેટલી છે, તેનો કાંઈ પત્તોજ નહોતો. યુદ્ધના પ્રારંભમાં જાપાનની પાસે છ મોટાં લડાયક જહાજો હતાં. તેમાંનું હૅટસ્યુસ નામક એક વહાણ તા. ૧૧ મી મે સને ૧૯૦૪ ને રોજે પોર્ટ આર્થરની નિકટ સુરંગ લાગવાથી ભાંગી જઈને ડૂબી ગયું. શેષ પાંચ વહાણો પૈકી યાશિમા જહાજ પણ તેજ સમયે સુરંગના ધડાકાથી નાદુરસ્ત થયું કિંવા ડૂબી ગયું, એવું અનુમાન કરવામાં આવતું હતું. તે વિષે યથાર્થ વર્તમાન કોઈના પણ સાંભળવામાં આવ્યા નહોતા; તથાપિ ઍડમિરલ ટોગોની પાસે ચારજ લડાયક વહાણો રહ્યાં હશે એવો ઘણા જણનો તર્ક હતો. બાલ્ટિક કાફલામાં લડાયક વહાણો

અગીઆર હતાં અને એકંદર જહાજોની સંખ્યા આસરે સત્તર હતી. જલયુદ્ધમાં લડાયક જહાજોની ઉપરજ મુખ્ય આધાર હોવાથી રશિયન કાફલાનું બળ જાપાની કાફલા કરતાં ત્રણ ગણું વિશેષ હતું, એમ કહેવામાં કાંઈ હરકત નથી. જાપાનને સમુદ્રપરનાં યુદ્ધમાં વિજય મળશે એવી ખાત્રી લાગતી નહોતી; પરંતુ ઍડમિરલ ટોગો અને તેના ખલાસીઓને સ્વશક્તિની ખાત્રી હોવાથી તેમણે લઢાઈનો ક્રમ અગાઉથી નિશ્ચિત કરી મૂક્યો હતો અને તેઓ બેફિકર હતા.

છેવટે નિઓગેટૉફની સરદારીનો કાફલો આવી પહોંચ્યો. હવે ફ્રેંચ બંદરમાં રહેવું શક્ય નથી એમ ધારી ઍડમિરલ રોઝડેવંસ્કી મે મહિનાની આખરે ચિનાઇ સમુદ્રમાંથી પાસિફિક મહાસાગરમાં પ્રવેશ્યો. કાંતો જાપાન અને કોરિયાની વચ્ચેના સુશિમા બેટની પાસે થઇને ઠેઠ ઉત્તરમાં જવું, અગર તો પાસિફિક મહાસાગરમાંથી જાપાનની ડાબી બાજુએ થઈ ઉત્તરે વ્લાડિવાસ્ટૉકમાં જવું, એ સિવાય ત્રીજો માર્ગ રશિયન કાફલાને માટે હતો નહિ. એમાંનો પહેલો માર્ગ જોખમ ભરેલો પરંતુ શક્ય હતો, કારણ કે આવડા મોટા કાફલાને માટે જાપાનને કિનારે થઇને જવું શક્ય અને સુરક્ષિતતા ભરેલું નહોતું. ફ્રેંચબંદરમાંથી તેને હાંકી કાઢવામાં આવ્યો હતો. કોલસાનો જથો પણ સાધારણજ હોવાથી આટલો લાંબો માર્ગ કાપવો દુર્ઘટ હતો. વળી ભાગ પાડીને હપ્તે હપ્તે કાફલો મોકલવામાં આવે કિંવા અર્ધો કાફલો બાશીની ખાડીમાંથી અને શેષ જાપાનની પૂર્વ તરફથી મોકલવામાં આવે તો જાણી જોઇને પોતાનું બળ પોતે ન્યૂન કર્યા સમાન થાય અને શત્રુના મુખમાં જાણી જોઇને સપડાયા સમાન થાય. કદાચિત્ જાપાનને કિનારે થઇને જવાનું સાહસ કરવામાં આવે તોયે તેનો શું ઉપયોગ? કારણ કે આટલો મોટો ફેરો ખાઇ જાપાનની ઉત્તરે પહોંચી વ્લાડિવાસ્ટૉકની આગળ વળવામાં આવે કે તરતજ જાપાની કાફલો પાસેના

વચલા માર્ગેથી આવીને તેની સામે ઉભો રહે. વળી લાંબો પ્રવાસ કરી નાદુરસ્ત થયેલાં વહાણુની સહાયથી યુદ્ધ કરવું પડે, તેના કરતાં મજબૂત તૈયારી કરી ઝપાટાબંધ સીધા વ્લાડિવાસ્ટૉકમાં જવું ઠીક હતું. પરંતુ વાટમાં જાપાની વહાણો અવસ્ય અટકાવ કરે એમ હતું, તેને માટે ભક્ષ્ય તરિકે કેટલાંક પ્રકીર્ણ વહાણો તેના મુખ આગળ ધરવાં અને બને તો જાપાનનાં કેટલાંક વહાણો ડૂબાડી દઈ આગળ નીકળી જવું. એકવાર વ્લાડિવાસ્ટૉક પહોંચ્યા એટલે જાપાની કાફ્લાને ત્રાસ આપતાં અને કોરિયા તથા મંચુરિયાની સાથેનો તેનો વ્યવહાર બંધ પાડતાં કાંઇ મુસ્કેલી નડવાની નથી. અનુકૂળ–પ્રતિકૂળ સર્વ બાબતો વિષે આવો વિચાર કરી રોઝડેવસ્કીએ સુશિમાની સામુદ્રધુનીમાંથીજ આગળ જવાનો નિશ્ચય કર્યો. એડમિરલ ટોગોએ દીર્ઘ દ્રષ્ટિથી અગાઉથીજ એવું અનુમાન કર્યું હતું કે રશિયન કાફલો સુશિમાની સામુદ્રધુનીમાંથીજ જશે. આથી તે ત્યાં પોતાની સંપૂર્ણ તૈયારી સહિત ઉભો હતો.

અમે જાપાનને કિનારે થઇનેજ જઈએ છીએ, એમ દર્શાવવાને માટે રશિયન ઍડમિરલે કેટલાંક જૂનાં નિરુપયોગી વહાણો પૂર્વ તરફ મોકલી તા૦ ૨૬ મી મે ૧૯૦૬ ને રોજે પોતાના મુખ્ય કાફલા સહિત ઉત્તર તરફ પ્રયાણ કરવા માંડયું. પોતાની બાતમી ગુપ્ત રાખવામાં જાપાની લોકો જેટલા નિષ્ણાત હતા તેટલાજ તે । ગુપ્તચર મારફતે શત્રુઓની બાતમી મેળવવામાં ચાલાક હતા. રોઝડેવસ્કીનો મોર્ચો ઉત્તર તરફ વળતાંજ તપાસ કરવાને માટે ફરતી ક્રુઝરોએ તે બાતમી વાયર્લેસ ટેલીગ્રાફી મારફતે એડમિરલ ટોગોને પહોંચાડી. એડમિરલ ટોગો તત્ક્ષણ પોતાની યુદ્ધની તૈયારીનો સંદેશો મિકાડોપર મોકલી પોતાનાં લડાયક વહાણો સહિત સાસેબો બંદરમાંથી નીકળ્યો. આ સ્થળે તે ચાર માસ પર્યંત રહ્યો હતો, પરંતુ તેની ખબર કોઇને મળી નહોતી.

રશિયન કાફલો ફોર્મોસા દ્વીપને ડાબી બાજુએ મૂકી બાશી-નામક સામુદ્રધુનીમાંથી બહાર પડયો, અને કોરિયાની સામુદ્રધુની તરફ જવા લાગ્યો. ઍડમિરલ ટોગોએ બાલ્ટિક કાફલાને ઘેરી લેવાની યુક્તિ યોજી મૂકી હતી. તેણે ઍડમિરલ કામિમુરાને કેટલીક ક્રુઝરો આપી આગળ રવાના કર્યો. બાલ્ટિક કાફલો દૃષ્ટિગોચર થતાંજ કામિમુરાએ જાણે પોતે ગભરાઇ ગયો હોય તેમ બાજુએ નીકળી જવાનો ઢોંગ કર્યો. રોઝડેવંસ્કીને શત્રુની પૂઠ પકડવાની અનુકૂળતા નહોતી, તેથી તે શત્રુને પોતાનો માર્ગ ખુલ્લો છોડી બાજુપર હઠી જતો જોઇ ઝપાટા-બંધ આગળ નીકળી ગયો. તેને સમજ પડી નહિ કે આમ કરવાથી તો હું ઉલટો શત્રુની જાળમાં સપડાઉં છું. સુશિમાની સામુદ્રધુની સમીપ તે ગયો નહિ ગયો એટલામાં કામિમુરાની ક્રુઝરોએ પાછી ફરી તેની પૂઠ પકડી. આગળની બાજુએ ઍડમિરલ ટોગો પોતાનાં લડાયક વહાણો સહિત સજ્જ હતોજ. ડાબી અને જમણી બાજુએ ક્રુઝરો અને વચમાં સૈનિકોનો કાફલો રશિયન કાફલાની સમીપ આવી પહોંચ્યો.

આ રીતે રશિયન કાફલાને ચોતરફથી ઘેરી લઈ ટોગોએ યુદ્ધનો આરંભ કરવાનો સંકેત કર્યો. 'જાપાન દેશનો ભાવી વૈભવ આ યુદ્ધના પરિણામપર અવલંબી રહ્યો છે, માટે તમે સર્વ જણ આ પ્રસંગે પરાક્રમની પરાકાષ્ઠા બતાવવાની પ્રતિજ્ઞા લેશો એવી મને શ્રદ્ધા છે.' એવો ઉત્સાહજનક સંદેશો તેણે સંકેતથી પોતાના હાથ નીચેના સૈનિકોને જણાવ્યો.

જાપાની કાફલાનો હલ્લો શત્રુપર શરૂ થયો તે સમયે પુષ્કળ ધુમ્મસ પડતું હતું. આ કારણથી સમુદ્રપરનાં દૂરનાં વહાણો જોવાની મુસ્કેલી પડતી હતી. પવન ફુંકાવાથી સમુદ્ર ખળભળી રહ્યો હતો. ઉભય કાફલાઓ સુશિમા બેટના અગ્નિ ખૂણામાં ઓકોશિમા નામના દ્વીપસમૂહની નિકટ આવી પહોંચતાંજ ઍડમિરલ ટોગોનાં લડાયક

વહાણોએ રશિયન કાફલાપર તોપોનો ભયંકર મારો શરૂ કર્યો. રશિયન વહાણોપરથી પણ તેને પ્રત્યુત્તર મળવા લાગ્યો. બપોરના બે વાગતાં સુધી ઉભય પક્ષો તરફથી એક સરખા ઉત્સાહથી તોપનો મારો ચલાવવામાં આવ્યો. જાપાની ગોલંદાજો પોતાના કામમાં નિષ્ણાત હતા, અને તેમની તોપો તથા દારૂગોળાની તૈયારી મજબૂત હતી. તે સમયે દરિયો તોફાની થયો હતો, પરંતુ ટોગોનું દૂરદર્શીપણું વિલક્ષણ હોવાથી તેણે તોફાની સમુદ્રમાં વહાણો ડોલાયમાન થતાં હોય ત્યારે પણ અચૂક ગોળો મારવાની તાલિમ પોતાના ગોલંદાજોને અગાઉથીજ આપી મૂકી હતી. પોતાની આ દૂરદર્શિતાનો આ પ્રસંગે તેને ઉત્તમ લાભ મળ્યો. જાપાની વહાણમાંથી છૂટેલો એક પણ ગોળો નિરર્થક જતો નહોતો. રશિયન ખલાસીઓ અને ગોલંદાજો શિખાઉ હતા. તેમના ઘણા ગોળા સમુદ્રમાં પડી જતા અને જાપાની કાફલા પર્યંત પહોંચતાજ નહિ. તેમણે કેટલીક તોપોનાં મુખ ઉંચાં રાખ્યાં હતાં, તેથી તેમાંથી છુટેલા ગોળા જાપાની કાફલાને ઓળંગીને દૂર જઈ પડતા હતા, તેમજ રશિયન જહાજોપરનો દારૂ સારી રીતે સળગતો નહોતો.

તોપોનો મારો શરૂ થયા પછી શત્રુનો અચૂક માર ખાઈ રશિયન ખલાસીઓ અને ગોલંદાજો ગભરાઈ ગયા, તેમાંના કેટલાકોએ તો માર ચૂકવવાને માટે સમુદ્રમાં ભુસકો માર્યો. બે વાગ્યા પછી દારૂગોળો સમાપ્ત થઈ ગયાથી હો, કિંવા જાપાની ગોલંદાજોના અચૂક અને ભયંકર મારા આગળ ટકી ન શકાયાથી હો, પરંતુ રશિયન કાફલામાં ગભરાટ ફેલાયો. સાંજ પડતાંમાં તો તેમાં એટલી અવ્યવસ્થા થઈ રહી કે સર્વ જહાજોને માટે એકત્ર મળી શત્રુના મારાનો પ્રતિકાર કરવો અશક્ય થઈ પડયો. આ રીતે યુદ્ધનો આરંભ થયા પછી એક બે પ્રહરમાંજ ઍડમિરલ ટોગોને ખાત્રીપૂર્વક જણાયું કે આપણે

યુદ્ધમાં વિજય મેળવી ચૂક્યા છીએ. હવે માત્ર એટલોજ પ્રશ્ન રહ્યો હતો કે રશિયાનાં કેટલાં વહાણો હસ્તગત થાય છે, કેટલાં ડૂબે છે, અને કેટલાં નાશી જાય છે ?

સૂર્યાસ્ત થઈ અંધકાર પ્રસરતાંજ ઍડમિરલ ટોગોએ પોતાની અસંખ્ય ટૉર્પિડો બાલ્ટિક કાફલાપર છોડી, અને મોટાં લડાયક વહાણોએ પણ તેપર મારો ચાલુ રાખ્યો. તે સિવાય બાલ્ટિક કાફલાના માર્ગમાં પાણીની નીચે સુરંગ તૈયારજ રાખી મૂકી હતી. આથી ત્રણુ ત્રણુ રસ્તે રશિયન ખલાસીઓનો નાશ થવા લાગ્યો. એક તરફ તોપોનો મારો, બીજી તરફ ટૉર્પિડોનો ભય અને ત્રીજી તરફ અકસ્માત્ સુરંગનો સ્પર્શ થવાથી જલસમાધિ થવાનો ડર, આ રીતે જાપાની લોકોએ આખી રાત રશિયનોને તોબા પોકરાવી. સૂર્યોદય થતાં રશિયન કાફલો પલાયન કરતો હોય એમ જણાયું. જાપાની ક્રુઝરોએ તેની પૂઠ પકડી. આ નાશભાગની લડાઇ રવિવારે આખો દિવસ અને રાત તથા સોમવારે બપોર સુધી ચાલી. ઓકોશિમા દ્વીપ આગળ જાપાની સમુદ્રની વચ્ચે લિઍાન કોર્ટ નામનો ખડક છે, ત્યાં સુધી અર્થાત્ ત્રણુસેં માઇલ સુધી આ પ્રકારની દોડાદોડી અને લડાઇ ચાલી. આ ધાંધલમાં કોઇ કોઇની ખબર જાણતું નહોતું. તા. ૨૭ મીને શનિવારે રાત્રે પ્રથમ જાપાની ટૉર્પિડો બોટે હલ્લો કર્યો. તે અસહ્ય થઇ પડયાથી રશિયન ઍડમિરલ એક્વિસ્ટ કેટલાંક વહાણો સહિત નાશીને ઠેઠ ફિલિપ્પાઇન દ્વીપના મૅનિલા બંદરમાં જતો રહ્યો. ઍડમિરલ એક્વિસ્ટને પોતાને પ્રચંડ ઘા પડયા હતા અને તેનાં વહાણો નાદુરસ્ત બની ગયાં હતાં. તટસ્થ રાષ્ટ્રની સરહદમાં આ વહાણો ગયાથી અમેરિકન સરકારની આજ્ઞાથી તેમને નિઃશસ્ત્ર કરવામાં આવ્યાં અને યુદ્ધની સમાપ્તિ થઈ ત્યાં સુધી તેને ત્યાંજ અટકાવી રાખવામાં આવ્યાં.

જાપાની ગોલંદાજો શત્રુનાં જહાજોમાંનાં એન્જીન રાખવાનાં

સ્થળપર તોપનો મારો ચલાવતા હતા. તોપના ધડાકાથી એકવાર એન્જીન નાદુરસ્ત થયું એટલે તે વહાણ હસ્તગત થયા સમાનજ હતું; કારણકે તેમાં આગળ કિંવા પાછળ કોઇ તરફ જવાની શક્તિજ રહેતી નહોતી. આ રીતે જાપાનીઓએ શત્રુઓનાં કેટલાંક વહાણો હસ્તગત કર્યાં. મોટાં લડાયક વહાણોપર તોપના મારાની અસર ઝાઝી થતી ન હોવાથી જલાંતઃસંચારી–સબમરીનો–નૌકાઓ છોડી તેની અંદર ગાબડાં પાડવામાં આવતાં હતાં. પાણીની અંદરની સુરંગથી પણ રશિયન જહાજોનો ભયંકર નાશ કરવામાં આવ્યો. પરંતુ સર્વથી અત્યંત આશ્ચર્યની વાત તો એ છે કે શત્રુઓની નૌકાઓનો નાશ કરવાને માટે ક્યાં સાધનનો ઉપયોગ વિશેષ કરવામાં આવ્યો તે જાપાની લોકોએ જગતને કિંચિત્ પણ જણાવા દીધું નહિ !

રશિયન લડાયક વહાણો પૈકી નિકોલસ નામનું જહાજ શનિવારના યુદ્ધમાં ડૂબ્યું. બોરોડિનો અને આલિમ્પિઆને ટૉર્પિડોએ આગ લગાડી. સમુદ્રના ઉદરમાં કેટલાં રશિયન વહાણો ગયાં તેનો કાંઇ હિસાબજ નહોતો. ઍડમિરલ રોઝૂડેવસ્કી પ્રથમ સુવેરૉય જહાજ ઉપર હતો, પરંતુ જાપાની ખલાસીઓએ સબમરીનવડે તેને ધડાકા સમેત ઉરાડી દીધું. તે ડૂબ્યા પૂર્વે ઍડમિરલ રોઝૂડેવસ્કી પોતાના હાથ નીચેના અધિકારીઓ સહિત બીજા જહાજપર ગયો. જાપાની લોકોએ તેની પૂઠ પકડી તોપના મારાથી તે જહાજને પણ ખોખરૂં કર્યું. આ સમયે તેપરથી ઉતરી તે બીએોવી બોટપર ગયો, પરંતુ તે બોટ પણ જાપાનીઓના હાથમાં ગયાથી તે કેદી બન્યો. તેને સાસેવો અંદરના દવાખાનામાં મોકલવામાં આવ્યો. રોઝડેવસ્કીને કપાળ, હાથ, બે પગ અને પીઠ, એ પાંચ સ્થળે જખમ થયા હતા. ઍડમિરલ નિબોગેટૉફ પણ જખમી થઇને શત્રુના પંજામાં સપડાયો હતો. તેને પણ તેજ દવાખાનામાં રાખવામાં આવ્યો હતો.

આ રીતે બે દિવસ પર્યંત યુદ્ધ ચાલી રશિયાના આખા કાફલાનો નિકાલ થઇ ગયો. જાપાનના નાના સરખા કાફલાએ રશિયાના પ્રચંડ કાફલાનો કેવળ અડતાલીસ કલાકમાં સંપૂર્ણ વિધ્વંસ કરી નાખ્યો. રશિયન કાફલામાં ૧૧ લડાયક જહાજો, ક્રુઝરો અને બીજાં વહાણો મળીને એકંદર સંખ્યા સિત્તેર ઉપર હતી. તે સિવાય ટૉર્પિડો અને સબમરીનોનો તો હિસાબજ નહોતો. આ સર્વ નૌકાઓપર એકંદર પ્રાય ૨૩૦૦૦ ખલાસીઓ હતા. તેમાંથી ૧૪૦૦૦ ને જલસમાધિ મળી. ૬૦૦૦ કેદ થયા અને શેષ ૩૦૦૦ નો તો પત્તોજ લાગ્યો નહિ. જાપાનના કેવળ ૮૦૦ માણસો મરાયા વા જખમી થયા. તેનાં લડાયક જહાજો અને ક્રુઝરો પૈકી એક પણ નૌકા ડૂબી નહિ. તેની કેવળ ત્રણ ટૉર્પિડો ડૂબી ગઇ. ઍડમિરલ ટોગોનું જહાજ મિકાસા અગ્રભાગે હોવાથી તે અતિ નાદુરસ્ત બની ગયું, પરંતુ તેનું એક પણ જહાજ ડૂબ્યું કિંવા નિરુપયોગી બન્યું નહિ. ઍડમિરલ ટોગો યુદ્ધના આરંભથી અંતપર્યંત સર્વત્ર નજર રાખી હુકમ છોડતો હતો. તે દૂરબીનવતી યુદ્ધનું નિરીક્ષણ કરતો હતો; એવામાં એક તોપનો ગોળો આવી તેની પાસેની કંપાસ પેટી સાથે અથડાયો. તે પેટીના રાઈ રાઈ જેવડા ટુકડા થઇ ગયા, પરંતુ ઍડમિરલ ટોગોને કાંઇ પણ ઇજા થઇ નહિ. નાયબ ઍડમિરલ મિસુને માત્ર એક નાનો સરખો જખમ થયો. જાપાનને થયેલી હાનિની રશિયાને થયેલાં નુકસાન સાથે તુલના કરતાં જમીન આસમાનનું અંતર જણાશે. રશિયાનાં નાનાં મોટાં એકંદર ૭૦ વહાણો પૈકી કેવળ પાંચ છ જહાજો જેમ તેમ કરીને વ્લાડિવાસ્ટૉકમાં જઇ શક્યાં. યુદ્ધનો આરંભ થતાંની સાથે ઍડમિરલ એક્વિસ્ટ ફિલિપ્પાઇન દ્વીપમાં નાશી ગયો અને તેની સાથે ગયેલાં પાંચ છ વહાણો અમેરિકન સરકારના પંજામાં સપડાયાં. બે જંગી લડાયક જહાજો, પાંચ ક્રુઝરો અને કેટલીક ટૉર્પિડો બોટો જાપાનને હસ્તગત થઈ. તે સિવાયનાં બીજાં સર્વ

વહાણોએ જલસમાધિ લીધી. રશિયાને ભયંકર હાનિ થઇ અને તેને જાપાનની સાથે તહ કરી યુદ્ધની સમાપ્તિ કરવા સિવાય માર્ગ રહ્યો નહિ. આ તરફથી કોરિયા પ્રાંત જાપાનના વર્ચસ્વ નીચે આવ્યો, મંચુરિયા ચીનને પાછો મળ્યો, અર્ધો સઘેલિયનદ્વીપ જાપાનના અધિકારમાં આવ્યો અને કેદ પડેલા સિપાઇઓના ખર્ચ તથા મુક્તિને માટે રશિયાને મોટી રકમ જાપાનને આપવી પડી. પોર્ટ આર્થરના જેવો પ્રચંડ અને મજબૂત કિલ્લો રશિયાના તાબામાંથી જાપાનના અધિકાર નીચે આવવાથી જાપાન, કોરિયા અને ચીનને બારણેથી એક મોટો શત્રુ દૂર થયો.

ઈંગ્લાંડના સમુદ્રમાં બાલ્ટિક કાફલાએ વિનાકારણ નિરપરાધી માછીઓનો વધ કર્યો તે સમયે એક જર્મન લેખકે એવું ભવિષ્ય ભાખ્યું હતું કે "આ બાલ્ટિક કાફલો જાપાનના પંજામાં સપડાતાંજ કાગળના વહાણનીપેઠે મહાસાગરને તળીએ બેસી જશે" તે ઍડમિરલ ટોગોએ અક્ષરશઃ સત્ય પાડયું. પોર્ટ આર્થરના પ્રથમ હલ્લાથી લઈને મુકડનના ભયંકર રણસંગ્રામ પર્યંત રશિયાના ભાગ્યમાં અપયશજ ચોંટેલો હતો. પરંતુ અપયશથી કાંઈ ઝારની ધીરજ ખૂટી નહોતી. મુકડનના યુદ્ધમાં બે લાખ સૈનિકોનો નાશ થયો, તો તેને બદલે ચાર કિંબહુના જરૂર પડતાં દશ લાખ સૈનિકો મોકલવાને રશિયા સમર્થ તથા તૈયાર હતું. જાપાનને સહજ ચીરી નાખીશું, એવો રશિયન લોકોનો ઘમંડ મુકડનના પરાભવ પછી પણ કાયમજ હતો; પરંતુ બાલ્ટિક કાફલો નામશેષ થયા પછી તે સર્વ ઘમંડ નિવૃત્ત થઇ ગયો. જે લડાયક જહાજોએ સમુદ્રનું તળીઉં જોયું, કિંવા જે જહાજો જાપાનના આધીનમાં આવ્યાં, તેને બદલે બીજાં જહાજો તૈયાર કરવાનું કામ અતિ ખર્ચનું અનેકાલાવધિનું હતું; તે તૈયાર થાય ત્યાં સુધી સમુદ્રપર જાપાનનું વર્ચસ્વ રહે એ નિશ્ચિત હતું. જાપાની લોકોને આવો મોટો વિજય શી રીતે મળ્યો તે જગતને માટે એક મુશ્કેલ કોયડો થઈ પડયો છે. રશિયન

જહાજોને જલસમાધિ આપવાને માટે જાપાને તોપ, સુરંગ, સબ-મરીન કિંવા ગમે તે સાધનનો ઉપયોગ કર્યો હો, પરંતુ ઍડમિરલ ટોગોએ રશિયન કાફલાને માટે જે સ્થળે જાળ પાથરી મૂકી હતી તેજ સ્થળે તેને યુક્તિથી લાવીને તેનો સંપૂર્ણ નિકાલ કરી નાખ્યો અને પોતાની માતૃભૂમિને યૂરોપીઅન રાષ્ટ્રોનાં સન્માનને પાત્ર બનાવી એ વાત નિર્વિવાદ છે.

સાંપ્રતમાં સમુદ્ર કિંવા જમીનપર થતી લડાઇઓ યંત્રકલાની સહાયથી થાય છે. આ યંત્રો શું શું છે અને તેની સહાય ક્યારે તથા કેવી રીતે લેવી તેનો યૂરોપીઅન રાષ્ટ્રોને પ્રથમથીજ અભ્યાસ છે. આજ કારણથી યુરોપીઅન રાષ્ટ્રોએ આજ પર્યંત એશિયાખંડપર વિજય મેળવ્યો હતો. આ જયથી ફુલાઈ જઈને તેઓ એમ માનવા લાગ્યા હતા કે જો યંત્રો ન હોત તો આપણા શૌર્યથી પણ આપણો જય થાત, પરંતુ તે ભ્રમ સંપૂર્ણ રીતે દૂર થયો છે. અર્વાચીન શાસ્ત્રીય શોધોદ્વારા ધાતુનાં જે જે હથીઆરો તૈયાર થયાં છે તે સર્વનો ઉપયોગ કરી પોતાના કરતાં બમણા યુરોપીઅન કાફલાનો કિંવા સેનાનો વિધ્વંસ કરવાને પૌર્વાત્ય રાષ્ટ્રો સમર્થ છે, એવી ખાત્રી ઉત્તમ પ્રકારે જાપાને જગતને કરી આપી છે. જાપાનનાં આ સાહસિક કાર્યથી જગતના ઇતિહાસમાં જે પરિવર્તન થનાર છે તેનું પૂર્ણ સ્વરૂપ આજે લક્ષમાં આવવું કઠિન છે; તથાપિ એટલી વાત તો નિશ્ચિતજ છે કે પૂર્વ તરફથી પશ્ચિમ તરફ ગયેલા મુસલમાનો ફ્રાન્સમાં ટૂર્સ આગળ થપ્પડ ખાઈને પાછા આવ્યા તેથી યુરોપના નકશામાં, ઇતિહાસમાં તથા ધર્મમાં જેવું પરિવર્તન થયું તેવું, કિંબહુના તેથી પણ અધિક મહત્વનું પરિવર્તન એશિયાખંડમાં સુશિમાના યુદ્ધથી થશે. તે ક્યાં, કેવી રીતે અને ક્યારે થશે, તે નિશ્ચયપૂર્વક આજે કહી શકાય એમ નથી, પરંતુ પાશ્ચાત્યોનો પૂર્વ તરફ આવેલો પ્રવાહ પાછો ફર્યો

છે, એ વાત તો નિર્વિવાદજ છે. એશિયાખંડ તો ગોરાલોકોનેજ માટે ફળદ્રૂપ ક્ષેત્રસમાન નિર્માણ થયો છે, એવી માન્યતા હવે સર્વથા દૂર થઈ છે. એશિયાટિક લોકોને નહિ પૂછતાં એશિયાખંડમાં હાથ ઘાલવાના દિવસ હવે વહી ગયા છે. સુશિમાના યુદ્ધદ્વારા આ જે મોટી ક્રાંતિ કરવામાં આવી તે માટે સમસ્ત એશિયાખંડ જાપાનનો ઋણી છે. એશિયાખંડના અભ્યુદયનો સૂર્ય આજે માત્ર હજી ક્ષિતિજપર આવ્યો છે, તે ક્યાંસુધી ઉંચે ચઢે તેનું અનુમાન આજથી કરવું કઠિન છે, પરંતુ ઐતિહાસિક દ્રષ્ટિએ વિચાર કરતાં તે શીઘ્ર મધ્યાહ્નપર આવી પોતાનાં કિરણોથી સમસ્ત એશિયાખંડમાં જાગૃતિ ઉત્પન્ન કરશે એવો રંગ જણાય છે.



# કાઠીયાવાડ હિંદુ અનાથાશ્રમ

## કચ્છ કાઠીયાવાડના ગૌરવ સ્વરૂપ

## લોક સેવાનું ઉત્તમ સ્થાન

કે જ્યાં કચ્છ કાઠીયાવાડના તમામ ભાગનાં રંક અનાથ બિનવારસ બાળકો તથા અંધ અપંગોનું ભરણપોષણ અને ધર્મરક્ષણ થાય છે. કચ્છી—કાઠીયાવાડી દાનવીરો! જો આપણે બીજા દેશબન્ધુઓની સાથે માનભેર—ઉલટભેર ઉભું રહેવું હોય તો તમારા તરફનું હરેક પ્રકારનું દાન અને મદદ તથા અનાથો અહીંજ મોકલી આપો, અને હરેક સારા નરસા પ્રસંગે આ આશ્રમને પ્રથમ યાદ લાવી સહાય કરવા ભૂલશો નહિ.

કચ્છ કાઠીયાવાડ દેશ ઉપરના સાચા પ્રેમની સાબિતી, સાચો ધર્મ, અને સાચી શોભા તે એજ છે કે તમારે કાઠીયાવાડ હિન્દુ અનાથાશ્રમને મદદ કરવી અને તેની વિઝીટ કરવી. આશ્રમ જોવાથી ઘણોજ સંતોષ થશે, ઘણા સારા અભિપ્રાય તેને મળી ચૂક્યા છે.

સભાસદ, માસિક મેમ્બર, લાઇફ મેમ્બર કે પ્રમુખ થઇને અનેક રીતે મદદ કરી શકાય છે. તે વિષેનાં ફારમો તથા ધારા ધોરણો તૈયાર છે, ને દર ત્રણ મહિને હિસાબ છપાય છે. તે તમામ મંગાવવા માટે તથા અનાથો મોકલવા માટે સિરનામું:—

કવિ અંબાશંકર હરીશંકર યાજ્ઞિક.

વ્યવસ્થાપક (કાઠીયાવાડ હિંદુ અનાથાશ્રમ.)

વઢવાણ કેમ્પ.

# એક દિન એવો આવશે

એક દિન એવો આવશે,
જ્યારે અમીઝરણાં ઝરંતાં પૃથ્વીનેય પલાળશે—
એક દિન એવો આવશે. ટેક.
કળિકાળમાં પણ વીર એવા આર્યભૂમિમાં પાકશે,
નિજવીર્યથી, ભૂમિભક્તિથી આ સૃષ્ટિનેય ધ્રુજાવશે— એક૦
રામ, અર્જુન, ભીષ્મ જેવા, કર્ણ, સંગ, પ્રતાપને,
હમિરાજ, યોગીરાજ, ગુર્જરરાજનેય ભુલાવશે— એક૦
શિબિરાજ, ભગીરથરાજ સમ પરમાર્થજીવન ગાળશે,
મેવાડના ભડ ભીષ્મ ચંદારાજને વિસરાવશે— એક૦
પરબ્રહ્મનિષ્ઠ વશિષ્ઠ વિશ્વામિત્ર ઋષિના પાદને,
પ્રેમે નમી નિસ્વાર્થ નેતા આર્યવર્ત ઉદ્ધારશે— એક૦
આત્મબળ પામી બધા આ પુત્ર ભારતવર્ષના,
નિર્ભય તણી મૂર્તિ બની સૌ સ્વાર્થને તુચ્છકારશે— એક૦
આ દેહ કાચો કુંભ આત્મા નિત્ય દિવ્ય પ્રકાશશે,
દૃઢ સત્યપર એ શત્રુના સંગ્રામમાં સૌ ચાલશે— એક૦
આ દુઃખને જુલમના પંક પોકાર ચારે દેશથી,
ત્યાંથીય મંગળ ગીતના ધ્વનિ મંદ મધુરા ચાલશે— એક૦
મરૂ દેશના જેવી ઉજડ ભૂમિ સર્વ ભારતવર્ષની,
ફળ પુષ્પથી લચી સુંદરી સમ એકલી અહિં મ્હાલશે— એક૦
અહિંથી મહાવીર મહારથી ટંકાર કરતા શસ્ત્રના,
પરદેશમાં જઈ રાજ્યના શુદ્ધ ધર્મને શિખવાડશે— એક૦
પૂર્વે થયા ન્હોતા વળી સ્વપ્ને ન તર્ક્યા વીર તે,
આ પૃથ્વીને કરી સ્વર્ગ સરખે દેવનેય ઉતારશે— એક૦

મગનભાઈ ચતુરભાઈ પટેલકૃત 'કુસુમાંજલી'માંથી.